## વાર્તાના શોખીનોને માટે

# ભારતલોકકથા

આ સંગ્રહમાં દેશવિદેશના પુરુષોની જૂની કથાવાર્તાઓનો અપૂર્વ સંગ્રહ કરવામાં આવ્યો છે. એમાંની વાર્તાઓ આબાલવૃદ્ધ, સ્ત્રી કે પુરુષ સર્વને આનંદ આપે તેવી છે. આવો અમૂલ્ય સંગ્રહ ગુજરાતી ભાષામાં કદાપિ પૂર્વે પ્રકટ થયો નથી. તેમાં કેવી કથાવાર્તાઓ છે તે નીચે આપેલી અનુક્રમણિકા ઉપરથી જણાશે.

**ભારતલોકકથા,** ભાગ ૧ લો, ભારતવીરવિલાસ; ૨૨ કથાઓ.

૧ અખેરાજ દેવડો, ૨ પ્રતાપ અને પદ્મિની, ૩ ઉમરાવસિંહ રાઠોડ, ૪ સંન્યાસિની, ૫ ક્રિસ્ટી અથવા અજીમતારા, ૬ સભાજીનો સેવક, ૭ જશવંતસિંહ સોનગરાની વાર્તા, ૮ સિંધુસુંદરી લાલાં, ૯ અંબસિંહનો બિરહ શૃંગાર, ૧૦ ધર્મવીર હકીકતરાય, ૧૧ દાહિર દુહિતા, ૧૨ વીરકન્યા મુક્ટકુમારી, ૧૩ પ્રતિજ્ઞાપાલક વીર અબ્દાહિત, ૧૪ સીપાહીનું સ્વપ્ન, ૧૫ કંકણબંધન, ૧૬ મહારાણાનો "તિયોનિડાસ" વીરવર બાજી પ્રભુ, ૧૭ દરબાર વૈરીસિંહ અથવા રાજપૂતનું વચન, ૧૮ નૂરજહાંની બેગમ, ૧૯ સિંગઢનો પરાક્રમી રાજા માનસિંહ, ૨૦ ગુરુઘાતક નવાબ સિરાજ, ૨૧ હમ્મરખાં અને જેરીખાં, અને ૨૨ રાજા કે યોગી? પૃષ્ઠ ૩૦૬

કીં. ૧-૪-૦

**ભારતલોકકથા,** ભાગ ૨ જો, ભારતવીરવિલાસ; ૨૧ કથાઓ.

૧ બહારવટીઆની સ્ત્રી, ગિરનારની એક વાર્તા, ૨ સમશેર બહાદુર સુંદર શઠાણી, ૩ અર્ગલની રાણી, ૪ તેજસ્વિની તારા, ૫ સોમનાથના ઘેરામાં સતીનો બચાવ, ૬ રાજધાત્રી પન્ના, ૭ ક્ષત્રિયાણીનો ટેક, ૮ શૂરવીર ચાંચો પરમાર, ૯ વિલાસપ્રિય સમ્રાટ હુમાયૂં, ૧૦ જોધપુરની રાણી, ૧૧ સ્વામિભક્ત વીર મુરારિરાવ, ૧૨ સ્નેહશરી તરલા અથવા પ્રણયબલિદાન, ૧૩ ઔરંગઝેબની પ્રેમાંધતા, ૧૪ ભારતસુન્દરી કૃષ્ણાકુમારી, ૧૫ રણદેવત રામસિંહ, ૧૬ કારાચલ સમો અને કપૂરી સથાર, ૧૭ સંગીત વીર ત્રિલોચનમિશ્ર, ૧૮ શ્રીમતી અહલ્યાબાઈ હોલ્કર, ૧૯ માનિનીદેવી, ૨૦ સૂણી અને મેયાર, અને ૨૧ શ્રી વિક્રમચરિત્ર. પૃષ્ઠ ૨૯૯

કીં. ૧-૪-૦

ભારત લોકકથા-ભાગ નવમો

# બંગાળાની જૂની વાર્ત્તાઓ

પંચમ ખણ્ડ

અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,
સાસૂન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ, મુંબઇ
સંવત્ ૧૯૭૫ ઈ. સ. ૧૯૧૯

મૂલ્ય રૂ. ૨-૦-૦

# પ્રસ્તાવના

પ્રસ્તુત 'ભારત લોકકથા' નામક દંતકથા અથવા જનવાર્ત્તા સાહિત્ય વિષયક ગ્રંથમાળાના આઠમા ભાગ અને 'બંગાળાની જૂની વાર્ત્તાઓ'ના ચતુર્થ ખંડનું જાન્યુઆરી (૧૯૧૯) માં પ્રકાશન થયા પછી પાંચ મહિનાના અલ્પ અવકાશમાં જ 'ભારત લોકકથા'ના આ નવમા ભાગ અને 'બંગાળાની જૂની વાર્ત્તાઓ'ના પંચમ ખણ્ડનું પ્રકાશન થાય છે, એ કેવળ પરમદયાધન પરમાત્માની કૃપાનું જ પરિણામ છે. 'બંગાળાની જૂની વાર્ત્તાઓ'નો હવે એક ખંડ બાકી રહેલો છે તેના પ્રકાશનનું કાર્ય ચાલુ છે તેના પછી અન્ય દેશની વાર્ત્તાઓના પ્રકાશનના કાર્યનો આરંભ કરાશે; કારણ કે, હસ્તલિખિત સામગ્રી વિપુલ પરિમાણમાં તૈયાર હોવાથી વિલંબનો સંભવ નથી.

પ્રસ્તુત 'ભારત લોકકથા' નામક ગ્રંથમાળાના સંબંધમાં અત્યાર સુધીના પ્રકટ થયેલા આઠ ભાગોની પ્રસ્તાવનામાં જે કાંઈ પણ લખવા યોગ્ય હતું તે સર્વ લખાઈ ગયું છે એટલે જો કે વિશેષ લખવા યોગ્ય કાંઈ રહેતું નથી; છતાં અત્યારે એક નવીન વાર્ત્તા અમારા જાણવામાં આવી છે તેનો ઉલ્લેખ આવશ્યકીય છે. તે વાર્ત્તા એ છે કે, કેટલાંક સુશિક્ષિત અને સભ્ય કુટુંબોમાં 'ભારત લોકકથા'માંની નિર્દોષ અને નીતિવર્ધક વાર્ત્તાઓ માતાપિતા પોતાનાં અલ્પવયસ્ક બાળકો તથા બાલિકાઓને વાંચી સંભળાવે છે; અથવા તો પોતે વાંચી સ્મરણમાં રાખીને તે વાર્ત્તાઓ મુખથી કહી સંભળાવે છે અને જો બાળક તથા બાલિકા પોતે એ વાર્ત્તાઓ વાંચી શકે અને વાંચીને સમજી શકે તેવી સ્થિતિ હોય છે તો 'ભારત લોકકથા'નાં પુસ્તકો બાળક તથા બાલિકાઓને વાંચવામાટે આપવામાં આવે છે અને તેથી બાળક તથા બાલિકાઓનાં વિશુદ્ધ મનમાં મનોરંજન સાથે બીજું પણ સારું પરિણામ થાય છે. જ્યારે 'ભારત લોકકથા' નામક ગ્રંથમાળાએ આટલી સીમાપર્યન્ત સમાજમાં લોકપ્રિયતા તથા ઉચ્ચસ્થાનની પ્રાપ્તિ કરી લીધી છે, તો પછી અમારા પ્રયત્નની સફળતામાટે અમારે લેશ માત્ર પણ સાશંક થવાનું નથી અને 'ભારત લોકકથા'ની એ લોકપ્રિયતા તે કેવળ પરમકૃપાળુ પરમાત્માની કૃપાદૃષ્ટિનું જ પરિણામ હોવાથી એમાટે અમો પરમાત્માનો જેટલો પણ આભાર માનીએ તેટલો ઓછો જ છે.

ઈ. સ. ૧૯૧૮ ના અંત સાથે યૂરોપીયન્ પ્રચંડ યાદવાસ્થળીનો અંત થવાથી કાગળો તેમ જ મુદ્રણકળાનાં અન્ય સાધનોના અત્યંત

વધી ગયેલા ભાવોમાં ઘટાડો થશે તો આ ગ્રંથમાળાના ભાગોની કીમતમાં પણ કાંઇક ઘટાડો કરી શકાશે, એવી પ્રકાશકની ધારણા હતી; પરંતુ અદ્યાપિ કાગળો ઇત્યાદિના ભાવોમાં લેશ માત્ર પણ ઘટાડો નથી થયો; અને તેથી પ્રકાશક પોતાની તે ધારણાને પાર પાડી શક્યા નથી એટલે આ ભાગની કીમત પણ બે રૂપિયા જ રાખવી પડી છે. હવે આ મોંઘવારીનો સત્વર અંત આવી જાય અને પરમેશ્વરની કૃપાથી શાંતિનું સામ્રાજ્ય વ્યાપી જાય એ જ પરમેશ્વરનાં ચરણોમાં અમારી અનન્યભાવયુત અભ્યર્થના છે. અસ્તુ!

પોરબંદર તા. ૨૪ મી
જૂન ૧૯૧૯ મંગળવાર

ઠક્કુર નારાયણ વિસનજી

# અનુક્રમણિકા

# ભારત લોકકથા

## ભાગ નવમો

# બંગાળાની જૂની વાર્તાઓ

## પંચમ ખણ્ડ

## વાક્‌સિદ્ધ રાજકુમાર

દેવતાઓ પ્રસન્ન થઈ પુત્ર આપે એવી ઇચ્છાથી એક રાજાએ પુત્રેષ્ટિયજ્ઞ કર્યો. તેણે ઘણાં દાન ધર્મ કર્યાં અને એક લક્ષ બ્રાહ્મણને ભોજન આપ્યું. આ સર્વ પુણ્યકર્મથી દેવતાઓ પ્રસન્ન થઈ ગયા અને એક રાત્રિએ સ્વયમ્ વિષ્ણુ નારાયણે વૃદ્ધ બ્રાહ્મણના સ્વરૂપમાં રાણીના સ્વપ્નમાં આવીને તેને કહ્યું કે: "હે રાણી! તારા પેટે જે પુત્રનો જન્મ થશે તે વાક્‌સિદ્ધ થશે." રાણીએ આ સ્વપ્નની વાત રાજાને કહી તે વખતે રસોઇઓ બ્રાહ્મણ પાસે ઉભો હતો તેથી તેણે તે વાત સાંભળી લીધી.

ગર્ભવતી રાણીને પૂરે માસે એક સુંદર કુંવર જન્મ્યો. રાજધાનીમાં ખોબલે શાકર વ્હેંચાઈ અને મોટો આનંદોત્સવ થઈ રહ્યો. રંગેચંગે રાજકુંવરને અન્નાશન કરાવવામાં આવ્યું અને તેનું નામ પણ પાડવામાં આવ્યું. અનુક્રમે તે એક વર્ષના વયનો થયો.

એક દિવસ રાણી કુંવરને પોતાના ખોળામાં લઈ અંતઃપુરના ઉદ્યાનમાં એક આરસના પત્થરની વેદી હતી તેનાપર બેઠી હતી. ઉનાળાનો દિવસ હતો ને તાપ કકડીને પડતો હતો. રાણીને આલસ્ય આવતાં તે ઠંડા પત્થરપર આડી થઈ અને એકદમ નિદ્રાને વશ થઈ ગઈ. રાણી ભર નિદ્રામાં પડી હતી. તે સમયે રસોઇઓ બ્રાહ્મણ ત્યાં આવ્યો. જો દાવ મળે તો તે રાજકુંવરને ઉપાડી જવાની તે રસોઇઆની ઘણા લાંબા વખતની ઇચ્છા હતી. આવી સહેલાઇથી તે દાવ મળી ગયેલો જોઈ તે હરખાયો અને પુત્રનું હરણ કરી ગયો અને બે હંસ લાવી તેને કાપી તેનું રક્ત તેણે ભૂમિપર રેડયું. રાણી જાગી અને કુંવરમાટે પૃચ્છા કરી એટલે રસોઇઆ બ્રાહ્મણે કહ્યું કે: "અહીં એક વાઘ આવ્યો હતો તે રાજકુમારને ઉપાડી ગયો છે." કુંવર ગુમ થયાની વાત રાજાએ જાણી એટલે રાણીપર તેને ઘણોજ ક્રોધ ચઢ્યો. ક્રોધના આવેશમાં તેણે રાણીને વનવાસમાં કાઢી.

રસોઇઆ બ્રાહ્મણે દશ વર્ષ સુધી રાજકુંવરનું પ્રતિપાલન કર્યું. એક દિવસ તે બ્રાહ્મણે રાજકુંવરને કહ્યું: "આપણે આવા નાના તથા ખંડેર જેવા ઘરમાં રહીએ છીએ તો એકાદ મોટા અને સુંદર ઘરમાં રહેવાની શું તને ઇચ્છા નથી થતી?" બાળકે કહ્યું: "મને તેવી ઇચ્છા થાય છે." તેના મુખમાંથી આ શબ્દ નીકળ્યા તેની સાથે જ તે ખંડેર જેવા મકાનના સ્થળમાં એક ગગનચુંબિત મહાલય થઈ ગયો. બીજે દિવસે રસોઇઆએ રાજકુંવરને કહ્યું: "ભાઈ, તું અહીં એકલો રમે છે તેના કરતાં તારા જેટલી જ વયની અહીં એક બાલિકા હોય અને તેની સાથે જો તું રમતો હોય તો વધારે સારું કે નહિ?" રાજકુંવરે કહ્યું: "જો એવી એકાદ બાલિકા અહીં હોય તો ઘણું જ સારું!" તેના મુખમાંથી આ શબ્દો નીકળતાંની સાથે જ રાજકુંવરના જેટલી ઉમરની એક પરમ સુંદર બાલકા ત્યાં આવી હાજર થઈ અને રાજકુંવર તેની સાથે રમવા લાગ્યો. ત્રીજે દિવસે રસોઇઆએ રાજકુંવને કહ્યું: "દીકરા! આપણા ઘરમાં સાત ઘડા ભરીને મોહોરો અને એકવીશ ઘડા રૂપિયા થાય તો કેવું સારું?" રાજકુંવરે કહ્યું: "ઘણું જ સારું!" રસોઇઆના ઘરમાં તેટલું ધન ઉત્પન્ન થયું.

એક દિવસ રસોઇઆએ પોતાના મનમાં વિચાર કર્યો કે: "રાજકુમાર દ્વારા મને સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થયેલી છે એટલે હવે જો તે પોતાનાં માતપિતાને જોવાની ઇચ્છા કરશે તો મારા ભોગ મળી જશે. રાજકુંવરને હું ચોરી લઈ ગયો હતો એ વાત રાજાના જાણવામાં આવશે તો અવશ્ય તે મને મરણની જ શિક્ષા કરશે. માટે હવે રાજકુંવરને જીવતો રાખવો તે ભય ભરેલું છે." આમ વિચાર કરી તેણે પેલી બાલિકાને પોતાની પાસે બોલાવીને કહ્યું: "આજ ગમે તેમ કરી એ છોકરાનું ગળું તું કાપી નાખ." બ્રાહ્મણનું આ કથન સાંભળી તે બાલિકાની આંખમાં આંસુ આવી ગયાં.

રાજકુંવર અને તે બાલિકા વચ્ચે અગાધ પ્રેમ ઉત્પન્ન થયો હતો. તેણે રાજકુંવર પાસે જઈ સર્વ વાત કહી દીધી. આ વખત દરમ્યાન રાજકુંવર સમજણો થઈ ગએલો હતો. પોતાની અદ્‌ભુત શક્તિ વિશે તેને જ્ઞાન થયું હતું. બ્રાહ્મણ તેનું ખૂન કરાવવા ઇચ્છે છે એ જાણી તેને ઘણો જ ક્રોધ ચઢ્યો.

બીજે દિવસે બ્રાહ્મણ ઘેર આવ્યો કે તરત જ રાજકુમારે કહ્યું: "હે બ્રાહ્મણ! શું તારામાં લગાર પણ ધર્મજ્ઞાન નથી? મારા લીધે જ તને આ સર્વ અતુલ ઐશ્વર્ય પ્રાપ્ત થએલું છે તથાપિ મને જ મારી નાખવા તું ઇચ્છે છે? તારા જેવો કૃતઘ્ન માણસ મેં આ દુનિયામાં કોઇ જોયો નથી. મારા ઉપકારના બદલામાં તું મારાપર અપકાર કરવા તત્પર થયો

છે, તો એની ઉચિત શિક્ષા મારે તને આપવી જ જોઇએ. તારા એ નિંદ્ય કૃત્યથી તું કાળો કૂતરો થઈ જા અને તારા ગળામાં સોનાની સાંકળ બંધાઓ." રાજકુંવરના મુખમાંથી જેવા આ શબ્દો નીકળ્યા કે તરત જ તે બ્રાહ્મણ કાળો કૂતરો થઈ ગયો. તે કૂતરો અને પેલી કુમારીને લઇને રાજકુંવર રાજધાની તરફ ચાલ્યો.

રાજધાનીમાં જઈ રાજકુંવર મંત્રીને ઘેર ગયો અને તેને પોતાની બધી વાત કહી સંભળાવીને હવે પોતે શું કરવું એ વિષે મંત્રીની સલાહ પૂછી. મંત્રીએ તેને યોગ્ય સલાહ આપી.

એક દિવસ રાજસભામાં મંત્રીએ રાજાને કહ્યું: "મહારાજ! આ રાજ્ય બહુ દિવસ થયાં રાણીશૂન્ય છે. આથી આખા રાજ્યની પ્રજાનું મન કચવાય છે. હવે તો આપ પ્રજાપર કૃપા કરી તેને રાજી કરો તો ઘણું સારું." પ્રધાનપર ક્રોધિત થઈ રાજાએ કહ્યું: "હે મંત્રી! જે રાણીએ મારા જીવ સમાન વહાલા કુંવરને વાઘ પાસે મારી નખાવ્યો છે તેને શું તું મારા રાજ્યમાં બોલાવી મંગાવવાનું કહે છે?" તે વખતે રાજકુંવર ત્યાં હાજર હતો. રાજાને પ્રણામ કરી તેણે કહ્યું: "પિતાજી! હું આપનો કુંવર છું. આપના કુંવરને વાઘે ફાડી ખાધો નથી અને મારી માતા નિર્દોષ છે. આ સોનાની સાંકળે બાંધેલો કાળો કૂતરો આપ જુઓ છો તે આપનો રસોઇઓ બ્રાહ્મણ છે. આ મહાત્મા મને ચોરીને લઈ ગયા હતા અને મારી રાણી માતા જ્યાં સૂઈ રહ્યાં હતાં ત્યાં હંસને કાપી તેનું રક્ત છાંટયું હતું." આમ કહી રાજકુંવરે તે કાળા કૂતરાને તેનું પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરાવી દીધું. અલ્પ કાળમાં જ કૂતરાને રસોઇઓ થઈ ગએલો જોઈ આખી સભા વિસ્મયવિમુગ્ધ થઈ ગઈ. રાજાએ કુંવરને તે રસોઇઆને પુનઃ કૂતરો બનાવી દેવાનું કહ્યું અને રાણીને બોલાવી લાવવાને પોતે માણસો લઇને વનમાં ગયો. બિચારી રાણી વનમાં નિવાસ કરતી હતી અને વનફળ ખાઈ પોતાના દિવસ વીતાડતી હતી. રાજા તેને ઘણા આદર સત્કાર અને ધામધૂમથી પોતાની રાજધાનીમાં લઈ આવ્યો. આટલાં બધાં વર્ષ પછી પોતાના કુંવરને જીવતો જોઈ રાણીએ દેવચરણે કોટિ કોટિ નમસ્કાર કર્યાં. રાજકુંવરની સાથે રહેનાર પેલી સુંદરીની સાથે રાજકુંવરનો વિવાહ થયો.



## પુત્રી ભગવતી

એક બ્રાહ્મણની સ્ત્રી મરણ પામેલી હતી અને તેને કેવળ એક જ પુત્રી હતી કે જેનું નામ ભગવતી હતું. ઘરનું સઘળું કામ તે ભગવતી જ કરતી હતી. એક વખત તે બ્રાહ્મણને ઋતુ ન હોવા છતાં બે કેરીઓ

મળી. ભગવતીનું મોસાળ તે ગામમાં જ હતું. કેરીઓ મળતાં જ બ્રાહ્મણે ભગવતીને કહ્યું: "પુત્રી, ભગવતી! આ મોસમ કેરીની નથી. કમોસમમાં આપણને કેરીઓ મળી છે તો આપણે એકલાએ તે ખાવી જોઇએ નહિ એવો મારો વિચાર છે. તું જમવાનું કરી નાખ અને હું તારા મામાને નિમંત્રણ આપી આવું છું." આમ કહી સાળાને જમવા આવવાનું નોતરું દેવા બ્રાહ્મણ તેના ઘર તરફ ચાલ્યો.

ભગવતીએ રસોઈ તૈયાર કરી નાખી તોપણ તેનો મામો આવ્યો નહિ. તે પોતાના મનમાં વિચારવા લાગી કે: 'મેં સારી સારી રસોઈ તૈયાર કરી છે તે ગરમા ગરમ ખાધી હોય તો જ મઝા પડે! જો રસોઈ ટાઢી થઈ જશે તો પછી તેનો બધો સ્વાદ જતો રહેશે.' આ વિચાર તેણે પોતાના પિતાને કહ્યો અને તેને મામાને બોલાવવા જવાનું કહ્યું. ભગવતીએ આગ્રહ કર્યો એટલે તે બ્રાહ્મણ પોતાના સાળાને તેડવા ગયો. તે પણ ગયો તે ગયો. ઘણીવાર થઈ તોએ તે પાછો આવ્યો નહિ. ભગવતીએ પોતાના મનમાં વિચાર્યું કે: "મામા નહિ આવવાના હોય અને પિતાજીને તેમણે તેમને ત્યાં જ જમવા બેસાડી દીધા હશે માટે જ તે હજી સુધી નહિ આવ્યા હોય. આમ વાટ જોઇને હું ક્યાં સૂધી બેસી રહીશ? આ રસોઈ ટાઢી થઈ જાય છે." આમ વિચાર કરી તેણે થાળમાં રસોઈ કાઢી અને હાથમાં એક કોળીઓ લઈ મોં આગળ આણ્યો. રસોઇની સોડમ નાકમાં ગઈ પછી પૂછવું જ શું? ચડપ દઇને કોળીઓ મોંમાં પેસી ગયો અને ગડપ દઇને તે ગળા નીચે ઉતરી ઉદરસ્થ થયો. એક પછી એક કોળીઆ ભગવતી પોતાના પેટમાં નાખવા લાગી અને થોડી વારમાં તે તમામ રસોઈ ઉડાવી ગઈ. હજી બ્રાહ્મણ પાછો આવ્યો નહોતો. ભગવતીની દૃષ્ટિ કેરીઓપર પડી. તે સુંદર કેરીઓને જોઈ તેનું મન તેના હાથમાં રહ્યું નહિ. તે બન્ને કેરીઓને હાથમાં લઈ તે જોવા લાગી. તેમને નાક આગળ લઈ જઈ તે સોડવા લાગી. તેણે કેરીઓ છોલી નાખી અને ચીરીઓ ઉપર ચીરીઓ કરી મોંમાં મૂકી દેવા લાગી. બન્ને કેરીઓ ખાઈ તેણે ગોટલા તથા છાલ નાખી દીધાં અને તે બારણા આગળ ગઈ તે સમયે તેનો બાપ તેને ત્યાં મળ્યો. બાપે કહ્યું: "પુત્રી ભગવતી, તારા મામા આવે છે. તું વાસણ બરાબર ગોઠવી તથા પાટલા મૂકીને રસોડામાં બેસ. હું એક છરી લઈ તેને ઘસી ધાર ઉતારું છું કે જેથી કેરીઓની છાલ ઉતારી સારી ચીરીઓ કરી શકાય." આમ કહી એક છરી લઈ તે પત્થરપર ઘસવા બેઠો. ભગવતીએ દૂરથી પોતાના મામાને આવતો જોયો. 'જો મામા આવશે અને પિતા ખાવા માગશે તો ગોટાળો થશે. રસોઇ ને કેરીઓ તો હું ખાઈ ગઈ છું એટલે આપીશ

શું?' એનો તેને વિચાર થઈ પડ્યો. તેની ચાલાક બુદ્ધિએ તેને એક રસ્તો બતાવ્યો. તે ઉતાવળી ઉતાવળી પોતાના મામા સામી ગઈ અને તેને કહ્યું: "મામા, મામા, તમે ક્યાં આવો છો? મારા પિતાએ આજ તમારા બન્ને કાન કાપી લેવાનો નિશ્ચય કર્યો છે માટે તમે એકદમ અહીંથી જતા રહો. તમારા કાન કાપવા અત્યારે તે છરી ઘસી રહ્યા છે." તેનો મામો અક્કલનો ભંડાર હોવાથી તેણે ભગવતીનું કહેવું ખરું માની લીધું અને તે પોતાને ઘેર જવા પાછો વળ્યો. અહીં ચાલાક ભગવતીએ તેના બાપ પાસે જઇને કહ્યું: "બાપા, બાપા, તમે તો કેરીઓ છોલવાને છરી ઘસી રહ્યા છો પણ મારા મામા રસોડામાં આવ્યા અને રસોઇનો થાળ અને બન્ને કેરીઓ લઇને ચાલ્યા ગયા છે." વિસ્મય પામી બ્રાહ્મણે કહ્યું: "એમ તે કેમ થાય? મેં તેમને જમવાનું નોતરું દીધું હતું તો તેમણે મારી પાસે બેસી મારી જોડે ખાવું જોઇતું હતું. આમ રસોઈ ઉપાડી ચાલ્યા જાય તે કોના ઘરની રીત? કદાચિત્ રસોઈ લઈ ગયા હોય તો ભલે; પણ અસમયમાં મળેલી બન્ને કેરીઓ લઈ જાય એ શું? મારે તેમની પાસેથી જઇને એક કેરી તો લઈ આવવી જ જોઇએ." આમ બોલી હાથમાં છરી લઈ તે "ઉભા રહો, ઉભા રહો, એક, એક" એમ બૂમો પાડતો તે પોતાના સાળાની પાછળ દોડ્યો. ભગવતીના મામાએ પાછા વળીને જોયું તો તેનો બનેવી "એક, એક" એમ બૂમો પાડતો હાથમાં છરી લઇને જોશથી દોડતો આવતો તેના જોવામાં આવ્યો. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે: 'ભગવતી ખરું કહેતી હતી. ખરેખર મારો બનેવી મારો એક કાન કાપવાનું જ કહેતો હોવો જોઇએ.' આમ વિચારી તે પોતાથી દોડાય તેટલા જોરથી પોતાના ઘર પ્રતિ દોડવા લાગ્યો. ભગવતીનો બાપ કેટલેક સુધી તેની પાછળ દોડ્યો પણ પછી તેને ગાળો દેતો દેતો તે ઘર તરફ પાછો આવ્યો. ઘરમાં ખાવાનું કાંઈ હતું નહિ ને વખત થઈ ગયો હતો તેથી નવી રસોઈ થઈ શકે તેમ નહોતું. આથી બ્રાહ્મણે તે દિવસે નકોરડો અપવાસ પાળ્યો. ચાલાક ભગવતીએ પોતાની ચાલાકીથી તેના મામા અને બાપ બન્નેને મૂર્ખ બનાવ્યા.



## કપોત કુમાર

એક સોદાગરને ત્રણ પુત્રીઓ હતી. વ્યાપાર કરવા જતી વખતે તે ત્રણે પુત્રીઓને પોતાની પાસે બોલાવીને તેણે પૂછ્યું: "બેટા! વ્યાપાર કરીને પાછા આવતી વખતે હું તમારામાટે શું લાવું?" બે મોટી પુત્રીઓએ હીરાના હાર મંગાવ્યા પણ નાની પુત્રીએ કહ્યું: "પિતાજી!

તમે મારામાટે એક બોલતી મેના લાવજો." તેમણે મંગાવેલી વસ્તુઓ લાવવાનું વચન આપી સોદાગર વ્યાપાર કરવા નીકળ્યો. દૂર દેશમાં જઈ તેણે પોતાનો માલ સારા નફાથી વેચ્યો અને પાછા આવતી વખતે તેણે બે સારા હીરાના હાર વેચાતા લીધા પણ બોલતી મેના તેને ક્યાંય મળી નહિ તેથી તે લીધા વિના તે સ્વદેશ તરફ આવવા લાગ્યો.

રસ્તામાં એક વન આવ્યું. તેમાં એક વૃક્ષની એક શાખાપર એક મેના બેઠી હતી અને મધુર સ્વરથી બોલી રહી હતી. સોદાગરે પોતાના નોકરો દ્વારા તે મેનાને પકડાવી લીધી અને તેને લઈને તે આગળ જવા લાગ્યો એટલામાં એક મોટો વિકરાળ સિંહ ગર્જના કરતો તેની પાસે આવ્યો. સોદાગર પાસે આવી મનુષ્યની વાચામાં તે સિંહે કહ્યું: "હે સોદાગર! તું ઘેર જાય ત્યારે તારા સામું પહેલું જે કોઈ આવે તે મને આપવાનું તું મને વચન આપે તો જ હું તને અહીંથી આ પંખીને લઈને જીવતો જવા દઈશ અને નહિ તો તારી પાસેથી હું પંખી પડાવી લઈશ અને તને ફાડી ખાઈશ." તે આમ બોલતો હતો એટલામાં ત્યાં પાંચ પચાસ સિંહ આવી ઉભા રહ્યા. સોદાગર ગભરાઈ ગયો અને સિંહની માગણીને તેણે સ્વીકારી લીધી.

જેવો તેણે ઘરના આંગણામાં પગ મૂક્યો તેવી જ તેની નાની પુત્રી તેના સામી આવી અને હરખાતી હરખાતી બોલી: "બાપા, બાપા! મારામાટે બોલતી મેના લાવ્યા છો કે?" મેનાનું પાંજરું જમીન પર મૂકી માથે હાથ મૂકી સોદાગર પોક મૂકીને રોવા લાગ્યો.

ઘરનાં સઘળાં માણસ એકઠાં થઈ ગયાં અને તે સોદાગરને રોવાનું કારણ પૂછવા લાગ્યાં. સોદાગરે સિંહને તેણે જે કબૂલાત આપી હતી તે કહી સંભળાવી એટલે નાની પુત્રીએ કહ્યું: "પિતાજી! એમ હોય તો આપ કાંઈ ચિન્તા કરતા નહિ. સિંહ મને ખાઈ જવાનો નથી. તેને કેવી રીતે વશ કરવો એ મને બહુ સારું આવડે છે." બીજે દિવસે નાની પુત્રી સિંહની પાસે ગઈ.

આ સિંહ કાંઈ ખરેખરો સિંહ નહોતો. તે શાપગ્રસ્ત રાજકુંવર હતો. તે દિવસે સિંહ થઈ જતો અને રાત્રિના સમયે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરતો હતો. સોદાગરની કન્યા સાથે સિંહરાજકુંવરે વિવાહ કર્યો.

કેટલાક દિવસ પછી સોદાગરની નાની પુત્રીના સાંભળવામાં આવ્યું કે તેની મોટી બહેનને ત્યાં અમુક દિવસે પુત્રનું લગ્ન થવાનું છે. એટલે સિંહની રજા લઈ પિયરમાં જવાનો તેણે નિશ્ચય કર્યો. આ વિચાર તેણે સિંહને જણાવ્યો એટલે તરત જ સિંહરાજકુંવરે એક સિંહની પીઠ ઉપર બેસાડી તેને તેના પિયર મોકલી દીધી. સોદાગરના કુટુંબનાં સઘળાં માણ-

સૌએ એમ ધારી લીધું હતું કે નાની કન્યાને સિંહે મારી ખાધી હશે, તેથી જ્યારે તેમણે તેને જીવતી પાછી આવતી જોઈ ત્યારે તેમના આનંદ અને આશ્ચર્યનો કાંઈ પાર રહ્યો નહિ. નાની પુત્રીએ સિંહનો ઇતિહાસ કહી સંભળાવ્યો એટલે તેમના આશ્ચર્યમાં વધારો થયો. સોદાગરપત્નીએ કહ્યું: "દીકરી, જમાઇને એક વખત અમારે ઘેર તેડી લાવ. તેમને જોવાની અમને પ્રબળ ઇચ્છા થએલી છે." મોટી બહેનના પુત્રના લગ્નનો ઉત્સવ થઈ રહ્યો એટલે નાની બહેન વનમાં પોતાના પતિ પાસે ગઈ.

થોડા દિવસ પછી સોદાગરની નાની પુત્રીને સમાચાર મળ્યા કે તેની વચેટ બહેનને સીમંત છે. પિયરથી નિમંત્રણ આવતાં જ તે સિંહ પાસે ગઈ અને તેને પણ પોતાની સાથે આવવાનો આગ્રહ કરવા લાગી. તેને બહુ આગ્રહ કરતી જોઈ સિંહે કહ્યું: "પ્રિયતમે! હું દિવસે સિંહના અને રાત્રિએ મનુષ્યના સ્વરૂપમાં રહું છું. આવી સ્થિતિમાં હું વસતીમાં જઇશ તો તેથી સારું પરિણામ નહિ આવે. જો મારા દેહપર દીવાનું અજવાળું પડશે, તો તરત હું કબૂતર બની જઇશ અને તે સ્વરૂપમાં મારે સાત વર્ષ સુધી રહેવું પડશે, માટે મને સાથે લઈ જવાનો આગ્રહ ત્યજી દઈ તું એકલી તારા પિયરમાં જા." સિંહનું આ કથન સોદાગરની કન્યાએ કાનપર ધર્યું નહિ અને તેના પિયરમાં જઈ સર્વ સગાંવહાલાંનાં આનંદમાં વૃદ્ધિ કરવાનો તે તેને આગ્રહ કરવા લાગી. અંતે સિંહ તેની સાથે જવા કબૂલ થયો.

શાપવશાત્ રાજકુંવર દિવસે સિંહ અને રાત્રિએ મનુષ્યના સ્વરૂપમાં રહેતો હતો. રાત્રિના અંધકારમાં રાજકુંવરનું રૂપ કેવું છે તે જણાતું નહોતું તેથી તેની મોટી સાળીઓએ નિશ્ચય કર્યો કે બનેવી જ્યારે ઉંઘી જાય ત્યારે દીવો લઈ તેના તેજમાં તેનું મુખ જોવું. રાત્રિએ જ્યારે રાજકુંવર નિદ્રાવશ થઈ ગયો ત્યારે તેની સાળીઓ હાથમાં દીવો લઇને તેના શયનાગારમાં આવી. દીવાનું અજવાળું તેનાપર પડતાં જ રાજકુંવર કબૂતર થઈ ગયો. ત્યારપછી પોતાની પત્નીને સંબોધીને તેણે કહ્યું: "જો હું કહેતો હતો તેમ જ થયું ને? આ અવસ્થામાં હવે મારે સાત વર્ષ વીતાડવાં પડશે. આ સાત વર્ષ હું એક સ્થળે નિવાસ કરીને રહીશ નહિ; પણ સ્થળે સ્થળે ઉડીને મારો તે કાળ વીતાડીશ. જો તારી ઇચ્છા હોય તો તું મારી સાથે સાથે આવજે. એક સો હાથને અંતરે અંતરે હું મારું એક પીછું અને રક્તનો એક બિન્દુ નાખતો જઇશ તેના આધારે આધારે તું આવજે." આમ કહી તે કબૂતર ત્યાંથી ઉડયું અને સોદાગરની નાની પુત્રીએ પણ તેની પાછળ પાછળ જવા માંડયું.

કોણ જાણે કેટલાએ માસ સુધી સોદાગરની કન્યાએ તે કબૂતરની

પાછળ પાછળ ચાલ ચાલ કર્યું. આખરે તે એક મોટા સમુદ્રના તીરે જઈ પહોંચી. આંખો મીંચી તે વિશાળ સમુદ્રમાં કૂદી પડી. દૈવકૃપાએ અલ્પ સમયમાં જ તે સમુદ્રની પેલી પાર જતી રહી. ત્યાં કિનારાપર ઉભી રહી તેણે જોયું તો રક્ત કે પીછું કાંઈ જણાયું નહિ. તેણે આકાશમાં દૃષ્ટિ કરી તો કબૂતર ઉડતું દેખાયું નહિ. સમુદ્રના તીરે બેસી સોદાગરની કન્યા હૃદય ફાટ રોવા લાગી.

તેનું હૃદયદ્રાવક રુદન સાંભળી ત્યાં એક ધીવરે આવીને પૂછયું: "દીકરી, તું કેમ રોઈ રહી છે? તને શું દુઃખ છે?" સોદાગરની કન્યાએ પોતાની બધી વાત તે ધીવરને કહી સંભળાવી એટલે ધીવરે કહ્યું: "દીકરી! જો તું કબૂતર થવા સ્વીકાર કરતી હોય, તો હું તારા પતિને મનુષ્ય બનાવવાને શક્તિમાન્ છું. બોલ, તું કબૂતર થવા રાજી છે?" સોદાગરની કન્યાએ કહ્યું: "કૃપાસિન્ધુ! જો આપ મારા પતિને મનુષ્ય બનાવી શકતા હો તો આપ કહો તે ભોગ આપવા હું રાજી છું. મારા પતિ પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરી શકતા હોય તો હું મારો જીવ આપવા પણ તૈયાર છું." સોદાગરની કન્યાની પતિભક્તિને જોઈ ધીવર તેના પર પ્રસન્ન થઈ ગયો અને તેને એક ઔષધ આપીને તેણે કહ્યું: "બેટી, આ ઔષધ લઈ તું દક્ષિણ દિશા તરફ જા; કારણ કે, ત્યાં તને તારા પતિનાં દર્શન થશે. આ ઔષધમાં એવો ગુણ છે કે મનુષ્યનાં અંગ કપાઇને અથવા બીજી ગમે તેવી રીતે જૂદાં થઈ ગયાં હોય તોપણ જો આ ઔષધ લગાડીને તેમને બેસાડવામાં આવે તો તે સંધાઈ જાય છે." ધીવર પાસેથી ઔષધ લઇ સોદાગરની તનયાએ દક્ષિણ દિશા તરફ પ્રયાણ કરવા માંડયું. કેટલેક આગળ જતાં તેણે જોયું તો તેના પતિનું ધડ એક સ્થાને પડેલું હતું અને માથું બીજે સ્થળે પડેલું હતું! સોદાગરની કન્યાએ ધડ અને માથાને એકઠાં કરીને તથા જોડી દઇને તે ઔષધનો પ્રયોગ કર્યો એટલે રાજકુંવર તરત જીવતો થઈ ગયો. પણ અરે આ શું? રાજકુંવરનું મુખ છાતી તરફ હોવાને બદલે પીઠ તરફ કેમ? ઉતાવળમાં સોદાગરની તનયાએ મુખને પીઠ તરફ રાખીને ધડપર મૂકી દીધું હતું. હવે શું કરવું? પતિનો હસ્ત ગ્રહી સોદાગરની કન્યા પોતાના સસરાના દેશ તરફ જવા લાગી.

સમુદ્ર ઓળંગી, વન વટાવી તેઓ વસતીમાં ગયાં. રાજકુંવરના સ્વરૂપને જોઈ સર્વ આશ્ચર્યચકિત થઈ ગયાં. સર્વ બોલવા લાગ્યાં કે પીઠ તરફ મોં વાળો આ ક્યા દેશનો માણસ હશે? કેટલાક નીચ લોકો અને છોકરાં તેની મશ્કરીઓ કરવા લાગ્યાં. આથી રાજકુંવરને માઠું લાગ્યું. તેણે પોતાની પત્નીને કહ્યું: "પ્રિયે! આવાં પોતાનાં જાતિ બંધુઓની મશ્કરી કરનાર નીચ મનુષ્યોમાં રહેવા કરતાં અરણ્યમાં જઇને વાસ કરવો

તે હજાર દરજ્જે સારું છે." સોદાગરની કન્યા રાજકુંવરનો હાથ ઝાલી પોતાના પિતાને ઘેર લઈ ગઈ. જમાઇરાજ ઘરમાં પેઠા તે પેઠા; બહાર નીકળવાની તે કદાપિ વાત જ કરતા નહિ.

રાજકુંવરને એક બ્રાહ્મણે શાપ આપેલો હતો. ઘણા દિવસ સુધી રાજકુંવરે દુઃખ સહન કરેલું જોઈ બ્રાહ્મણનો ક્રોધ ગળી ગયો. તેને તેના-પર દયા આવી તેથી તે પોતે ચાલી ચલાવીને જાતે સોદાગરને ઘેર આવ્યો અને તેનું માથું તેણે ધડપર બરાબર ગોઠવ્યું. રાજકુંવર પોતાની પત્ની સોદાગરની તનયાને લઇને પોતાના રાજ્યમાં ગયો. બ્રાહ્મણની કૃપાથી રાજકુંવરની સાથે જે બીજા સિંહ રહેતા હતા તેમને પણ મનુષ્યનું સ્વરૂપ પ્રાપ્ત થયું અને તે સર્વ રાજકુંવર સાથે તેની રાજધાનીમાં ગયા અને તેના સહચર મિત્ર તરીકે રહેવા લાગ્યા. રાજકુમાર કબૂતરમાંથી મનુષ્ય થયેલો હોવાથી સર્વ જનો તેને કપોત કુમાર કહેતા હતા.



## હંસવતી

એક દેશમાં સ્ત્રીરાજ્ય ચાલતું હતું. ત્યાં રાજા રાજ્યકાર્ય કરતો નહિ કિન્તુ રાણી જ રાજ્યનું સર્વ કામ ચલાવતી હતી. તે રાણીને એક કન્યા હતી, તેનું નામ હંસવતી હતું. હંસવતી પરણાવવા લાયક ઉમરની થઈ એટલે રાણીએ તેને પાડોશમાં એક રાજાનું રાજ્ય હતું, તે રાજાના કુંવર સાથે પરણાવી. પરણી રહ્યા પછી રાજકુંવર પોતાની પત્નીને લઇને સ્વદે-શમાં જવા તૈયાર થયો એટલે હંસવતીની માતાએ હંસવતી સાથે તેની એક અતિ સુંદર સમવયસ્કા સહચરીને મોકલી, અને પોતા પાસે એક સર્વજ્ઞ કૂતરો હતો તે હંસવતીને આપ્યો. પાલખીમાં બેસી રાજકન્યા પોતાના પતિ સાથે સસરાની રાજધાનીમાં જવા ચાલી.

રાજકન્યાની સહચરી ઉપર રાણીની સારી કૃપા હતી તેથી તેણે તેને ઇનામમાં ઘણું ધન આપેલું હતું. તે ધનની સહાયતાથી સહચરીએ રસ્તામાં તેમની સાથે ચાલનાર સર્વ નોકર ચાકરને વશ કરી લીધા અને જ્યારે તેઓ રાજધાનીની લગભગ આવી પહોંચ્યા ત્યારે સહચરીએ રાજકન્યાને કહ્યું: "હું રાજકન્યા છું અને તું મારી દાસી છે; માટે તેં જે પોશાક પહેર્યો છે તે મને ઉતારી આપ અને મારાં વસ્ત્ર તું પહેરી લે. રાજધાનીમાં જઇને જો આ વિષે તું ચકાર સુદ્ધાં મુખમાંથી કાઢીશ તો અવશ્ય હું તારો વધ કરીશ." દાસીનું આ કથન સાંભળી રાજકન્યા ભયથી થરથર કંપવા લાગી. તેણે પોતાનો પોશાક તે સહચરીને ઉતારી આપ્યો અને પોતે દાસીનાં લૂગડાં પહેરી લીધાં. રાજકન્યાની સહચરી

દાસીએ રાજકન્યા બની અંતઃપુરમાં પ્રવેશ કર્યો. તેણે રાજકુંવરને જણાવી દીધું કેઃ "હું આ દાસીને મારી સાથે રાખવા ઇચ્છતી નથી."

દાસી બનેલી રાજકન્યા બિચારી ક્યાં જાય ? રાજાનો ગોવાળ ત્યાં હાજર હતો તેણે કહ્યુંઃ "હે બાઈ! મારે કાંઈ સંતાન નથી; એટલે જો તું મારે ઘેર આવીશ તો હું તને મારી પુત્રી પ્રમાણે રાખીશ." રાણીએ આપેલો કૂતરો લઈ રાજકન્યા ગોવાળના ઘરમાં રહી.

રાજકન્યાની જે સહચરી હાલમાં રાજવધૂ બની હતી, તે જાણતી હતી કે કૂતરો જો ખરી વાત જાહેર કરી દેશે તો બધો ભેદ ખુલ્લો થઈ જશે; એટલે રાજકુંવરને પોતાની પાસે બોલાવી તેણે તે કૂતરાને મારી નખાવ્યો. મરેલા કૂતરાની માથાની ખોપરી ગોવાળના ઘર પાસે પડી રહી હતી.

દરરોજ સવારમાં ઉઠી રાજકન્યા આંગણાંમાં આવી બોલતી કેઃ "હે કૂતરાના માથાની ખોપરી! તું મને ઓળખી શકે છે કે?" રાજકન્યાનો આ પ્રશ્ન સાંભળી ખોપરી બોલતી કેઃ—

"તું નૃપતનયા ભુવનમોહિની, દાસી તારી નિમકહરામ;
રાજનંદિની ગાયો પાળે, દાસી ભોગવતી આરામ."

એક દિવસ ગોવાળ કાંઈ કામમાટે વહેલો ઉઠ્યો હશે તે આંગણામાં ઉભો હતો. રાજકન્યાએ તેને જોએલો ન હોવાથી દરરોજ પ્રમાણે ખોપરીને પ્રશ્ન કર્યો અને ખોપરીએ હમેશની માફક ઉત્તર આપ્યું. મરેલા કૂતરાના માથાને મનુષ્ય પ્રમાણે બોલતું સાંભળી ગોવાળના આશ્ચર્યની કાંઈ સીમા રહી નહિ. તેણે વૃદ્ધ રાજાની પાસે જઇને આ વાત કહી દીધી. તે વાત સાંભળી રાજાને પણ અચંબો થયો. ગુપ્ત સ્થળે ઉભા રહીને તેણે તે વાર્ત્તા સાંભળી. આશ્ચર્યચકિત થઈ રાજકન્યાને પોતાની પાસે બોલાવીને તેણે પૂછ્યુંઃ "દાસી! તું હમણાં શું બોલી અને તને જવાબ કોણે આપ્યો?" રાજકન્યાએ કહ્યુંઃ "મહારાજ! આપને જે કાંઈ પૂછવાની ઇચ્છા હોય તે આ કૂતરાના માથાની ખોપરીને પૂછો. તે આપના સર્વ પ્રશ્નનાં યોગ્ય ઉત્તર આપશે. હું જે કાંઈ કહીશ તેમાં આપનો વિશ્વાસ નહિ બંધાય." રાજાએ ખોપરીને જૂદા જૂદા પ્રશ્ન પૂછ્યા તે સર્વનાં યોગ્ય ઉત્તર તેણે આપ્યાં. રાજાની ખાતરી થઈ ગઈ કે દાસી કપટ કરી રાજવધૂ થઈ બેઠી છે અને ખરી રાજવધૂ તો ગોવાળને ઘેર છાણ મૂતર ઉપાડે છે. ઘણા આદરથી તે રાજકન્યાને અંતઃપુરમાં લઈ ગયો અને તેને સંતાડી રાખીને તેણે રાજકુંવરને બોલાવીને કહ્યુંઃ "તું તારી વધૂ પાસે જઇને પૂછ કે કોઈ માણસ જો અન્યના સુખનો નાશ કરી નાખે તો તેને શી શિક્ષા કરવી ઉચિત છે? આ પ્રશ્ન પૂછવાનું મેં

તને કહ્યું છે તે તું તેને કહીશ નહિ. જા, તેને તે પૂછી તે જે ઉત્તર આપે તે લઈ એકદમ મારી પાસે આવ." રાજકુંવરે બની બેઠેલી રાજવધૂને રાજાએ કહેલો પ્રશ્ન પૂછ્યો એટલે તે ફૂલાઈ ગઈ. તેણે ધાર્યું કેઃ "મારો પતિ મને વશ થઈ ગયો છે. રાજદરબારમાં આજ કાંઈ આવો અભિયોગ આવેલો હશે અને રાજાએ સારા સારા માણસોના અભિપ્રાય માગ્યા હશે; માટે જ મારો પતિ મને તે પૂછતો હોવો જોઇએ. સસરાના જીવતાં પતિ રાજકાજના કામમાં મારી સલાહ પૂછે છે તો પછી તો અવશ્ય તે મારા કહ્યા પ્રમાણે જ ચાલવાનો!" આવો વિચાર કરી તેણે કહ્યું: "પ્રાણનાથ! તે દુષ્ટ માણસ ઉપર શિકારી કૂતરા છોડી મૂકવા જોઇએ અને જ્યારે તે તેના શરીરમાં ઘણે સ્થળે કરડે ત્યારે કરડેલી જગ્યાએ મીઠું નાખી તેને રીબાવી રીબાવીને મારવો જોઇએ કે જેથી બીજા માણસ એવું ઘોર કૃત્ય કરતાં બીએ." રાજવધૂ બની બેઠેલી સહચરીનું ઉત્તર રાજકુંવરે રાજા પાસે જઇને કહ્યું; એટલે રાજાએ કહ્યું: "મારા વહાલા કુંવર! જે આ તારી વધૂ થઇને અંતઃપુરમાં બેઠેલી છે તે તારી ખરી પત્ની નથી કિન્તુ તારી પત્નીની તે દાસી છે. તારી ખરી પત્ની તો ગોવાળને ત્યાં છાણ મૂતર ઉપાડે છે. પોતાના સુખમાટે બીજાને આવી હાનિ કરનારને તે દાસીએ જે શિક્ષા કરવાનું કહ્યું છે તે શિક્ષા હું તેનામાટે ફરમાવું છું." રાજાની આજ્ઞા થતાં જ દાસીને અંતઃપુરમાંથી પકડી લાવી આજ્ઞા પ્રમાણે સજા કરવામાં આવી. પોતાની ખરી પત્ની પ્રાપ્ત થવાથી રાજકુંવરને ઘણો આનંદ થયો. તે રાજ્યમાં હજી પણ પેલા કૂતરાની માથાની ખોપરીની પૂજા થાય છે.



# સુવર્ણપર્વતનો રાજા

ધનપતિ નામનો એક મોટો સોદાગર હતો. તેણે પોતાના ઘરની તમામ મિલ્કત ઘરાણે મૂકી સાત વહાણ ભરીને માલ પરદેશ મોકલ્યો. તેણે એવી ગણતરી કરી હતી કે તે સઘળો માલ વેચાઈ જશે અને તેને એક લાખ રૂપીઆનો ચોખ્ખો નફો રહેશે. માલ વેચાયો અને તેને તેટલો નફો રહ્યો છે એ સમાચાર સાંભળવાની ધનપતિ કાગને ડોળે વાટ જોયા કરતો હતો; પણ આનંદના સમાચારને બદલે શોકના સમાચાર આવ્યા. એક દિવસ તેને ખબર મળી કે લોહિત સમુદ્રમાં તોફાન થવાથી સાતે વહાણ તેમાંના તમામ માલ અને માણસો સાથે ડૂબી ગયાં છે. બિચારો ધનપતિ એક સપાટે રસ્તાનો ફકીર બની ગયો. તેના માગતા લેણાવાળાઓએ તેની સઘળી મિલ્કત લઈ લીધી. તેના

સઘળા મિત્રોએ તેને ત્યજી દીધો. તે માથે હાથ દઈ પોકપોક મૂકી રોવા લાગ્યો.

તે ધનપતિને લક્ષપતિ નામનો એક પુત્ર હતો. લક્ષપતિએ પોતાના પિતાને કહ્યું: "પિતાજી ! જે પરમેશ્વરને ગમ્યું તે ખરું; આપણા નસીબમાંથી તે ધન ઉતર્યું હશે તેથી તે ચાલ્યું ગયું એટલે હવે વૃથા શોક કરવાથી શો લાભ છે? જો આપણા નસીબમાં ધનવાન્ થવાનું લખેલું હશે તો બીજી એક ખેપ કરીશું તેમાં આપણને સારો લાભ થશે ને આપણો દિવસ વળશે. માથાપર દુઃખ આવી પડતાં ધીરજ ધરવી એ મનુષ્યનો ધર્મ છે. દુઃખમાં ગભરાઈ જવું તે કાયર બાયલા માણસનું કામ છે. ભાગ્ય અને પરમેશ્વરમાં શ્રદ્ધા રાખી કર્મ કરવાં તે આપણો ધર્મ છે. હોય, દુનિયામાં દુઃખ પણ આવે તેથી શું થઈ ગયું? આપણું એક ભાગ્યું તૂટ્યું વહાણ બંદરમાં પડ્યું છે તેમાં મારી પાસે થોડું ધન છે તેનો માલ ખરીદી પરદેશમાં જાઉં છું. પરમેશ્વર કરશે તો સારો લાભ મેળવી શીઘ્ર જ હું પાછો આવીશ. તમે ચિન્તા કરશો નહિ." આમ કહી ભાગ્યા તૂટ્યા વહાણમાં બેસી લક્ષપતિએ વાણિજ્યયાત્રા કરી. વહાણ કેટલેક દૂર ગયા પછી ભરદરિયામાં ચાલવા લાગ્યું. કેટલાક દિવસ થઈ ગયા તોએ કિનારો જણાયો નહિ. વહાણમાંનાં ધાન્ય પાણી ખૂટી ગયાં અને એક પછી એક માણસો ક્ષુધા અને તૃષાથી પીડિત થઇને મૃત્યુ પામવા લાગ્યાં. આખરે તે વહાણપર એકલો લક્ષપતિ જીવતો રહ્યો. પવન જેમ ઘસડી જાય, તેમ ઘસડાતું ઘસડાતું વહાણ એક દ્વીપ આગળ જઈ ચડ્યું. તે દ્વીપમાં સુવર્ણનો એક પર્વત હતો. લક્ષપતિ વહાણમાંથી ઉતરી કિનારે ગયો એટલે એક ભુવનમોહિની સુંદરી તેને પોતાના અવાસમાં લઈ ગઈ. પોતાના મહાલયમાં લઈ જઇને તે સુંદરીએ કહ્યું: "આપની વાટ જોઇને હું અહીં બાર વર્ષથી બેઠી છું. પરમકૃપાળુ પરમેશ્વરે કૃપા કરી આજ આપનો મને મેળાપ કરાવી આપ્યો છે એટલે આજના દિવસને હું ધન્ય માનું છું. આપ મારી સાથે લગ્ન કરી મને અનાથને સનાથ કરો અને આ સુવર્ણપર્વતના રાજા થાઓ." લક્ષપતિએ તે ભુવનમોહિની સાથે લગ્ન કર્યું અને તે તે દ્વીપનો રાજા થયો. એક વર્ષમાં તે ભુવનમોહિનીને એક કુંવર જન્મ્યો.

અત્યાર સુધીમાં લક્ષપતિને પોતાનાં માતપિતા સાંભર્યાં નહોતાં. એક દિવસે તેને તે સાંભર્યાં એટલે તેણે પોતાની પત્નીને કહ્યું: "પ્રિયતમે! દેશમાંથી મને નીકળ્યાને ઘણો સમય થઈ ગયો છે માટે દેશમાં જઈ માતા પિતાનાં ચરણનાં દર્શન કરી પવિત્ર થવાની મને ઇચ્છા થાય છે." પત્નીએ કહ્યું: "ભલે, માતા પિતાને મળવાની આપની ઇચ્છા

થઈ હોય તો ખુશીથી જાઓ; કિન્તુ શીઘ્ર પાછા આવજો. લ્યો, આ વીંટી. આપને જે કાંઈ ઇચ્છા થશે તે આ વીંટીની સહાયતાથી સિદ્ધ થશે. પણ એક વાત ખાસ યાદ રાખજો; આપનાં માતાપિતાને ઘેર જઇને મને કે મારા પુત્રને ત્યાં જોવાની ઇચ્છા કરતા નહિ. જો અમને મળવાની તમને ઇચ્છા થાય તો આ વીંટીની સહાયતાથી દરરોજ રાત્રિએ તમે અહીં આવી શકશો. જો અમને ત્યાં બોલાવશો તો મોટો અનર્થ થશે. આ વાત અવશ્ય ધ્યાનમાં રાખજો." પ્રિયતમાના કહ્યા પ્રમાણે વર્તવાનું લક્ષપતિએ વચન આપ્યું અને પછી તેની રજા લઈ પુત્રને ચુંબન કરી માતાપિતાના ઘેર જવાની ઇચ્છા કરી એટલે તરત જ વીંટીની સહાયતાથી તે તેનાં માતા પિતાના ઘર આગળ જઈ ઉભો રહ્યો.

લક્ષપતિ આવ્યો છે એ સમાચાર સાંભળી પાડપાડોશી અને સંબંધી જનો તેને મળવા આવ્યા. તેમના પૂછવાથી તેણે પોતાનો ત્યાંથી નીકળ્યા પછીનો ઇતિહાસ કહ્યો. પાડોશીઓને તેનું બોલવું ટાઢા પહોરની તોપો જેવુંજ લાગ્યું તેથી તેમણે કહ્યું: "લક્ષપતિની ડાગળી છટકી ગઈ છે. તે શું બોલે છે તેનું તેને ભાન છે? મારા ભાઈ, સોનાનો પર્વત તે કાંઈ હોતો હશે? અને ઇચ્છા કરે દરિયાપારનાં માણસ અહીં આવી હાજર થાય એ શું બનવા જોગ છે? અરે, વીંટીમાં તે એવા ગુણ ક્યાંથી આવીને ભરાયા હોય કે જે ઇચ્છે તે કામ તેનાથી સાધી શકાય? ભલા માણસ! ગપ મારીએ તોએ કાંઈ વિચાર તો કરીએ કે નહિ કે તે સામા માણસના માનવામાં આવે તેવી છે? પોતે અનુપમા સુંદરી સાથે પરણ્યો છે અને એક પુત્રનો બાપ બન્યો છે એમ બોલતાં બોલતાં મોં કેવું ભરાઈ જાય છે! પણ ભાઈ, આ વાત સાચી છે એની પ્રતીતિ શી છે? સર્વ મનુષ્યોને હરિશ્ચંદ્રના અવતાર માની લઇએ એવા અમે ભોળા ભટાક નથી." પાડોશીઓનું આ બોલવું સાંભળી લક્ષપતિને ઘણો જ ક્રોધ ચડ્યો. વીંટીને સંબોધીને પોતાનાં સ્ત્રી પુત્રને ત્યાં હાજર કરવાની તેણે આજ્ઞા કરી એટલે તરત તેઓ ત્યાં આવી હાજર થઈ ગયાં. ભુવનમોહિનીના ક્રોધનો કાંઈ પાર રહ્યો નહોતો. રાતી પીળી થઈ લક્ષપતિને તેણે કહ્યું: "અહીં તમે આવવા નીકળ્યા ત્યારે મેં તમને ખાસ સૂચના આપી હતી કે તમારાં માતાપિતાને ઘેર અમને કોઈ દિવસ બોલાવતા નહિ, નહિ તો મોટો અનર્થ થશે. તમે તેમ વર્તવાનું મને વચન આપ્યું હતું છતાં આજને આજ તમે આ શું કર્યું? તમારા આ વચનભંગને લીધે સાત વર્ષ સુધી તમારો ને મારો મેળાપ થઈ શકશે નહિ." આમ કહી પોતાના પુત્રને લઇને તે ત્યાંથી રીસાઇને જવા લાગી. લક્ષપતિ તેની પાછળ પાછળ ચાલ્યો.

૨

કેટલેક દૂર ગયા પછી તે એક વૃક્ષ તળે બેઠો અને તેને નિદ્રા આવી ગઈ. આ પ્રસંગનો લાભ લઈ ભુવનમોહિનીએ લક્ષપતિની આંગળીએથી વીંટી કાઢી લીધી અને પછી તેને સૂતો ત્યજી તે ત્યાંથી પ્રસ્થાન કરી ગઈ. જાગ્યા પછી લક્ષપતિએ જોયું તો સ્ત્રી અને પુત્ર ત્યાં ન મળે! 'હે સ્ત્રી, હે પુત્ર,' એમ બૂમો પાડતો તે ગાંડાની માફક વનમાં ભટકવા લાગ્યો.

ફરતો ફરતો તે ગાઢા વનમાં જઈ ચઢ્યો. ત્યાં એક સ્થળે ત્રણ માણસોને કેટલીક વસ્તુઓ વ્હેંચી લેવામાટે તેણે બોલંબોલા કરતા જોયા. અજાણ્યા માણસને ત્યાં આવેલો જોઈ ત્રણે જણને આનંદ થયો અને તેમણે લક્ષપતિને મધ્યસ્થ નીમ્યો.

બીજી બધી વસ્તુઓના ભાગ થઈ શકતા હતા પણ ત્રણ વસ્તુઓના ભાગ પાડી શકાતા નહોતા. તે ત્રણ વસ્તુઓ એક પોશાક, એક તલ્વાર અને એક ટોપી હતી. તે ત્રણ જણમાંના એકે કહ્યું: "આ ત્રણ વસ્તુઓ ઘણી કીમતી છે. આ પોશાક પરિધાન કરવાથી માણસ અદૃશ્ય થઈ જાય છે એટલે કે, તે સર્વને જોઈ શકે છે પણ તેને કોઈ જોઈ શકતું નથી; જો આ તલ્વારને છૂટી મૂકવામાં આવે તો એક નિમિષ માત્રમાં તે શતસહસ્ર માણસોને કાપી નાખે તેમ છે. માથાપર ટોપી પહેરવાથી જે સ્થળે જવાની ઇચ્છા થાય ત્યાં જઈ શકાય તેમ છે." લક્ષપતિએ કહ્યું: "ભાઈ, આ વસ્તુઓના ભાગલા પાડતાં પહેલાં મારે ખાતરી કરી લેવી જોઇએ કે તેનામાં જે ગુણોનું અસ્તિત્વ હોવાનું કહેવામાં આવે છે તે ખરેખર હયાત છે કે નહિ. તરવારની પરીક્ષા વનના વૃક્ષો પર થઈ. ટોપીની પરીક્ષા એક જંગલી બકરાપર થઈ અને પોષાકની પરીક્ષા કરવા માટે લક્ષપતિએ તે પરિધાન કર્યો. તે સર્વને જોઇ શકતો હતો કિન્તુ તેને કોઈ જોઈ શકતું નહોતું. અદૃશ્ય થઈ ગયા પછી લક્ષપતિએ તરવાર અને ટોપી લઈ લીધાં. પછી માથાપર ટોપી પહેરી તેણે કહ્યું: "હે ટોપી! મને સુવર્ણ પર્વતવાળા દ્વીપમાં લઈ જઈ ખડો કર." એક નિમેષ માત્રમાં લક્ષપતિ તે દ્વીપમાં પહોંચી ગયો. ત્યાં જઈ તેણે જોયું તો ત્યાં મોટી ધામધૂમ ચાલી રહી હતી. તપાસ કરતાં તેને ખબર પડી કે ભુવનમોહિની આજ રાત્રિએ બીજા માણસ સાથે પુનર્લગ્ન કરવાની હોવાથી ત્યાં મોટો ઉત્સવ મચી રહેલો હતો. આ વાત સાંભળી લક્ષપતિના ક્રોધની કાંઈ સીમા રહી નહિ. તે પોતાના મનમાં બોલવા લાગ્યો: "અરે, દુષ્ટે! તું આ શું કરવા ઉદ્યુક્ત થઈ છે? તારો પતિ જીવતો જાગતો હોવા છતાં તું અન્ય સાથે પુનર્લગ્ન કરવા તત્પર થઈ ગઈ છે?" અદૃશ્ય અવસ્થામાં રહીને તે ભુવનમોહિનીના

શયનગૃહમાં ગયો અને પછી તેણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. તેને જોતાં જ ભુવનમોહિનીના મુખપરનું લોહી ઉડી ગયું. તે એકદમ મહાલય બહાર જઈ ઉચ્ચ સ્વરથી બૂમ પાડી બોલી ઉઠી: "મારા શયનગૃહમાં ચોરુ આવ્યો છે. અરે, કોઈ અહીં હાજર છે કે ? આવો, આવો, જલ્દી અહીં આવો અને તે ચોરને મારી નાખો." રાણીની આ બૂમ સાંભળી ત્યાં હજારો માણુસ આવી હાજર થઈ ગયાં.

લક્ષપતિએ કહ્યું: "હું ચોર નથી, પણ તમારો સર્વનો રાજા છું. આ પાપિનીના પેટે મારે એક પુત્ર થયો હતો. તે હાલમાં કયાં છે ? એક સ્વામી જીવતો હોવા છતાં બીજા સાથે લગ્ન કરવું એ શું ! આવી દુષ્ટ રુઢિ શું તમારામાં પ્રચલિત છે ?" લક્ષપતિનું આ બોલવું વર અને તેના જાનૈયાને મુદ્દલ ગમ્યું નહિ અને તેથી તેઓ લક્ષપતિનું ખૂન કરવા તત્પર થઈ ગયા. લક્ષપતિએ તેમનાપર તલ્વાર છોડી મૂકી એટલે જોતજોતાંમાં ત્યાંનાં સર્વ માણુસોનાં માથાં ધડથી જૂદાં થઈ ભૂમિપર પડ્યાં; કેવળ એકલી ભુવનમોહિની અને લક્ષપતિ જ જીવતાં રહ્યાં.

ભુવનમોહિની લક્ષપતિના પગે પડી અને કરગરી કરગરીને તેની ક્ષમા માગવા લાગી; પણ તેનાપર લક્ષપતિને દયા આવી નહિ. તેને એક અંધારા ઓરડામાં પૂરી ત્યાં જે કાંઈ ધન તથા રત્ન હતાં તે લઈ માયાવી પોશાકની સહાયતાથી તે પોતાના દેશમાં ગયો. પુત્ર માટે તેણે ઘણીએ તપાસ કરી પણ તેનો કાંઈ પત્તો લાગ્યો નહિ.



## કૃષકકન્યા

એક ખેડુતને એક કન્યા હતી. તે ઘણી બુદ્ધિશાલિની હતી. ખેડુતને જમીન જાગીર કાંઈ નહોતું. કન્યાના પરામર્શથી ખેડુત રાજા પાસે ગયો અને પોતાને કેટલીક સરકારી જમીન ખેડવા આપવા અરજ કરી. રાજાએ તપાસ કરતાં તેને જણાયું કે ખેડુત મેહનતુ હતો, પણ જમીન ન હોવાથી તે પોતાનો સંસાર દુ:ખમાં ચલાવતો હતો. રાજાએ તે ખેડુતને બોલાવીને કેટલીક જમીન ખેડવામાટે આપી. મોસમ આવતાં ખેડુત તે જમીન ખેડવા ગયો. ખેડતાં ખેડતાં એક સ્થળેથી અર્ધે સુધી મોહોરોથી ભરેલી એક વટલોઈ હાથ લાગી. ખેડુતે પોતાની પુત્રીને કહ્યું: "દીકરી, આ મોહોરો ઉપર આપણો કાંઈ અધિકાર નથી. રાજાએ આપણાપર કૃપા કરી આપણુને જમીન ખેડી ખાવામાટે આપી છે તો આપણે તે ખેડી ખાવાનાં હકદાર છીએ. જમીનમાંથી જે કાંઈ માલ મળે તે ઉપર રાજાનો હક છે માટે તે તેને આપી દેવો જોઈએ."

ખેડુતની પુત્રીએ કહ્યું: "પિતાજી! પરમેશ્વરને માટે એમ કરતા નહિ; નહિ તો તમારાપર મોટી વિપદ્ આવી પડશે. અડધી વટલોઈ ભરેલી મોહોરો જોઈ રાજાનું મન શંકાશીલ થશે. તે એમ ધારશે કે એમાંની અડધી આપણે કાઢી લીધી છે; માટે સારો માર્ગ એ છે કે રાજા પાસે જવુંએ નહિ અને તેને મોહોરો આપવી પણ નહિ." સરલ હૃદયના ખેડુતે પોતાની પુત્રીનું કહેવું લક્ષમાં લીધું નહિ અને મોહોરો તથા વટલોઈ લઇને રાજા પાસે ગયો અને સર્વ વાત તેને જણાવી દીધી. ખેડુતનું કહેવું પૂરેપૂરું સાંભળી રહ્યા પછી રાજાએ કહ્યું: "એ બધી વાત ઠીક છે; પણ બીજી મોહોરો ક્યાં છે?" ખેડુતે કહ્યું: "મહારાજ! જેટલી મોહોરો મને મળી હતી તેટલી બધી લઇને હું આપની પાસે આવ્યો છું. એમાંથી એક પણ મોહોર મેં કાઢી લીધી નથી." ખેડુતના આ બોલવાપર રાજાને વિશ્વાસ આવ્યો નહિ અને તેથી તેણે તેને કેદખાનામાં નાખવાની આજ્ઞા કરી.

કેદખાનામાં પૂરાયેલો ખેડુત કાંઈ ખાતો પીતો નહોતો. તે ફક્ત એટલું જ બોલતો હતો કે: "હાય, હાય! મેં મારી પુત્રીનું કહેવું કેમ ન સાંભળ્યું? જો તેના કહેવા પ્રમાણે ચાલ્યો હોત, તો આજ આ કેદખાનામાં સડવાનો વખત ન આવત." કેદખાનાના રક્ષકે રાજા આગળ જઇને આ વાત કહી એટલે રાજાએ ખેડુતને બોલાવી મંગાવી તેની પુત્રીએ તેને શું કહ્યું હતું તે પૂછી લીધું. તે ખેડુતની પુત્રીની બુદ્ધિપર રાજા પ્રસન્ન થઈ ગયો. તેણે કહ્યું: "તે ખેડુતની તે બુદ્ધિશાળી પુત્રી સાથે હું લગ્ન કરવા ઇચ્છું છું. જાઓ, તેને જઇને કહો કે કાંઈ વસ્ત્ર પહેર્યા વિના તથા અશ્વ, રથ કે પાલખીપર બેઠા વિના તું રાજમહાલય આવ." રાજાના સેવકોએ જઇને આ વાત ખેડુતની કન્યાને કહી.

ખેડુતની બુદ્ધિમતી પુત્રી એક પાડોશીને ઘેર ગઈ અને સૂતર લઈ આવી; પછી તેણે પોતાના સર્વાંગમાં તે સૂતર લપેટી લીધું ને એક કુંભારને ત્યાંથી ગધેડું મંગાવી તેની પૂછડીએ એક થાળી બંધાવી તેના પર ઉભી રહી ગધેડાને હાંકતી હાંકતી રાજાના મહાલય આગળ લઈ ગઈ. તેની આ બુદ્ધિને જોઈ રાજા છક થઈ ગયો. રાજાએ તેની સાથે લગ્ન કર્યું અને તેને પોતાની મુખ્ય રાણી બનાવી.

એક દિવસ એક માણસ એક ગર્ભવતી ઘોડીપર ચડીને રસ્તેથી જતો હતો. સામેથી એક બળદગાડી આવતી હતી. બળદગાડીના એક બળદે ઘોડીને પેટમાં એક લાત લગાવી દીધી, તેથી ઘોડીને પ્રસવ થઈ ગયો. ગાડીવાને કહ્યું: "આ વછેરાનો મારા બળદે પ્રસવ કર્યો છે." ઘોડીવાળાએ કહ્યું: "આ વછેરાનો મારી ઘોડીએ પ્રસવ કરેલો છે."

બોલાચાલી ઉપરથી ગાળાગાળી ને આખરે મારામારી થઈ અને કામ કચેરીની દેવડીએ ગયું. પૂરાવો ગાડીવાનના લાભમાં પડ્યો એટલે ઘોડાનો વછેરો ગાડીવાનને આપવાની રાજાએ આજ્ઞા કરી. બિચારો ઘોડીવાળો કપાળ કૂટીને રાજસભામાંથી બહાર નીકળ્યો.

રાજાની રાણી ઘણી બુદ્ધિમતી છે એ વાત ઘોડીવાળાના સાંભળવામાં આવી. છુપી રીતે તે રાણીમાતા પાસે ગયો અને પોતાને થએલા અન્યાયની વાત તેણે તેને કહી સંભળાવી. તે સાંભળી લીધા પછી રાણીએ તેને એક યુક્તિ બતાવી. બીજે દિવસે સવારમાં તે ઘોડીવાળો એક ધોરી રસ્તાપર એક છીપ લઇને બેઠો ને ત્યાંથી જતાં આવતાં માણસોને કહેવા લાગ્યો: "મેહરબાન, આ છીપ પાસે આવશો નહિ અને એને અડશો નહિ; એમાંથી એક સારી માછલી નીકળશે; અરે જુઓ તો ખરા હમણાં આ રસ્તામાંથી માછલીઓનો રાફડો ફાટી નીકળશે." રસ્તામાંથી માછલીઓ નીકળશે એ વાત સાંભળી લોકો હસવા લાગ્યાં. હસતાં હસતાં તેમણે કહ્યું: "કેમ, ભાઈ! આ રસ્તામાંથી એટલે કે, જમીનમાંથી માછલીઓ નીકળશે?" ઘોડીવાળાએ કહ્યું: "હા, હા, આ જમીનમાંથી માછલીઓ નીકળશે અને તે તમો પોતાની આંખે જોશો." આખા શહેરમાં આ માણસ વિશે ચર્ચા ચાલવા લાગી અને તે રાજાના કાન સુધી પહોંચી. તે માણસને બોલાવી લાવવાને રાજાએ માણસ મોકલ્યાં. રાજા પાસે આવી ઘોડીવાળાએ કહ્યું: "મહારાજ! આપ નામદારના રાજ્યમાં બળદ ઘોડાનો વછેરો જણે છે તો પછી રસ્તાપરથી મને માછલીઓ ન મળે એમ કેમ સંભવે?" ઘોડીવાળાનું આ કથન સાંભળી રાજાને પગની પાનીથી તે માથાની ચોટી સૂધી ક્રોધ વ્યાપ્યો. ઘોડીવાળાને રાણીએ આ યુક્તિ બતાવી હતી એ સાંભળી તેના ક્રોધમાં વિશેષ વધારો થયો. રાણી પાસે જઇને તેણે કહ્યું: "તું છાણ મૂતરની ફેંદનારી ખેડુતની પુત્રી, મેં તને રાણી બનાવી એટલે તું મારું અપમાન કરાવવા જેટલી ઉદ્ધત થઈ? આખરે જાતપર ગઈ? તારા નસીબમાં છાણ મૂતર ઉપાડવાનું જ સરજાયલું છે. તું રાણી થવાને યોગ્ય નથી માટે નીકળ મારા મહાલયમાંથી! પહેલાં તું જેવી ગરીબાઇમાં સડતી હતી તેવી રીતે સડીને તારું જીવન પૂરું કર." રાણીએ તેમ કરવાનું સ્વીકારીને કહ્યું: "માત્ર આજની રાત્રિ મને મહાલયમાં રહેવા દો. એટલે કાલ સવારમાં હું મારા પિતાની અસલ ઝૂપડીમાં રહેવા જઇશ."

રાત્રિએ રાજા નિદ્રાવશ થઈ ગયો એટલે રાણીએ તેનાપર એક ઔષધપ્રયોગ કર્યો. તે ઔષધ સૂંઘાડવાથી રાજા ગાઢ નિદ્રામાં પડ્યો. પછી રાજાને ગાડીમાં નાખી ખેડુતની પુત્રી તેને પોતાના બાપની ઝૂપડીમાં

ઈ ગઈ. નિદ્રાનો ભંગ થયો ત્યારે ચક્ષુ ઉઘાડી રાજાએ જોયું તો તે એક ઝૂપડીમાં હતો. તેણે પૂછ્યું: "હું અહીં કયાં છું?" ખેડુતની પુત્રીએ કહ્યું: "આપની ધર્મપત્ની જ્યાં છે ત્યાં આપ છો. આપ જ મારા સર્વસ્વ છો. આપથી હું વિખૂટી કેમ રહી શકું? પતિના પડછાયા પ્રમાણે સ્ત્રીએ તેની સાથે રહેવું જોઇએ એમ ડાહ્યા માણસો કહે છે. શરીર અને પડછાયો કદાપિ જૂદાં થઈ શકે છે કે હું આપનાથી જૂદી થઈ શકું? આપની આજ્ઞા થવાથી હું અહીં નિવાસ કરવા આવી છું અને આપને પણ અહીં લાવી છું." રાણીનું આ કથન સાંભળી રાજા પ્રસન્ન થયો અને પ્રિયતમાને ચુંબન કરી પોતાના રાજમહાલયમાં લઈ ગયો.



## બહેરૂં કુટુંબ

એક ગામમાં એક ખેડુતનું કુટુંબ રહેતું હતું અને તે ખેડુતના ઘરનાં સઘળાં માણસો બ્હેરાં હતાં. તેમાંનો કોઈ પણ માનવી કાને સાંભળી શકતો નહોતો. તે ખેડુતનો છોકરો એક દિવસ બે બળદ લઇને ખેતરમાંથી ઘર તરફ આવતો હતો. ઉનાળાનો દિવસ હોવાથી તાપ કકડીને પડતો હતો. પવન તો એટલો બધો ઊનો વાતો હતો કે કાંઈ કહેવાની વાત નહિ. તાળવું ફાડી નાખે એટલો તાપ જોઇને ખેડુતના પુત્રે એક છાંયાવાળા વૃક્ષ નીચે વિશ્રામ લેવાનો નિશ્ચય કર્યો. તે ત્યાં બેઠો હતો એવામાં ત્યાં થઇને ગામનો કોટવાળ જતો હશે. રસ્તા વચ્ચે બળદ બાંધેલા જોઇ ગુસ્સે થઇને કોટવાળે કહ્યું: "અરે ઓ ખેડુતના છોકરા! તું રસ્તા વચ્ચેથી તારા બળદ આઘા લઈ લે. માર્ગના મધ્યમાં બળદ બાંધી તેં લોકોનો રસ્તો બંધ કેમ કર્યો છે?" ખેડુતના છોકરાએ કહ્યું: "કોટવાળ સાહેબ! આ બળદ અમારા ઘરના છે અને અમને તે મારા સસરાએ આપેલા છે. મારા સસરાએ તે ચોરેલા બળદ વેચાતા લીધા છે કે કેમ તેની અમને ખબર નથી." પોતાના સવાલના જવાબમાં આવો આડો જવાબ અપાયલો જોઈ કોટવાળ સાહેબનો મિજાજ હાથથી ગયો અને તેથી ખેડુતના છોકરાને પાંચ સાત તમાચા ચોડી કાઢી કોટવાળ પોતાના ગંતવ્ય સ્થાન પ્રતિ ચાલ્યો ગયો. ખેડુતના છોકરાએ ઘેર આવી પોતાની સ્ત્રીના બરડામાં પાંચ સાત પાટુઓ લગાવી દઇને કહ્યું: "રાંડ, તારો બાપ કેવો કે તેણે મને ચોરેલા બળદ આપ્યા અને તેથી આજ કોટવાળ સાહેબનો માર ખાવાનો મને પ્રસંગ આવ્યો." ખેડુતના છોકરાની વહૂ પણ કોઈ માણસને શંખ વગાડતો જુએ તો તે હાડકું ચાવે છે એવું સમજનાર હતી તેથી તેણે કહ્યું: "હવે મારો છો શેના? અત્યારના પહોરમાં ઉઠી છાણું પુંજો કાઢી, ગાયો ભેંસોને ચારો નીરી તેમને દોહી

નાખ્યાં છે ને રોટલા પણ તૈયાર કરી દીધા છે. જો ભૂખ લાગી હોય તો જાઓ કોઠલામાંથી રોટલા કાઢી ખાઓ અને દૂધ પીવું હોય તો તાંબડીમાં તયાર છે. આમ બહારથી આવ્યા એટલે મારવા ફરી વળો છો એ શું? શું બાયડી થયાં એટલે તમારા માર ખાવાજ સર્જાયલાં છીએ. નહિ, નહિ, એવું નહિં ચાલે. વિના વાંકે માર તે કેમ ખવાય?" આમ બોલતી બોલતી ને રોતી રોતી પોતાની સાસૂ પાસે જઈ બોલી: "બાઇજી! જુઓ, તમારા છોકરા મને વિના વાંકે મારે છે. વહાણામાં ઉઠીને મેં ઘરનું તમામ કામ કરી નાખ્યું છે તે છતાં તેઓ મને મારે શું કરવા? ગધેડાની માફક વૈતરું કરીએ તોએ શું અમારે તમારા ઘરમાં મારજ ખાવો? શું તમારા ઘરમાં કામ કરનારની આવી જ કદર થાય છે?" સાસૂના કાનના પડ ટૂટી ગએલા હતા તેથી તેણે કહ્યું: હવે રુએ છે શેની? હું કાંઈ તારા જેવી નવરી નથી. આખો દહાડો બેઠી બેઠી રેંટીઓ કાંત્યા કરું છું. કોઈ દહાડો સુખે આરામમાં બેસીને ખાધું હોય એવું મને સાંભરતું નથી. આમ આખો દિવસ મેહનત કરી તન તોડી નાખું છું તોએ મને જંપીને કામ કયાં કરવા દ્યો છો? વારે ઘડીએ આમ રોતાં રોતાં તેં તો મારો જીવ ખાઈ લીધો છે. હવે તો મારો કેડો મેલ. જો હું ખોટું બોલું છું એમ તને લાગતું હોય તો ચાલ તારા સસરા પાસે! તારા મોઢે તેમની પાસે આ વાત કબૂલ કરાવું." આમ કહી વહૂનો હાથ ઝાલી તે તેને ખેતરમાં તેનો સસરો કામ કરતો હતો ત્યાં લઈ ગઈ. ત્યાં પહોંચી તેણે કહ્યું: "જુઓ, આ તમારા છોકરાની વહૂ હું સૂતર કાંતતી હોઉં છું તો મને નીરાંતે કાંતવા દેતી નથી અને મને વખતો વખત દખલ કર્યાં કરે છે. તમારે એને બે બોલ કહેવા જોઇએ; નહિ તો હું ગળે ફાંસો ખાઈ મારો જીવ આપીશ. હું એમનામાટે બહુ કરું અને એ મને વારે વારે હેરાન કર્યાં કરે એ તે બળ્યું કેમ સહન થાય?" ખેડુત પોતે પણ પહેલા નંબરનો બહેરો હતો તેથી તેણે કહ્યું: "કાંઈ નહિ. કોઈ ગમે તે કહે, પણ મેં કોઈ દિવસ કોઇનો હરામનો માલ ખાધો નથી અને કોઈ દિવસ ખાવાનો પણ નથી." વાંચક! કેમ, જોયોને, આ બહેરા કુટુંબના ઘરનો તાલ!



## મૂર્ખ પત્નીનો ચાલાક પતિ

એક ખેડુતે પોતાની બાયડીને બોલાવીને કહ્યું: "સાંભળ્યું કે, હું બીજે ગામ કામમાટે જાઉં છું તે ત્રણ દિવસ સુધીમાં પાછો આવીશ નહિ. જે માણસો આપણા ત્રણ બળદ વેચાતા લેવામાટે બાનું આપી ગયા છે તેઓ જો બળદ લેવા આવે તો તેમની પાસેથી ત્રણ કોડી રૂપિયા

ગણી લીધા પછી જ બળદ છોડી આપજે. જો મૂર્ખતા કરી તો મારા જેવો કોઈ ભૂંડો નથી હો, મારી મારીને બરડો રંગી નાખીશ." ખેડુતની સ્ત્રીએ કહ્યું: "હવે તમે તમારી મેળે જે કામ માટે જતા હો ત્યાં જાઓને. બળદની તમે કાંઈ ચિન્તા કરતા નહિ." ખેડુત પરગામ જવા નીકળ્યો.

તે જ દિવસે બળદના ખરીદદાર આવ્યા. તેઓ જાણતા હતા કે ખેડુતની સ્ત્રી અક્કલની ઓથમીર હતી. વાડામાં જઈ તેમણે બળદ છોડવા માંડ્યા એટલે ખેડુતની પત્ની દોડતી દોડતી ત્યાં જઈ બોલી; "બળદ છોડી જાઓ છો પણ તેની કીમત તો આપી નથી ને?" ખરીદદારોએ કહ્યું: "કીમતના પૈસાની તમે ચિન્તા રાખતાં નહિ. અમે કાંઈ જેવા તેવા માણસ નથી. પૈસા ગણીને અમે થેલીમાં ભર્યા હતા પણ અહીં આવતી વખતે થેલી લેવાનું ભૂલી ગયા. પણ એમાં શું થઈ ગયું? તમારી મરજી હોય તો એક બળદ રાખી લ્યો. કીમતના પૈસા આપ્યા પછી અમે તે બળદને લઈ જઈશું." ખેડુતની પત્નીએ સંતોષ પામી કહ્યું: "જે બળદ ઓછું ઘાસ ખાય છે તેને અહીં રહેવા દો." થોડું ઘાસ ખાનાર એટલે ઓછી કીમતનો બળદ જામીનગીરીમાં રાખી બે બળદ તેણે તેમને લઈ જવા દીધા.

ત્રણ દિવસ પછી ખેડુત પોતાને ઘેર આવ્યો એટલે તેને બનેલા બનાવની ખબર પડી. કાંઈ પણ કીમત આપ્યા વિના ખરીદનાર બે બળદ લઈ ગયા છે અને તેની સ્ત્રીએ તેમને તે લઈ જવા દીધા છે એ જાણીને સ્ત્રીપર તેને ઘણો ક્રોધ ચઢ્યો. તેણે કહ્યું: "અત્યારે હું જાઉં છું. જો તારા જેવો મને કોઈ મૂર્ખ મળે છે તો તો ઠીક છે; નહિ તો આવીને તારું ખૂન કરીશ, તારું લોહી પીશ." આમ બોલતો બોલતો ખેડુત ઉઠીને ત્યાંથી ચાલતો થઈ ગયો.

ચાલતાં ચાલતાં તે કેટલેક દૂર નીકળી ગયો. એક સ્થળે તેણે એક સ્ત્રીને વૃક્ષ નીચે વિશ્રામ લેતી જોઇ. ચૈત્ર વૈશાખનો તાપ પડતો હતો અને વૃક્ષ નીચે છાયા હતી ત્યાં તે બેઠી નહોતી કિન્તુ જે બાજૂએ સૂર્યનો તાપ તેના પર પડે તેમ હતું ત્યાં તે બેઠી હતી. ખેડુતને આવતો જોઇને તે સ્ત્રીએ કહ્યું: "ભાઇ, આપ કોણ છો, અને ક્યાંથી આવો છો?" ખેડુતે કહ્યું: "હું મનુષ્ય છું અને સ્વર્ગમાંથી આવું છું." નિઃશ્વાસ નાખી તે સ્ત્રીએ કહ્યું: "ભાઇ, આજથી ત્રણ વર્ષ ઉપર મારા સ્વામી સ્વર્ગમાં ગયા છે તે હાલમાં ત્યાં કેમ છે? સ્વર્ગમાં તેમની સાથે આપનો મેળાપ થયો હતો કે?" ખેડુતે કહ્યું: "અરે તેઓ દરરોજ મને મળતા હતા. તેઓ છે તો સાજા તાજા પણ ત્રણ વર્ષમાં તેમનાં તમામ લૂગડાં

ફાટી ગયાં છે તેથી હાલમાં તેમને ઝાડનાં પાંદડાં પહેરીને ફરવું પડે છે. મને તમને આ સંદેશો કહેવાનું તેમણે કહ્યું હતું અને તમને તે કહેવા જ હું આ તરફ ખાસ આવ્યો છું." ખેડુતના મુખમાંથી આ શબ્દો સાંભળી તે સ્ત્રીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે કહ્યું: "ભાઇ! તેમનાં લૂગડાં મેં સંભાળીને રાખી મૂક્યાં છે એટલે કૃપા કરીને મારી વતી તે લૂગડાં તમે તેમને આપવાને લઇ જાઓ." ખેડુતે કહ્યું: "સ્વર્ગમાં લૂગડાં લઇ જવાનો હુકમ નથી. જો પૈસા આપો તો તે લઇ જાઉં. ત્યાં લૂગડાંની ઘણી દુકાનો છે અને સારાં સારાં લૂગડાં વેચાતાં મળે છે. જો પૈસા હશે તો તમારા સ્વામી ત્યાંથી લૂગડાં વેચાતાં લઇ શકશે." ખેડુતને ત્યાં બેસાડી તે બાઇ ઉતાવળી ઉતાવળી પોતાને ઘેર ગઇ અને થોડીવારમાં પુષ્કળ ધન લઇ ત્યાં આવી તેણે કહ્યું: "લ્યો, લ્યો, આ પૈસા. એ મારા ધણીને આપીને કહેજો કે અહીં સર્વ સાજાંતાજાં તથા ક્ષેમકુશળ છે." તે ધન લઇ ખેડુત પોતાના ગામ તરફ ચાલ્યો.

તે બાઇના છોકરા ઘેર આવ્યા એટલે તેણે બનેલી સર્વ વાત તેમને કહી. સ્વર્ગમાં પિતાને પોતા તરફનો સંદેશો કહેવામાટે તેઓ ઘોડા ઉપર બેસી જોરથી ઘોડાને દોડાવતા દોડાવતા ખેડુત ગયો હતો તે દિશા તરફ ગયા. રસ્તામાં તેમને ખેડુતનો મેળાપ થયો એટલે તેમણે કહ્યું: "મહાશય! સ્વર્ગમાં જનાર એક માણસ તમને મળ્યો હતો કે?" ખેડુતે હા કહ્યું: એટલે તેમણે પૂછ્યું: "તે કેટલે દૂર ગયો હશે?" ખેડુતે કહ્યું: "ભાઇ, તે ઘણે દૂર નીકળી ગયો હશે. પેલો પહાડ દેખાય છે તેની પેલી તરફ તે પહોંચ્યો હશે. તેને પહોંચીને મળવા તમે ઇચ્છતા હો તો દ્રુત વેગે જાઓ." છોકરાઓએ કહ્યું: "અમને ઘણો થાક લાગી ગયો છે. અમારા પર દયા કરી જો તમે આ ઘોડાપર બેસી તેની પાસે જઇ તેને અહીં બોલાવી લાવશો તો અમારાપર મોટો ઉપકાર થશે." ઘણી ખુશીથી ખેડુત તે ઘોડાપર સ્વાર થયો અને તેને જોરથી દોડાવતો દોડાવતો પોતાના ગામમાં ચાલ્યો ગયો. ઘેર જઇ વાડામાં ઘોડો બાંધી તેણે કહ્યું: "જો, તારા વરની ચાલાકી. મૂર્ખાઇ કરી તેં બે બળદ ગુમાવ્યા પણ જો હું કેટલું બધું ધન લઇ આવ્યો છું."

વિધવાના પુત્ર સંધ્યાકાળ પર્યન્ત ખેડુતની અપેક્ષા કરતા બેઠા. તેને પાછો આવેલો ન જોઇને તેમણે વિચાર્યું: "તે ભદ્ર માણસ ઘણો જ ભલો હોવો જોઇએ. તે બિચારો અહીં આવ્યો અને ધન તથા ઘોડાને લઇને ઠેઠ સ્વર્ગમાં જશે. પિતાજી વૃદ્ધ થયા છે એટલે સ્વર્ગમાં તેમને ઘોડાની આવશ્યકતા હશે એમ ધારીને તે ઘોડાને પણ સ્વર્ગમાં

લઇ ગયો હશે. સારા માણસો હમેશા સારાં કામ કરવામાં પ્રવૃત્ત રહે છે." મનમાં આવો વિચાર કરતા કરતા તે છોકરા પોતાને ઘેર ગયા.



## ધનુષ્યધારી શીકારી

એક વૃક્ષ ઉપર એક પક્ષીનો માળો હતો અને તેની નીચે એક શિકારી ઉભો હતો. પક્ષી માળામાંથી બહાર નીકળ્યું કે તરત જ તે શિકારીએ તેના પર નિશાન તાકી બાણ છોડ્યો એટલે પક્ષી પાંખો ફફડાવતું ફફડાવતું નીચે પડ્યું. પાસે એક લુહારનો છોકરો હાથમાં હથોડો ઝાલીને ઉભેલો હતો. હથોડો દૂર ફેંકી દઇ શિકારી પાસે જઇને તે છોકરાએ કહ્યું: "મહાશય! હું તમારો નોકર થઇને રહીશ. તમો મને નિશાન તાકતાં શીખવો." શિકારીએ તેને નિશાન તાકતાં શિખવવાનું માથે લીધું. લુહારનો છોકરો પાંચ વર્ષ સુધી શિકારીની સાથે રહ્યો અને નિશાન તાકવાનું શીખી પોતાના ગામમાં આવ્યો.

રસ્તે જતાં જતાં સાંઝ પડી ગઇ. ત્યાં એક મોટું વડનું વૃક્ષ હતું. તે વડના વૃક્ષપર ચડીને લુહારનો છોકરો બેઠો. કેટલાક વખત પછી તે વૃક્ષ તળે ત્રણ ચોર આવીને બેઠા. વડ નીચે તેમણે અગ્નિ પ્રકટાવ્યો અને તેમાં એક મરેલું બકરું શેકી તેઓ ભોજન કરવા બેઠા. એક જણ હાથમાં માંસનો કકડો લઇને મોં સુધી લઇ ગયો; પણ આશ્ચર્ય કે, તે માંસ તેના હાથમાંથી અદૃશ્ય થઇ ગયું. એક ચોરે બીજાની બોચી પર લાપોટ મારી કહ્યું: "કેમ, તેં મારા મુખમાંથી માંસ કેમ કાઢી લીધું." તે ચોર પણ અવાક્ થઈ ગયો. તેણે કહ્યું: "ભાઈ, મેં તારા મોંમાંથી માંસ કાઢી લીધું નથી." આમ કહી માંસનો ટુકડો લઇને તેણે પોતાના મુખમાં મૂકયો તો આશ્ચર્ય પર આશ્ચર્ય કે, તેના મોંમાંથી પણ માંસનો કકડો ઉડી ગયો. ત્રણે ચોરોએ ફરીથી માંસના કકડા લઇને પોતાના મુખમાં મૂકવા માંડ્યા પણ તે પણ અદૃશ્ય થઈ ગયા. ત્રીજી વખત પણ માંસના કકડા હવામાં ઉડી ગયા. ચોરો એક બીજા સામું જોઇને આશ્ચર્ય પામી કહેવા લાગ્યા: "અરે, ભાઇઓ! આ શો ગજબ! આપણા હાથમાંથી માંસ ઉડીને ક્યાં જાય છે, એની કાંઈ સમજણ પડતી નથી."

બારીક દૃષ્ટિથી ચારે તરફ જોતાં ચંદ્રજ્યોત્સ્નાના અજવાળામાં તેમણે વડપર પેલા લુહારને બેઠેલો જોયો. ચોરોએ તેને ઉતરીને નીચે આવવા કહ્યું એટલે તે નીચે આવ્યો. ચોરોએ તેને કહ્યું: "યુવાન્! ખરેખર તમે અદ્‌ભુત નિશાનબાજ છો. તમે શું અમારી સાથે આવશો? હાલમાં અમો એક શેઠની પુત્રીપર મોહિત થઈ ગએલા છીએ અને

તેને હસ્તગત કરવાની ચેષ્ટામાં છીએ. તે શેઠના ઘરમાંથી જે માલમત્તા મળશે તે અમે તમને આપી દઇશું પણ કન્યાને અમે રાખી લઇશું. કિન્તુ વચમાં એક મોટી અડચણ છે. શેઠની છોડી જે ગૃહમાં શયન કરે છે તે ઘરના બારણા આગળ એક રાક્ષસ જેવો ડાઘીઓ કૂતરો બેઠો રહે છે. તે દુષ્ટ કૂતરો આખી રાત્રિમાં થોડી વાર પણ નિદ્રા લેતો નથી અને તેથી અમારો દાવ ફાવતો નથી. જો આજ રાત્રિએ તમે દૂરથી તે કૂતરાને મારી નાખવાને શક્તિમાન્ થાઓ તો અમારી ઇચ્છા અવશ્ય ફળીભૂત થશે. તેમની સાથે જવા લુહારનો પુત્ર કબૂલ થયો અને તે ત્રણ ચોરોની સાથે સાથે ચાલવા લાગ્યો. નિશાન તાકવામાં લુહારનો પુત્ર એક્કો હતો. દૂરથી બાણ મારી તેણે કૂતરાને મારી નાખ્યો અને પછી બારણું ઉઘાડીને શેઠના ગૃહમાં પ્રવેશ કર્યો.

બારણા પાસે એક સ્થળે એક તલ્વાર લટકતી હતી તેના પાના પર લખ્યું હતું કે, આ તલ્વારની સામો જે કોઈ માણસ આવશે તે માર્યો જશે. આડા ઉભા રહીને લુહારના છોકરાએ તે તલ્વાર લઈ લીધી અને તેને પોતાની કેડે લટકાવી તે ઘરના અંદરના ભાગમાં ગયો. શયનાગારમાં જઇને તેણે જોયું તો તેણે રૂપ રૂપની મણી સમાન એક બાળાને સૂતેલી જોઈ. લુહારના છોકરાએ પોતાના મનમાં વિચાર કર્યો: "આવી સુંદરીને નિર્દય ચોરોના હાથમાં જવા દેવી એના જેવું બીજું પાપ શું હશે?" તે સુંદરીની એક સાડી, તેના હાથની વીંટી અને તલ્વાર લઇને લુહારનો પુત્ર બારણા આગળ આવ્યો. ચોરોને ઇશારો કરી તેણે કહ્યું: "એક એક ઘરમાં આવો." ચોરોએ એક એક પ્રવેશ કર્યો અને તેમને લુહારના પુત્રે પેલી તલ્વારથી મારી નાખ્યા. તે ત્રણે જણાનાં મડદાં ત્યાં પડ્યાં રહેવા દઈ તેણે તેમની જીભો કાપી લીધી અને પોતે પોતાના દેશમાં ગયો.

સવારમાં ઉઠીને ઘરનાં માણસોએ જોયું ત્યાં બારણા આગળ તલ્વાર નહોતી, શયનગૃહમાં સાડી નહોતી, કન્યાના હાથે વીંટી નહોતી, અને બારણા પાસે ત્રણ લાશો પડેલી હતી. શેઠે મનમાં વિચાર કર્યો કે: "અવશ્ય રાત્રિએ અહીં ચોર આવ્યા હશે અને તેઓ ઘરમાંથી ગએલી વસ્તુઓ ચોરી ગએલા હોવા જોઇએ. ઘરમાંથી કોઈ નોકર જાગી ઉઠ્યો હશે અને તેણે ત્રણ ચોરને કાપી નાખેલા હોવા જોઇએ." ઘરના બધા ચાકરોને એકઠા કરી આ ચોરોને કોણે માર્યા હતા એ તેણે પૂછ્યું. શેઠના કાણા મેહતાજીએ કહ્યું: "શેઠ, એ કામ મેં કર્યું છે." શેઠ તેના પર પ્રસન્ન થયો. તે મેહતાજી તેની જ્ઞાતિનો જ હતો તેથી તેણે કહ્યું: "મેહતાજી! મારી પુત્રીને હું તમારી સાથે પરણાવીશ."

શેઠની કન્યા ઉપર, પિતાનું આ વચન સાંભળી વિદ્યુત્ પ્રહાર થયો ન હોય! તેમ થયું. કાણા, કાળા, કદરૂપા અને માસિક દશ પંદર રૂપિયા કમાનાર મેહતા સાથે પરણવા કયા શેઠની કન્યા ઇચ્છા કરે? તે મેહતા સાથે પરણવા શેઠની કન્યા સંપૂર્ણ નારાજ હતી અને તેણે પોતાનો વિચાર પિતાને જણાવ્યો પણ ખરો; શેઠ પુત્રીપર કોપે ભરાયો અને તેણે તેને મારીને ઘરમાંથી કાઢી મૂકી. મોટા ઘરની છોકરી ક્યાં જાય અને શું કરે? એક વૃક્ષ નીચે બેઠી બેઠી તે રુદન કરતી હતી એવામાં ત્યાં લુહારનો પુત્ર આવી ચઢ્યો. લુહારપુત્રે તે શેઠની પુત્રીને ઓળખીને કહ્યું: "બાઈ, તમે શેઠની પુત્રી છો ને? અહીં બેઠાં બેઠાં તમે કેમ રડ્યાં કરો છો?" શેઠની દુઃખિની પુત્રીએ બધી વાત તેને કહી સંભળાવી એટલે તે લુહારના પુત્રે કહ્યું: "તે ચોરોને તો મેં મારી નાખ્યા હતા. વિશ્વાસ ન આવતો હોય તો જો આ તલ્વાર, તારી વીંટી અને સાડી. જો હું તમો સર્વને જગાડીને આ વાત કહીશ તો તારા પિતા મને ચોર સમજીને કોટવાળને હવાલે કરશે એમ ધારી મેં તમને જગાડ્યાં નહોતાં. હવે તું એક કામ કર. ઘેર જઈને તું તારા પિતાશ્રીને કહે કે ચોરને મારનાર માણસ સાથે પરણવા હું રાજી છું. જો મેહતાએ ચોરને માર્યાં હોય તો તેમની જીભોને તેણે ક્યાં મૂકી છે તે તે બતાવશે જ. શેઠ મેહતાને ચોરની જીભો રજૂ કરવાને કહેશે એટલે બધો ભેદ ખુલ્લો થઈ જશે. જો તે ત્રણ ચોરોની જીભો કાપીને મેં મારા ખીસામાં આ રાખી." લુહારપુત્રના કહેવા પ્રમાણે શેઠની પુત્રી પોતાના પિતાને ઘેર ગઈ અને લુહારપુત્રે જેમ કહ્યું હતું તેમ કહ્યું. શેઠે મેહતાજીને બોલાવીને ચોરોની જીભો લાવવા કહ્યું: એટલે મેહતાજીએ ખરી વાત કહી દીધી. શેઠે લુહારના પુત્રની બહુ બહુ પ્રશંસા કરી અને તેને સારું ઇનામ આપવા માંડ્યું; પણ લુહારના પુત્રે તે લીધું નહિ અને તે પેલી તલ્વાર લઈને પોતાને દેશ ચાલ્યો ગયો.



## પરીના મગજનો ફાંટો

બે પરીઓ માણસોથી અગોચર બેઠી બેઠી આમોદ આલ્હાદ કરતી હતી, એવામાં ત્યાં થઈને એક ખેડુત બે બળદ લઈને નીકળ્યો. એક પરીના મગજમાં કાંઇક ફાંટો આવ્યો અને તેણે કહ્યું: "આ ખેડુતના બળદનાં શીંગડાં દરરોજ દશ હાથ લાંબાં થશે!" શીંગડાં વધવા માંડ્યાં. તે દિવસે તો ખેડુતને એટલું બધું કાંઈ જણાયું નહિ, પણ બીજે દિવસે તે ઘરમાંથી બળદને બહાર કાઢવા ગયો ત્યારે તેઓ બહાર નીકળી શકયા નહિ. તેમનાં શીંગડાં બારણામાં ભરાઈ જતાં હતાં.

યુક્તિ પ્રયુક્તિનો પ્રયોગ કરીને મહાદુ:ખે ખેડુતે બળદને બહાર કાઢ્યો. એકદમ બળદનાં શીંગડાં વધી ગયાં છે એ ખબર સાંભળી ગામનાં લોક તે જોવા ગયાં. શીંગડાં જોઇને સર્વને ઘણી નવાઈ લાગી. દરરોજ શીંગડાં દશ દશ હાથના હિસાબે વધવા લાગ્યાં.

કયા રોગથી આ શીંગડાં વધે છે એ બાબતનો ખેડુત કાંઈ નિર્ણય કરી શકયો નહિ. આખરે ખેડુતે તે બળદને વેચી નાખવાનો વિચાર કર્યો; પણ આવાં મોટાં શીંગડાંવાળા બળદને વેચાતા કોણ લે? શીંગડાં વધતાં વધતાં તેમાંથી શાખા અને પ્રશાખાઓ ફૂટવા લાગી. આ અદ્ભુત બળદને જોવાને દૂર દૂરથી માણસો ખેડુતને ઘેર આવવા લાગ્યા. બળદનાં શીંગડાં બતાવી ખેડુત રોજગાર કરવા લાગ્યો. વધતાં વધતાં શીંગડાં આકાશ સુધી પહોંચ્યાં.

શીંગડાં સ્વર્ગને અડ્યાં એટલે ખેડુત પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે: "હવે મારે સ્વર્ગમાં જઇને જોવું જોઇએ કે ત્યાં ખેડુતો કેવી ખેતી કરે છે." શીંગડું સાહીને ખેડુતે ઉંચે ચઢવા માંડયું. તે સ્વર્ગમાં ગયો તે વખતે સ્વર્ગના ખેડુતો ઘઉં વાવતા હતા. પોતાના સમવ્યવસાયીને જોઇને સ્વર્ગના ખેડુતોએ તેને તમ્બાકુ ખાવા આપ્યો અને ખેતીના સમાચાર પૂછ્યા. પછી તેમણે ખેડુતને સોનાની એક કોદાળી આપી પૃથ્વીપર પાછા જવાની રજા આપી. ખેડુત નીચે ઉતરવાનો પ્રયત્ન કરવા લાગ્યો પણ શીંગડાંની શાખાઓ તેને નડવા લાગી એટલે તે નીચે ઉતરવાનું સાહસ કરી શકયો નહિ. સ્વર્ગના ખેડુતોએ સ્વર્ગના એક વૃક્ષને દોરી બાંધી તે વૃક્ષપર ખેડુતને બેસાડીને વૃક્ષ ભૂમિપર ફાંસ્યું. આવી રીતે તે ખેડુત સોનાની કોદાળી લઇને પોતાને ઘેર આવ્યો. તે ખેડુત હજી જીવે છે એટલે જો વિશ્વાસ ન આવતો હોય તો તમે જઇને જુઓ. હજી પણ સોનાની કોદાળી તેના ઘરમાં છે, તે જઇને જોઈ આવો.



## ભયંકર બદલો

પાંચ વર્ષ સુધી ખુશામદથી નોકરી કરીને એક વ્યક્તિએ રાજા પાસે પગાર માગ્યો. રાજાએ તેને ફક્ત પાંચ રૂપિયા આપ્યા. રાજદરબારમાં નોકરી કરી અને આખરે બદલો તો આવો જ મળ્યો કે! તે કર્મચારીને રાજાપર ઘણો જ ક્રોધ ચઢ્યો અને ક્રોધમાં ને ક્રોધમાં રાજધાનીમાં રહેવું નહિ એવો નિશ્ચય કરી તે ત્યાંથી ચાલ્યો ગયો. તેણે પોતાના મનમાં કહ્યું કે: "હે રાજન્, મારી સાથે તેં કપટ કર્યું છે પણ ફિકર નહિ. તારા દગાનું ફળ હું તને આપું તો જ મારું નામ ખરું." આમ

બોલતો બોલતો ક્યાં જવું એનો વિચાર કર્યા વિના તે જ્યાં રસ્તો દેખાયો ત્યાં જવા લાગ્યો.

કેટલેક દૂર ગયા પછી, તેણે એક કૂવા પાસે એક સ્ત્રીને ઉભી ઉભી રોતી દીઠી. તેને જોઇને તે સ્ત્રીએ કહ્યું: "ભાઈ, આ કૂવામાં નીલ દીપ છે તે જો મને કાઢી આપો તો તમે જેટલું માગશો તેટલું દ્રવ્ય હું તમને આપીશ." દીવો કાઢી આપવા રાજકર્મચારી કબૂલ થયો એટલે તે બાઇએ કૂવામાં નિઃસરણી મૂકી અને રાજકર્મચારી કૂવામાં ઉતરી દીવો લઈ ઉપર આવવા માંડ્યો. કર્મચારી કૂવાના કાંઠા પાસે આવ્યો એટલે તે બાયડીએ તેના હાથમાંથી દીવો લઈ લેવાની ચેષ્ટા કરવા માંડી એટલે ચાલાક કર્મચારીએ કહ્યું: "બાઈ! જમીન ઉપર આવ્યા પછી તમે કહ્યું છે તેમ તમે મને ધન આપશો તે પછી જ હું આ દીવો તમને આપીશ. અત્યારે તમે એને લેવાની ચેષ્ટા કરો છો પણ એમાં તમારું કાંઈ વળવાનું નથી." તેનું આ કથન સાંભળીને બાઇને રીસ ચડી તેથી તેણે તેને ધક્કો મારી કૂવામાં નાખી દીધો. દીવા સાથે તે કર્મચારી કૂવામાં પડ્યો. પુરાતન કૂપ અને વળી ઉપર ચડવાની નિઃસરણી તે બાઈ લઈ ગઈ હતી એટલે બિચારા કર્મચારીને જીવનની આશા ક્યાંથી રહે વારુ? તો પણ તે હિંમતવાળો હોવાથી ધીરજ ધારી રહ્યો. નીલદીપ બળો રહ્યો હતો ને તે તેની પાસે અન્યમનસ્કભાવથી બેઠો હતો. પોતાના ખીસામાંથી એક કાગળ કાઢી તેણે દીવાની ઝોળ આગળ ધર્યો એટલે તે કાગળ ભડ્ ભડ્ બળવા લાગ્યો ને એકાએક ત્યાં એક દૈત્ય ઉત્પન્ન થયો. તે દૈત્યે રાજકર્મચારીને પ્રણામ કરીને કહ્યું: "બોલો, પ્રભુ! આપને શું કામ છે?"

તે રાજકર્મચારી દરબારમાં રહીને ઘણો ચાલાક બની ગયો હતો તેથી દૈત્યને જોઇને તે કિંચિન્માત્ર પણ વિચલિત થયો નહિ. દૈત્યને તેણે કહ્યું: "હાલમાં તો આ કૂવામાંથી તું મને બહાર કાઢ પછી બીજું કામ છે તે હું તને બતાવીશ." દૈત્યે તે રાજકર્મચારીને કૂવામાંથી બહાર કાઢ્યો.

જમીન ઉપર ગયા પછી રાજકર્મચારીએ કહ્યું: "જા, જે જાદૂગરણીએ મને આ કૂવામાં નાખી દીધો હતો તેને જઇને તું મારી નાખ અને તેના ઘરમાં જે ધનરત્ન હોય તે મારી સામે લાવી રજૂ કર." આજ્ઞાધારી દૈત્યે તેમ કર્યું.

દૈત્યે આણી આપેલું ધન લઈ કર્મચારી પુનઃ રાજધાનીમાં ગયો અને ઉંચા ઉંચા પોષાક વેચાતા લઈ, તથા મોટો બંગલો ભાડે લઈ તેમાં મોટા અમીરની માફક રહેવા લાગ્યો. એક દિવસ નીલદીપમાં

કાગળ સળગાવ્યો કે તરત જ દૈત્ય આવી ત્યાં હાજર થઈ ગયો અને બન્ને હાથ જોડી પ્રણામ કરી તેણે કહ્યું: "મહારાજ! મારા લાયક શું કામકાજ છે?" રાજકર્મચારીએ કહ્યું: "જા, જઇને રાજકન્યાને મારી પાસે લઈ આવ. તે મારી પગ તળાંસનાર દાસી થવી જોઇએ." દૈત્યે તેમ કર્યું. રાજકન્યા પાસે આખી રાત્રિ પગ ચંપાવી પ્રભાતમાં દૈત્ય તેને તેના શયનગૃહમાં મૂકી આવ્યો. રાજકન્યાએ પોતે જાણે સ્વપ્ન જોયું હોયની! તે પ્રમાણે પિતાને તે વૃત્તાંત કહી સંભળાવ્યો.

દરરોજ આ પ્રમાણે થવા લાગ્યું. રાજકન્યા દાસીપણું કરી અકળાઈ ગઈ. તે પોતાના પિતા પાસે ફરિયાદ કરવા લાગી. રાજા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે: "આ શું હશે? આ કોઈ ભૌતિક વ્યાપાર જ હોવો જોઇએ." તેણે રાજકન્યાને કહ્યું: "આજ તું એક કામ કર. જે માણસ દરરોજ રાત્રિએ તારી પાસે દાસીપણું કરાવે છે તેની શય્યા નીચે તું તારા નામની વીંટી મૂકી દેજે એટલે ગમે તેમ કરી તે માણસને આપણે પકડી શકીશું." રાજકન્યાએ તેમ કર્યું.

બીજે દિવસે પ્રભાતમાં રાજાના માણસો છૂટ્યા અને એકેએક ઘરની શય્યા નીચે તપાસ કરી. રાજકર્મચારી પકડાઈ ગયો. તેની શય્યા નીચેથી રાજકન્યાની વીંટી નીકળી. રાજસેવકોએ તેને ચતુર્ભુજ બનાવી કારાગારમાં નાખ્યો. રાજાએ તેને પ્રાણદંડની શિક્ષા કરી. રાજકર્મચારી તે નીલદીપ અને એક કાગળ પોતાની સાથે લઈ ગયો હતો. કેદખાનામાં તેણે કાગળ સળગાવ્યો કે તરત જ ત્યાં દૈત્ય આવી હાજર થયો. રાજકર્મચારીની આજ્ઞા થતાં જ દૈત્ય તેને ઉઠાવીને તેના ભાડાના મકાનમાં મૂકી આવ્યો. રાજાના કારાગારના રક્ષકે પ્રભાતમાં જઇને જોયું તો તે માણસ અદૃશ્ય થયેલો જણાયો. પ્રભાતમાં રાજા પાસે જઈ કર્મચારીએ કહ્યું: "હે રાજન્! જે તારી કુંવરી પાસે દાસીપણું કરાવનાર માણસ હું અહીં તારી પાસે ઉભો છું. આવા એક કેદખાનાને તો શું પણ લાખો કેદખાનાને તોડી મારો ઉદ્ધાર કરવા હું સમર્થ છું. તેં મારું મોટું અપમાન કર્યું છે માટે તારી કુંવરી મારી સાથે પરણાવી તું મારું સન્માન કર; નહિ તો બે દિવસમાં તારા આખા રાજ્યનો હું નાશ કરી નાખીશ." સમય વિચારી રાજાએ પોતાની કુંવરી તે કર્મચારી સાથે પરણાવી. પોતાની નોકરીની કદર નહિ કરવામાટે તે કર્મચારીએ રાજકન્યા પાસે દાસીપણું કરાવ્યું અને તેનો જમાઈ બન્યો.

—※※※—

# ત્રણ હકીમ

એક ગામમાંથી ત્રણ હકીમોએ જીવિકાર્જનમાટે વિદેશયાત્રા કરી. ચાલતાં ચાલતાં તેઓ એક ધર્મશાળા આગળ ગયા. રાત્રિ પડવા આવી હતી એટલે તેમણે રાત્રિવાસો તે ધર્મશાળામાં કરવાનો નિશ્ચય કર્યો. ધર્મશાળાના રક્ષકની સાથે વાતો કરતાં કરતાં રક્ષકે તેમને પૂછ્યું: "ભાઈ, તમે શી શી વિદ્યા સારી જાણો છો તે કૃપા કરી મને કહો." એક હકીમે કહ્યું: "જો આજ કોઈ માણસનો હાથ કાપી નાખ્યો હોય અને તે કાપેલો હાથ જો કાલ મારી પાસે લાવી રજૂ કરાય, તો તે હાથ તે માણસના શરીર-પર સંધાડી દેવાની મારામાં તાકત છે." બીજા હકીમે કહ્યું: "જો આજ કોઈ માણસની આંખ કાઢી લીધી હોય અને કાલ સવારમાં તે મારી પાસે લાવે તો હું તે આંખ બરાબર બેસાડી શકું તેમ છું." ત્રીજા હકીમે કહ્યું: "કોઈ માણસની જીભ કાપી નાખ્યા પછી બીજે દિવસે જો તે મારી પાસે લાવવામાં આવે તો હું તે જીભ બરાબર બેસાડી શકું તેમ છું." રક્ષકે કહ્યું: "ભાઇઓ! તમે ઘણી જ અદ્ભુત વિદ્યા જાણો છો પણ તેની પરીક્ષા કર્યા વિના તમો સત્ય બોલો છો કે નહિ તે કેમ જાણી શકાય?" તે રક્ષકને ત્યાં ત્રણ કૃતદાસ (ગુલામ) હતા. તેમને સ્વાધીનતા આપવાનું પ્રલોભન આપી રક્ષકે રાજી કર્યા અને એકનો હાથ, એકની આંખો અને એકની જીભ કાપી લઈ તે યત્નપૂર્વક સંભા-ળીને રાખવા તેણે એક દાસીને આપ્યાં.

દાસી સારી ચાલચલગતની નહોતી. મધ્ય રાત્રિએ તેનો ઉપપતિ તેની પાસે આવતો હતો. આજ રાત્રિએ ઉપપતિએ આવી કાંઇક ખાવાનું માગ્યું. દાસી ખાવાનું લેવા ગઈ અને આવતી વખતે કમાડ ઉઘાડું રહી ગયું. ઘરની પાસે એક કૂતરો હતો તે અંદર પેઠો અને કાપેલો હાથ લઇને ત્યાંથી પલાયન કરી ગયો અને એક બિલાડી ઘરમાં આવી જીભ તથા આંખો ખાઈ ગઈ.

દાસીનો ઉપપતિ ખાઈ રહ્યો એટલે દાસી થાળ રસોડામાં મૂકવા ગઈ ત્યાં તેણે જોયું તો સર્વનાશ! હાથ, આંખો કે જીભ તેમાંનું કાંઈ ત્યાં ન મળે! દાસી રોવા લાગી એટલે તેનો ઉપપતિ જે રાજાને ત્યાં પટાવાળાની નોકરીમાં હતો અને ઘણો સાહસી હતો તે બોલી ઉઠ્યો: "તું જરા પણ ગભરાઇશ નહિ. આજ એક ચોરને ફાંસી દેવામાં આવી છે. તેના શબનો હાથ હું જઇને કાપી આવું છું." આમ કહીને તે ઉઠ્યો અને થોડી વારમાં તે ચોરનો હાથ કાપી લાવ્યો. ત્યાં એક બિલાડી હતી તેની આંખો કાઢી લીધી અને એક બકરી રસ્તામાં બેઠી હતી તેની જીભ કાપી લીધી. આ સર્વ ચીજો સાચવી રાખીને દાસી ઉંઘી ગઈ.

પ્રભાતમાં ઉઠી હકીમોએ ઔષધથી ગુલામોના દેહપર હાથ, આંખ અને જીભ બરાબર લગાડી દીધાં અને પછી ધર્મશાળાના રક્ષકની રજા લઇને તેમણે ત્યાંથી પ્રસ્થાન કર્યું.

ઘરમાં જઇને ધર્મશાળાના રક્ષકે રૂપિયા ગણવા માંડ્યા, એવામાં જે કૃતદાસનો હાથ કાપી નાખવામાં આવ્યો હતો તે ત્યાં આવ્યો. ઘણી ચાલાકીથી તેણે તે રૂપિયામાંથી મૂઠી ભરીને ચોરી કરી. ધર્મશાળાના રક્ષકને તે વાતની ખબર પડી એટલે તે બોલ્યો: "અરે, આ શો વ્યતિક્રમ! તારો સ્વભાવ આવો નહોતો." દાસે કહ્યું: "મને પોતાને પણ આ વાતની સમજણ પડતી નથી. ચોરી કરવાને મારું મન ઘણુંએ વારે છે પણ હાથ મારા કબ્જામાં રહેતો નથી. તેણે તેની મેળે તે દુષ્ટ કામ કર્યું છે." એવામાં જે દાસની જીભ કાપવામાં આવી હતી તે ત્યાં આવ્યો અને બકરાની માફક બેં બેં કરવા લાગ્યો. બિડાલચક્ષુવાળો દાસ ત્યાં આવી બોલ્યો: "અરે, આ શું? મને બરાબર દેખાતું કેમ નથી? આ અંધકારમાં કીટ પતંગ આદિ મને સ્પષ્ટ દેખાય છે અને મોટી વસ્તુઓ કેમ દેખાતી નથી?" દાસોની આ સ્થિતિને જોઇને સર્વ આશ્ચર્યચકિત થઈ ગયા.

ધર્મશાળાનો રક્ષક મોટો બુદ્ધિમાન્ પુરુષ હતો. તેણે બારીકાઇથી તપાસ કરીને જોયું તો પહેલા દાસનો હાથ તેનો પોતાનો નહોતો. દાસ કાળા રંગનો માણસ હતો કિન્તુ તેના દેહપર જે હાથ ચોડવામાં આવ્યો હતો તે કોઈ સ્વરૂપવાન્ પુરુષનો હાથ હતો. રક્ષકે દાસીને બોલાવી મંગાવી તાડન કરી ખરી વાત તેની પાસેથી કઢાવી. હકીમો ત્યાંથી ચાલ્યા ગયા હતા તેથી હવે બગડેલી બાજી સુધારવાનો કાંઈ ઉપાય રહ્યો નહોતો. ચોરનો હાથ પોતાના દેહ પર આવવાથી સાધુ જેવો ધર્માત્મા દાસ મોટો ચોર થયો, બિડાલચક્ષુ દાસ દિવસે બરાબર જોઈ શકતો નહોતો પણ રાત્રિએ તેની આંખે દીવા બળતા હતા અને બિચારો ત્રીજો દાસ મનુષ્ય હોવા છતાં બકરાની ભાષા બોલતો હતો.



## ત્રણ મિત્ર

એક ગુરુને ત્યાં વિદ્યા ભણી ત્રણ યુવાનો ચાકરી શોધવા માટે વિદેશમાં ચાલ્યા. ત્રણે જણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે પ્રાણ જાય તો ભલે કિન્તુ તેમણે એક બીજાનો સાથ છોડવો નહિ.

ત્રણે મિત્ર ચાલ્યા ચાલ્યા જતા હતા એવામાં રસ્તામાં તેમને એક ભદ્ર માણસનો મેળાપ થયો. વાતની વાતમાં તે ભદ્ર માણસે તે ત્રણ મિત્રનો મનોગત અભિપ્રાય જાણી લીધો. તેણે તેમને કહ્યું: "જો

તમે મારા કહ્યા પ્રમાણે કરો તો હું તમને રાજા બનાવીશ." રાજા થવાની વાત સાંભળી તે ત્રણે જણ પુલકિત થઇને બોલ્યાઃ "બોલો, બોલો, આપની આજ્ઞા શી છે? કારણ કે, તે પ્રમાણે વર્તવાનો અમે સ્વીકાર કરીએ છીએ." તે સારા માણસે કહ્યું: "તમે આ પૈસા લ્યો, અને પેલી સામી જણાય છે તે ધર્મશાળામાં તમારાથી રહેવાય તેટલા દિવસ રહો. પરન્તુ આ શહેરમાં તમે રહો ત્યાં સુધી તમારે મારી સૂચના પ્રમાણે ચાલવું પડશે. તમારામાંથી એક જણે "અમે ત્રણ જણ" બીજાએ "ધનમાટે" અને ત્રીજાએ "એજ સત્ય વચન" આ વિના બીજું કાંઈ બોલવું નહિ. જો મારા કહ્યા પ્રમાણે વર્તશો તો થોડા દિવસમાં તમે ઘણા મોટા માણસ થઈ જશો." ત્રણે મિત્રો ધન લઈ તે ભદ્ર માણસે બતાવેલી ધર્મશાળામાં ગયા.

ધર્મશાળાના રક્ષકે કહ્યું: "તમે અહીં રહેશો તેટલો વખત ખાવાની સોઈ તમારા હાથે કરશો કે હું મારા તરફથી તમારામાટે રસોઈ કરાવવાની વ્યવસ્થા કરું?" એક માણસે કહ્યું: "અમે ત્રણ જણ" બીજાએ કહ્યું: "ધનમાટે" ત્રીજાએ કહ્યું; "એ સત્ય વચન." તેમનું આવું બોલવું સાંભળી ધર્મશાળાના રક્ષકે તેમને રહેવાને એક ઓરડી બતાવી. તે ત્રણે મિત્રો ત્યાં જ રહ્યા.

એક દિવસ એક વૃદ્ધ મહાજન રૂપિયાની થેલીઓની થેલીઓ ઉપાડીને તે ધર્મશાળામાં આવ્યો. ધર્મશાળાના રક્ષકને તેણે કહ્યું: "મારી સાથે બહુ જોખમ છે માટે મને ઉપરનો વાસ આપો અને મારા માણસોને નીચે સૂઈ રહેવાની ગોઠવણ કરી આપો." રક્ષકે મહાજનની ઇચ્છા પ્રમાણેની વ્યવસ્થા કરી આપી.

જ્યારે મહાજન નિદ્રાવશ થઈ ગયો ત્યારે અધ્યક્ષ અને તેની પત્નીએ તેની ઓરડીમાં પ્રવેશ કર્યો અને તે મહાજનને મારી નાખીને તેનું તમામ ધન લઈ તેમણે ગુપ્ત સ્થળે સંતાડી દીધું. સવારમાં મહાજનના મરણની ખબર પડી એટલે ધર્મશાળાનો રક્ષક પોતે કોટવાલના થાણે ગયો અને કોટવાલને બોલાવી લાવ્યો. કોટવાલના આગળ તેણે કહ્યું કે: "મહાજનનું ખૂન કરવાનો મને આ ત્રણ મિત્રો ઉપર શક છે." પોલીસે તે મિત્રોને પંચ રૂબરુ બોલાવીને પ્રશ્ન કર્યો કે: "આ મહાજનને તમે માર્યો છે?" એક મિત્રે કહ્યું: "અમે ત્રણ મિત્ર!" બીજા તરફ જોઇને પોલીસે પૂછ્યું: "મહાજનનું ખૂન શું કરવા કર્યું?" બીજા મિત્રે કહ્યું: "ધન માટે" ત્રીજા મિત્ર તરફ જોઈ પોલીસે સવાલ કર્યો કે: "આ બાબતમાં તારે કાંઈ કહેવું છે?" ત્રીજા મિત્રે કહ્યું: "એ સત્ય વચન!" કોટવાલે તે ત્રણે મિત્રોને ન્યાયાસન આગળ રજૂ કર્યા. ન્યાયાધીશ આગળ

પણ જેમ તેઓ કોટવાળ આગળ બોલ્યા હતા તેમજ બોલ્યા. ન્યાયાધીશે તેમને ગુનાહગાર ઠરાવીને ફાંસીની સજા કરી.

તે ત્રણ માણસને ફાંસી દેવાનો દિવસ આવી પહોંચ્યો. રાજસેવકો તેમને ફાંસીના પાટીઆ પાસે લઈ ગયા. ફાંસી જોવામાટે ત્યાં હજારો માણસની ઠઠ જામી ગઈ હતી. જલ્લાદ ત્યાં આવ્યો હતો અને રુઆબ ભરેલી રીતે તે તે ત્રણ મિત્ર તરફ જોતો હતો. આ સમયે પેલા ભદ્ર માણસની ગાડી ત્યાં આવી. તેણે કહ્યું: "આ માણસોને ફાંસી દેવાનું બંધ રાખો. આ બાબતમાં રાજાનો ખાસ હુકમ હું લાવ્યો છું માટે તેમને છોડી મૂકો." જલ્લાદ ફાંસીની દોરી ખેંચવાની તૈયારીમાં હતો પણ રાજાની આજ્ઞા સાંભળી તે અટકી ગયો.

થોડી વારમાં રાજા પોતે ત્યાં આવી હાજર થયો એટલે પેલા ભદ્ર માણસે તે ત્રણ મિત્રને પોતાની ખરી વાત જણાવવા કહ્યું. એક મિત્રે સાચે સાચી વાત કહી દીધી અને તે મહાજનનું, ખૂન ધર્મશાળાના રક્ષકે પોતે કર્યું છે એવો તેને શક છે એમ તેણે કહ્યું. ધર્મશાળાના રક્ષકને ઘેર જપ્તી ગઈ. ત્યાં તપાસ કરતાં કેટલાંક માણસોનાં માથાં ત્યાંથી જડી આવ્યાં. રાજાને તે રક્ષકપર ઘણો જ ક્રોધ ચડ્યો. તેણે તેને એકદમ ફાંસીને લાકડે લટકાવી દીધો. ભદ્ર માણસે તે ત્રણ મિત્રમાંના દરેકને એક એક રાજ્ય વેચાતું લેવાય તેટલું દ્રવ્ય આપ્યું અને પછી તેમને વિદાય કર્યાં.



## નિર્ભયકુમાર

રાજકુમારને પોતાની કેડપર લઈ દાસી અગાસીમાં ફરતી હતી એવામાં વીરવાયુનો રાજકુમારના શરીરમાં પ્રવેશ થયો, અને તે મહાબળવાન્ થઈ ગયો. તેનામાં અસાધારણ સાહસ આવ્યું અને તેની શક્તિની તો કાંઈ સીમા જ ન રહી. રાજકુંવર મોટો થયો ત્યારે તેનામાં એટલી બધી શક્તિ આવી ગઈ હતી કે કાંઈ કહેવાની વાત નહિ. સાહસી માણસ ઉંદરની માફક ઘરમાં કદાપિ ભરાઈ રહેતો નથી કિન્તુ પૃથ્વીપટપર પર્યટન કરી સાહસકર્મો કરવા તરફ તેનું મન લાગેલું રહે છે. એક દિવસ રાજકુંવર રાજધાનીમાંથી નીકળી પડ્યો અને તેને જે દિશાએ રસ્તા જેવું જણાયું તે દિશા તરફ ચાલ્યો.

જતાં જતાં તે એક મોટા વનમાં જઈ ચડ્યો. ત્યાં એક સુંદર મકાન તેના જોવામાં આવ્યું. રાજકુંવરને થાક તો લાગ્યો જ હતો એટલે તે મકાનના બારણા આગળ તે વિશ્રાંતિ લેવા બેઠો. બારણા આગળ એંસી મણ વજનનું એક લોઢાનું મુદ્‌ગલ પડેલું હતું તેના પર રાજ-

કુંવરની દૃષ્ટિ પડી. રાજકુંવર ખુશ ખુશ થઈ ગયો. એક હાથે તે મુદ્દ્‌ગલ ઉપાડી બીજા હાથે તેના પર આઘાત કરી તે તેને ચૂર્ણ વિચૂર્ણ કરવા લાગ્યો.

એકાએક તે મકાનમાંથી એક માણુસ બહાર આવ્યો. તે ફક્ત એક જ હાથ લાંબો હતો. રાજકુંવરને જોઇને તે માણુસે કહ્યું: "વાહ, વાહ, છોકરા! તારામાં બહુ જ જોર જણાય છે, નહિ વારુ? પણ બળ હોવાથી શું? શું તારામાં સાહસ છે?" રાજકુમારે કહ્યું: "મારું નામ જ નિર્ભયકુમાર છે. મારા નામ ઉપરથી જ તમે સમજી લ્યોને!" વામનજીએ કહ્યું: "જો તારામાં સાહસ હોય તો એક કામ કરી લાવ. જો, અહીંથી ઉત્તર દિશા તરફ સાત દિવસ સૂધી ચાલીશ એટલે એક બગીચો આવશે; તે બગીચાની આસપાસ લોઢાનો કોટ છે, અને તે કોટની આસપાસ હિંસ્ર પ્રાણીઓ રાત્રિ દિવસ ચોકી કર્યાં કરે છે. તે બાગમાં એક મંદિર છે અને તેમાં એક સ્ત્રી નિદ્રિત છે. ત્યાં જઈ તે સુંદરીના હાથની વીંટી તું લઈ આવે તો સાહસી માણસ ખરો." નિર્ભયકુમાર "ઠીક છે. હું તે વીંટી લઈ આવું છું." એમ બોલીને વામનજીએ બતાવેલી દિશા તરફ જવા લાગ્યો.

સાત દિવસની મુસાફરી કર્યા પછી તે વામનજીએ કહેલા બાગ આગળ પહોંચ્યો. તેણે જોયું તો બાગમાં પ્રવેશ થઈ શકે તેમ નહોતું. તોપણ હિંમતેમર્દ હોવાથી તે ચોકી તથા કોટનો અતિક્રમ કરી તેણે બાગમાં પ્રવેશ કર્યો. કોઈ પણ હિંસ્ર પશુ તેની પાસે જવાની છાતી કરી શક્યું નહિ, તો પછી તેના પર હુમલો તો ક્યાંથી જ કરી શકે? બાગમાંના મંદિરમાં જઈ નિદ્રાવતીના હાથની આંગળીમાંથી વીંટી કાઢી લઈ તે બાગની બહાર આવ્યો. એક સિંહ પ્રભુભક્ત કૂતરા પ્રમાણે નિર્ભયકુમારની પાછળ પાછળ આવવા લાગ્યો.

નિર્ભયકુમારે વામનજી પાસે જઇને કહ્યું: "તમે શું આ મુદ્દ્‌ગલ ભાંગી શકો છો? આ મુદ્દ્‌ગલ તમે ભાંગી શકો તો આ વીંટી હું તમને આપી દઇશ." વામનજીએ તે મુદ્દ્‌ગલને ભાંગવાની ઘણી ચેષ્ટા કરી પણ તેનું કાંઈ વળ્યું નહિ. આખરે રાજકુમારને કપટથી મારી તેની પાસેથી તે વીંટી લેવાનો વામનજીએ વિચાર કરીને કહ્યું: "હે છોકરા, આજ આ મલ્લયુદ્ધ કરવાનું કાંઈ પ્રયોજન નથી. ચાલ આપણે નદીએ જઇને સ્નાન કરી આવીએ." ઉભય જણ સ્નાન કરવા નદીએ ગયા. રાજકુમાર નદીમાં પડ્યો એટલે તેના માથાપર એક પ્રચંડ પત્થર નાખવાની વામનજી ચેષ્ટા કરવા લાગ્યો. આ દૃશ્ય જોઈ પેલા સિંહે પાછળથી ભયંકર ગર્જના કરી એટલે પત્થરને નાખી દઇને વામનજી

ત્યાંથી જીવ લઇને નાઠો. દોડતો દોડતો વામનજી એક વૃક્ષની ગુફામાં સંતાઈ ગયો. જે સમયે રાજકુંવર તે વૃક્ષ પાસે થઇને આગળ ગયો તે સમયે ઓચીંતો વામનજી વૃક્ષની પોલમાંથી બહાર નીકળ્યો અને રાજકુંવરની આંખોમાં કાંટા ઘોંચી તેની આંખો ફોડી નાખી. બિચારો રાજકુંવર અંધ થયો. પોતાના પ્રભુની આ અવસ્થા જોઈ સિંહ એક છલંગ મારી તે વામનજી પર પડ્યો અને પોતાના પંજાથી તેણે તેના ટુકડે ટુકડા કરી નાખ્યા.

સિંહ પોતાના પ્રભુ રાજકુંવરને દોરવા લાગ્યો. સિંહની પૂછડી પકડી રાજકુંવર ધીરે ધીરે વનમાં ફરવા લાગ્યો. સિંહ ફળ લાવી તેને ખાવા માટે આપતો અને જળાશય આગળ તેને લઈ જઇને તેને જળપાન કરાવતો હતો. આ પ્રમાણે અરણ્યમાં રાજકુંવર પોતાના દિવસ વ્યતીત કરવા લાગ્યો. એકવાર એક વૃક્ષ નીચે પડ્યો પડ્યો તે નિદ્રાનો આસ્વાદ લેતો હતો તેવામાં સહસા તેના ચક્ષુપર જળનું ઝાપટું પડ્યું હોય એમ તેને લાગ્યું. આંખ ઉઘાડી તો આશ્ચર્ય! તેની આંખો સારી થઈ ગઈ હતી. તેણે પોતાના સમક્ષ એક કૃષ્ણકામિનીને ઉભેલી જોઈ. તે કામિનીના શરીરનો રંગ કાળો મેશ જેવો હતો. કૃષ્ણકામિનીએ કહ્યું: "યુવાન્! મેં તને ચક્ષુદાન આપ્યું છે. જો તું ખરેખરો સાહસી પુરુષ હોય તો તું અહીંથી મને છોડાવ." નિર્ભયકુમારે કહ્યું: "મારું નામ નિર્ભયકુમાર છે. મારા નામ પ્રમાણે હું નિર્ભય છું. તારે શું કામ છે તે તું મને કહે." કૃષ્ણકામિનીએ કહ્યું: "શયતાનની માયાથી આજ દશ વર્ષથી હું આવી દશાને પામી છું. જો આ શયતાનના ઘરમાં કોઈ સાહસી માણસ ત્રણ દિવસ વાસ કરે તો મારી મુક્તિ થાય તેમ છે." રાજકુંવરે કહ્યું: "ભય શી વસ્તુ છે તે હું જાણતો નથી. ચાલ, હું તે શયતાનના ઘરમાં રહેવા તૈયાર છું." રાજકુંવર શયતાનના ઘરમાં જઇને રહ્યો.

દિવસે તે ઘરમાં નીરવતાનું સામ્રાજ્ય જામેલું રહેતું પરન્તુ રાત્રિના સમયે 'હુમ હામ, હુમ હામ' એવા વિકટ શબ્દો થતા હતા. પહેલે દિવસે રાજકુંવરે જોયું તો કૃષ્ણકામિનીના પગ સંપૂર્ણ ગૌરવર્ણના થઈ ગયા હતા, બીજે દિવસે તેનું શરીર ગળા પર્યન્ત ગૌર થઈ ગયું ને ત્રીજા દિવસે તે સંપૂર્ણ ગૌરાંગી બની ગઈ. ગૌરાંગીએ કહ્યું: "તમારી કૃપાથી હું શાપમોચન થઈ છું. ચાલો, હવે આપણે દેશ તરફ જઇએ." નિર્ભયકુમાર ગૌરાંગીને પોતાના દેશમાં લઈ ગયો અને મોટી ધામધૂમથી તેની સાથે લગ્ન કર્યું.

# પ્રધાનપુત્ર અને ગણિકાની કન્યા

એક પ્રધાનને એક પુત્ર હતો અને તેને શિકારનો ઘણો શોક હતો. આખો દિવસ વનમાં ફરી તે શિકાર કરવામાં જ દિવસોના દિવસ વીતાડી દેતો હતો. એક દિવસ એક સુંદર હરિણની પાછળ દોડતાં દોડતાં તે ઘોર અરણ્યમાં જઇ ચડ્યો. ત્યાં તેને એક વૃદ્ધ ડોસી મળી. તે ડોસીએ કહ્યું: "ભાઈ, તમે મોટા માણસ જણાઓ છો. તમારા દેહપરથી એમ જણાય છે કે તમે દરરોજ ઉદર ભરીને અનાજ ખાવાનું પામી શકો છો. મારી અવસ્થા તરફ નજર કરો. પેટ પૂરતું ખાવાનું ન મળવાથી મારું શરીર હાડપિંજર થઈ ગયું છે અને મારામાં ચાલવાની પણ આય રહી નથી. કૃપા કરી જો તમે મને સાહાય્ય કરશો તો હું તમારો ઉપકાર માનીશ." પ્રધાનનો પુત્ર ઘણા ઉદાર દિલનો માણસ હતો. ખીસામાં હાથ ઘાલી તેણે મૂઠ્ઠા ભરીને રૂપિઆ બહાર કાઢી તે ડોસીને આપ્યા; એટલે તે ડોસીએ કહ્યું: "મહારાજ! તમે ઘણા જ દયાળુ છો. આ ધન આપી તમે મારા પર મોટો ઉપકાર કર્યો છે. હું તમને એક વાત કહું છું તે સાંભળો. અહીંથી પશ્ચિમમાં એક ગાઉ દૂર એક વૃક્ષ છે. તેના પર અત્યારે સાત પક્ષીઓ લડે છે. તેમના લડવાનું કારણ એક રૂમાલ છે. તે રૂમાલ જેવો તેવો નથી. જે માણસ પાસે તે રૂમાલ હોય તે જે ઇચ્છા કરે તે તે રૂમાલથી સિદ્ધ થઈ શકે તેમ છે. તમે જઇને તે પક્ષીનો શિકાર કરો એટલે તે રૂમાલ તમારા હાથમાં આવશે. તમે બાણ મારશો એટલે એક પક્ષી નીચે પડશે તેના પિંડને જો તમે સંભાળથી પોતાની પાસે રાખશો તો દરરોજ તમારી શય્યાના ઓસીકાં નીચે તમને દશ મોહોરો પડેલી દેખાશે." પ્રધાનનો પુત્ર પશ્ચિમ દિશામાં ગયો તો તે ડોસીના કહેવા પ્રમાણે તેણે એક વૃક્ષ પર સાત પક્ષીને રૂમાલમાટે લડતા જોયા. તેણે એક બાણ છોડયું એટલે એક પક્ષી અને રૂમાલ નીચે પડ્યાં. તે પક્ષીનું પિંડ અને રૂમાલને લઈ લઇને પ્રધાનપુત્રે રૂમાલને કહ્યું: "રૂમાલ, ચાલ હવે પિતાજીને ઘેર." એક નિમેષ માત્રમાં પ્રધાનપુત્ર પોતાના પિતાને ઘેર જઇને ઉભો રહ્યો.

ડોસીના કહેવા પ્રમાણે પ્રધાનપુત્રના ઓસીકા નીચેથી પ્રતિદિન દશ મોહોરો નીકળતી હતી. કેટલાક દિવસ ઘેર રહ્યા પછી પ્રધાનપુત્રને દેશભ્રમણ કરવાની ઇચ્છા થઈ. પિતાની રજા લઇને પંખીના પિંડ અને રૂમાલ સહિત તે નીકળી પડ્યો. કેટલાક દિવસની મુસાફરી કર્યાં પછી તે એક મોટા શહેરમાં જઈ ચડ્યો. તે શહેરમાં એક ભવ્ય અટ્ટાલિકાની એક બારીમાં એક પરમાસુંદરી યુવતિ ઉભી હતી. તે સુંદરી

એટલી બધી સ્વરૂપવતી હતી કે તેના જેવી સુંદરી પ્રધાનપુત્રે કોઇ દિવસ જોઇ નહોતી. તે સુંદરીને જોતાં જ પ્રધાનપુત્ર તેનાં પર મોહી ગયો. પ્રધાનપુત્ર તે અટ્ટાલિકામાં અતિથિ તરીકે રહ્યો.

એ અટ્ટાલિકા એક મોટી ગણિકાની હતી અને તે સુંદરી તેની પાલિતકન્યા હતી. કન્યાને બરાબર ભણાવી શીખવીને ગણિકાએ પ્રધાનપુત્ર પાસે મોકલી દીધી. પ્રધાનપુત્ર તે ભુવનમોહિનીને જોઇને ભાન ભૂલી ગયો. ગણિકાની પુત્રાના પ્રેમપાશમાં તે ફસાઈ ગયો. ચાલાક ગણિકાએ પ્રધાનપુત્ર પાસેથી પક્ષીનું પિંડ પડાવી લીધું. તે પક્ષીનું પિંડ પ્રાપ્ત કરવાથી તે ગણિકાને નિત્ય પ્રભાતમાં દશ મોહોરો પ્રાપ્ત થતી હતી. પક્ષીનું પિંડ પોતાની પાસેથી ગુમ થયું છે એ વાતની પ્રેમવિમૂઢ પ્રધાનપુત્રને ખબર પણ નહોતી. પછી ગણિકા પ્રધાનપુત્રની પાસે જે કામસિદ્ધ રૂમાલ હતો તેને હાથ કરવાની પેરવી કરવા લાગી. પોતાની પુત્રીને બરાબર પાઠ ભણાવી રાત્રિએ તેણે પ્રધાનપુત્ર પાસે મોકલી.

પ્રિયતમાને વિષણ્ણવદના જોઇને પ્રધાનના પુત્રે તેને વિષણ્ણતાનું કારણ પૂછ્યું. ભણાવી મૂકેલી ગણિકાપુત્રીએ કહ્યું: "હું એક ભાગ્યહીન સ્ત્રી છું. મેં સાંભળ્યું છે કે અહીંથી ત્રણ માસના પથ પર રત્નપર્વત નામક એક પર્વત છે તે પર્વતમાં નાના પ્રકારનાં રત્ન છે. કેટલાક દિવસથી મને એવી ઇચ્છા થઈ છે કે એક વખત જઇને તે રત્નપર્વત જોઈ આવી જન્મારો સફળ કરવો; પણ ત્રણ મહિનાની વાટે અમો બાયડી માણસથી ત્યાં એકલાં કઈ રીતે જવાય અને સારો સંગાથ પણ મળતો નથી એટલે મનની ઇચ્છા મનમાં જ રહે છે." પ્રધાનપુત્રે કહ્યું: "પ્રિયતમે! જો તે પર્વત જોવા જવાની તને ઇચ્છા થઈ હોય તો તું ચિન્તા કરીશ નહિ. ચાલ, આ ને આ પળે હું તને તે રત્નપર્વતપર લઈ જાઉં છું." આમ કહી પ્રિયતમાને લઇને તે રૂમાલના સાહાય્યથી રત્નપર્વત પર જઇને ઉભો રહ્યો. ગણિકાની કન્યાના કહ્યા પ્રમાણે ત્યાં ભિન્ન ભિન્ન જાતનાં રત્નો હતાં. પ્રધાનપુત્ર ઘણો થાકી ગયો હતો તેથી પોતાની પ્રિયતમાના ખોળામાં માથું મૂકી એક વૃક્ષ નીચે સૂઈ ગયો અને સૂઈ જતાં તરત જ તેને નિદ્રા આવી. જ્યારે તે ઉંઘમાંથી જાગ્યો ત્યારે તેણે જોયું તો તેની પ્રિયતમા ત્યાં નહોતી. તેના કોટના ખીસ્સામાં તેણે જોયું તો તેમાં તેનો રૂમાલ નહોતો. તે એકલો તે વૃક્ષ નીચે પડેલો હતો. દીર્ઘ નિઃશ્વાસ નાખી પ્રધાનના પુત્રે કહ્યું: "હાય, હાય! શું મારી પ્રાણેશ્વરી જ મારી વેરણ થઈ? શું તેણે જ મને આમ દગો દીધો?"

રત્નપર્વતપર મનુષ્ય રહેતાં નથી. ત્યાં ગાંધર્વનો નિવાસ હોય છે. પ્રધાનના પુત્રે જોયું તો દૂરથી ત્રણ ગાંધર્વ આવતા જણાયા.

જાણે નિદ્રાવશ થઈ ગયો હોય એવો ડોળ કરીને તે ત્યાં સૂઈ રહ્યો. ગાંધર્વ તેની પાસે આવ્યા ત્યારે તેમણે તેને જોયો. તેમાંના એકે કહ્યું: "આ નરકીટ અહીં કયાંથી આવ્યો છે?" બીજા ગાંધર્વે કહ્યું: "એની છાતીપર પાષાણ મૂકી એને મરણને શરણ કરી દ્યો." ત્રીજા ગાંધર્વે કહ્યું: "નહિ, નહિ, એને જોરથી આકાશમાં ઉછાળો." ગાંધર્વોએ તેમજ કર્યું. મેઘપ્રદેશમાં પ્રધાનપુત્ર કેટલેક દૂર સુધી ઉછળ્યો. જેમ જેમ તે ઉંચે ઉછળતો તેમ તેમ હવા ઠંડી જણાતી. તેને નિદ્રા આવી ગઈ. જ્યારે તેની નિદ્રાનો ભંગ થયો ત્યારે તેણે જોયું તો તે એક બાગમાં પડેલો હતો. તેને ક્ષુધા તો કકડીને લાગી હતી. તે બાગમાં કાંઈ ફળ ઝાડ નહોતાં, તેથી નિરુપાય થઇને પ્રધાનપુત્રે એક મૂળો ઉપાડી લઈ ખાધો. જેવો તેણે મૂળો ખાધો કે તરત જ તે ગર્દભ થઈ ગયો. પછી તે વૃક્ષ તથા છોડનાં અને વેલાનાં પર્ણ ખાવા લાગ્યો. તે ખાતાં ખાતાં તેણે એક વિશિષ્ટ પ્રકારની જાતિનું શાક ખાધું એટલે તેને તેના પૂર્વ દેહનો લાભ થયો. પછી ત્યાંથી કેટલાક મૂળા અને કેટલુંક પેલું શાક લઇને તે પ્રધાનપુત્ર વૈરનો બદલો લેવામાટે મુસાફરી કરવા લાગ્યો. તપાસ કરતો કરતો તે ગણિકાના દેશમાં ગયો અને તે ગણિકાના ઘર આગળ જઇને ઉભો રહ્યો. તેણે પોતાના ચહેરાનો રંગ બદલી નાખ્યો હતો, તેથી ગણિકા કે તેની પુત્રી કોઇ તેને ઓળખી શકયું નહિ. ગણિકાને તેણે કહ્યું: "હું રાજાનો હલકારો છું. દેશે દેશમાં ફરી એક દેશમાંથી હું એક ઉત્કૃષ્ટ જાતના મૂળા લાવ્યો છું. દશ વર્ષની મુસાફરી પછી મને આ મૂળા મળ્યા છે, તે હું રાજાને આપીશ એટલે અવશ્ય તે મને સારું ઇનામ આપશે અને મારું દુઃખ દળદર ફીટી જશે. આવું ઉત્તમ ફળ મારી પાસે હોવાથી હું ધર્મશાળામાં ઉતરવા ઇચ્છતો નથી. કૃપા કરી જો તમે મને તમારે ત્યાં રાત્રિવાસો કરવા દેશો તો હું તમારો ઘણો જ આભાર માનીશ." આવો વિશિષ્ટ જાતનો મૂળો ખાવાનું ગણિકાને મન થયું તેથી તેણે કહ્યું: "જો તું મને એક મૂળો આપે તો હું તને મારા ઘરમાં ઉતરવા દઉં." પ્રધાનના પુત્રે તેને એક મૂળો આપ્યો. તે મૂળાનું શાક કરીને ખાવાનો નિશ્ચય કરી ગણિકાએ શાક સમારવા માંડયું. શાક સમારતાં સમારતાં તેણે મૂળાનો એક કકડો ખાધો કે તરત જ તે ગધેડી બની ગઈ અને ગધેડીની માફક ભૂંકતી ભૂંકતી ઘરમાં આમ તેમ ફરવા લાગી. ગણિકાની પુત્રીએ રસોડામાંથી આવીને જોયું તો ગણિકા ત્યાં ન મળે! મૂળાનો એક કકડો લઇને તેણે ખાધો કે તરત જ તે પણ ગધેડી બની ગઈ અને પોતાની માની માફક ઘરના એક ભાગમાં ઘાસ ભર્યું હતું તે ખાવા લાગી. તે બંને ગધેડીઓના ગળામાં દોરડું બાંધી

પ્રધાનપુત્ર તેમને પોતાને ઘેર લઈ ગયો અને એક ચાકરને બોલાવીને કહ્યું: "આ વૃદ્ધ ગધેડીને દરરોજ નેતરના વીસ વીસ ફટકા લગાવી દેજે અને તેને ફક્ત અડધા આહારેજ ખાવા આપજે." નોકરે તેમ જ કર્યું. કેટલાક દિવસ સૂધી રીબી રીબીને આખરે વૃદ્ધ ગધેડી ગણિકા મૃત્યુ પામી.

ગણિકાને ઉપર પ્રમાણે શિક્ષા કર્યાં પછી પ્રધાનના પુત્રે પોતાની સાથે આણેલું શાક ખવડાવીને ગણિકાની પુત્રીને તેના મૂળ સ્વરૂપમાં આણી. ગણિકાની પુત્રીએ પ્રધાનના પુત્રને ઓળખ્યો અને તેની સમસ્ત વાર્તા સાંભળી તેણે કહ્યું: "પ્રાણનાથ! મારી ભૂલમાટે મને ક્ષમા કરો. હું ખરી રીતે જોતાં ગણિકાની પુત્રી નથી. મારાં માતાપિતા પાસેથી ગણિકા મને ચોરીને લઈ ગઈ હતી અને તેણે મને ઉછેરીને મોટી કરી હતી. મેં આપ સાથે જે નીચ વર્તન કર્યાં છે તે સર્વે તે ગણિકાની શીખવણીથી જ કરેલાં છે. વસ્તુતઃ હું આપને મારા ખરા અંતઃકરણથી ચાહું છું." પ્રધાનના પુત્રે પોતાની પ્રિયતમાને ક્ષમા આપી અને તેને પોતાના ઘરમાં રાખી તેની સાથે લગ્ન કર્યું.



# સોનાની ચાવી

એક શેઠ અને શેઠાણી પોતાની એક દાસી સાથે વનમાંથી જતાં હતાં. જે વખતે તેઓ દુર્ગમ વનમાં ગયાં તે વખતે તેમનાપર દસ્યુઓએ આક્રમણ કર્યું. શેઠ અને શેઠાણીને દસ્યુઓએ મારી નાખ્યાં અને દાસી જીવ લઇને ત્યાંથી નાસી ગઈ તેથી બચી ગઈ. જ્યારે દસ્યુ ત્યાંથી ચાલ્યા ગયા ત્યારે દાસીએ લૂટવાળા સ્થળે આવીને જોયું તો શેઠ અને શેઠાણીનાં શબ ત્યાં પડેલાં હતાં. શેઠ તથા શેઠાણીની આ દશા જોઇને દાસીને ઘણું જ રડવું આવ્યું. થોડા વખત પછી તેને ભૂખ લાગી. જનશૂન્ય વનમાંથી હવે જવું કયાં, રહેવું કયાં અને ખાવું શું એનો વિચાર કરીને તે રોવા લાગી. દાસી ત્યાં બેઠી બેઠી રોઈ રહી હતી એવામાં તેના મુખ આગળ સોનાની એક કુંચી પડી. દાસીએ પાછળ ફરી જોયું તો એક મોટા વૃક્ષના થડપર એક મોટું તાળું વાસેલું હતું. કુતૂહલ થવાથી દાસીએ તે કુંચી તાળામાં ઘાલી એટલે તાળું ઉઘડી ગયું અને થડ બે ભાગમાં વિભક્ત થઈ ગયું. તે થડના પોલમાં જૂદી જૂદી જાતનાં ખાદ્યો, લૂગડાં, બિછાનાં વિગેરે હતાં. દાસીએ ખાદ્ય ખાઇને તે વૃક્ષ વળે શયન કર્યું. દાસીની આંખમાં કાંઇક કાંઇક ઉંઘ ભરાવા માંડી એટલે કોઇ માણસના બોલવાનો અવાજ તેના કાનમાં અથડાયો. કાન માંડી તેણે સાંભ-

ળવા માંડયું તો કોઈ બોલી રહ્યું હતું કેઃ "હે બાઇ! તું મને બચાવ! આજ કાલ થયાં સાત વર્ષથી હું રાક્ષસી માયાના પ્રભાવથી વૃક્ષરૂપે સબડ્યા કરું છું. અહીંથી ઉત્તર દિશામાં કેટલેક દૂર જતાં એક ડોસીનું ઘર આવશે, તે ડોસી ગમે તેવો સવાલ પૂછે તોપણ તારે જવાબ આપવો નહિ. જો તું જવાબ આપીશ તો જેવી મારી ગતિ થઈ છે તેવીજ તારી પણ થશે. કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તું તે ડોસીના ઘરમાં સીધે સીધી ચાલી જજે. ત્યાં એક ઓરડામાં એક પાંજરું દેખાશે; તેમાં એક પક્ષી છે અને તેના ગળામાં હીરાનો એક હાર છે. તે પક્ષીની ડોક મરડી મારી નાખી જો તું તે હીરાનો હાર અહીં લાવવાને શક્તિમતી થાય તો મારું શાપમોચન થાય તેમ છે." તે વૃક્ષના કહેવા પ્રમાણે કરવાનું વચન આપી દાસી ડોસીના ઘર તરફ ચાલી.

દાસી ડોસીના ઘર આગળ ગઈ એટલે ડોસીએ તેને પૂછ્યું કેઃ તું કોણ છે? તું અહીં શું કરવા આવી છે? તારી તબીયત સારી તો છે ને?" ડોસીના એક પણ પ્રશ્નનું ઉત્તર આપ્યા વિના દાસીએ તેના ઘરમાં પ્રવેશ કર્યો અને પાંજરામાંના પક્ષીને મારી નાખી તેના ગળામાંથી હીરાનો હાર લઈ લીધો. પછી તેણે ઘર બહાર નીકળી જોયું તો આંગણામાં ડોસી મરેલી પડેલી હતી. દાસી હીરાનો હાર લઇને તે વૃક્ષ તળે આવી વિસામો લેવા બેઠી એટલે તેને નિદ્રા આવવા માંડી. ઘોર નિદ્રામાં તેણે તે વૃક્ષને મનુષ્યના સ્વરૂપમાં બદલાઈ જતું જોયું. જોતજોતાંમાં વૃક્ષની શાખાઓના મનુષ્યના હાથ થઈ ગયા અને અલ્પ સમયમાં ત્યાં વૃક્ષને બદલે એક પરમ સુંદર પુરુષ થઈ ગયો. તે પુરુષે નીચા નમી નિદ્રામાં પડેલી દાસીને ચુંબન કર્યું એટલે દાસીની આંખ ઉઘડી ગઈ અને તેની નિદ્રાનો ભંગ થયો. તે યુવાને દાસીને કહ્યું: "રાક્ષસીની માયામાં હું સપડાઈ ગયો હતો તેમાંથી તેં મારી રક્ષા કરી છે તેથી હું તારી સાથે લગ્ન કરી તને મારી પ્રાણેશ્વરી બનાવીશ." દાસીએ કહ્યું: "તમે તો ભદ્ર પુરુષ જણાઓ છો અને હું દાસી છું, તો તમે મારી સાથે કઈ રીતે લગ્ન કરી શકશો?" તે ભદ્ર પુરુષે કહ્યું: "તું દાસી હો કે ગમે તે હો પણ તેં મારાપર ઘણો જ મોટો ઉપકાર કર્યો છે. તે ઉપકારનો બદલો હું કદાપિ વાળી શકીશ નહિ. હું અહીં શિકારે આવ્યો હતો અને તે દુષ્ટ રાક્ષસીની માયાથી વૃક્ષ થઈ ગયો હતો. તેં મારો ઉદ્ધાર કર્યો છે એટલે તું જ મારી જીવનદાત્રી છે." તે યુવાન્ દાસીને પોતાની અટ્ટાલિકામાં લઈ ગયો અને તેની સાથે લગ્ન કર્યું.

# ત્રણ સૈનિકો

એક દેશનો રાજા ઘણો ઉડાઉ હતો. તેણે સ્વચ્છંદતાથી ખર્ચ કરીને ત્રીજોરીનું તળીયું દેખાડયું હતું. ખજાનામાં કાંઈ પૈસા હતા નહિ એટલે લશ્કરને પગાર મળતો નહોતો અને પગાર ન મળવાથી સૈનિકોને બિચારાને ભૂખે મરવાનો વખત આવ્યો. ક્ષુધાની પીડા સહન ન થવાથી રાજાના લશ્કરમાંના ત્રણ સૈનિકોએ પલાયન કરી જવાનો વિચાર કર્યો. તે સૈનિકોમાંના એકે કહ્યું: "જો જીવતા હઇશું તો તો ગમે તેને ઘેર મજૂરી કરીને પણ પેટ ભરીશું. રાજાને ત્યાં નોકરી કરી આમ ફાકા કરીને ભૂખે મરવાનું શું પ્રયોજન?" બીજા સૈનિકે કહ્યું: "એ તો ઠીક, પણ જો આપણે અહીંથી નાસી જઇશું અને જો પકડાઇ ગયા તો અવશ્ય રાજા આપણને ગર્દન મરાવશે એ બાબતનો પણ આપણે વિચાર કરી લેવો જોઇએ." ત્રીજા સૈનિકે કહ્યું: "અહીંથી નાસીને આપણે શહેરમાં રહેવાનું શું કારણ છે? કોઇક સાધારણ ગામમાં અથવા જંગલમાં જઇને છુપાઈ રહીશું એટલે રાજા આપણને કઈ રીતે પકડી શકશે?" આવો વિચાર કરી ત્રણે સૈનિકે ત્યાંથી પલાયન કર્યું અને જઇને એક પર્વતની ગુફામાં સંતાઇ ગયા. તે બિચારા સૈનિકોનું ભાગ્ય મંદ હતું તેથી બીજે દિવસે જે વખતે તેઓ ગુફામાંથી બહાર નીકળવા જતા હતા તે વખતે તેમણે થોડેક દૂર લશ્કરની છાવણી પડેલી જોઇ. હવે શું કરવું એનો તેમને વિચાર થઈ પડ્યો. તેમણે છાવણી જયાં સુધી ત્યાં રહે ત્યાં સુધી ગુફામાં જ રહેવાનો નિશ્ચય કરી નાખ્યો. ભૂખ્યા અને તરસ્યા તે સૈનિકો તે ગુફામાં જ રહ્યા.

રાત્રે એક શયતાનીએ તે સૈનિકો પાસે આવીને કહ્યું: "જો સાત વર્ષ પછી તમે મારા કૃતદાસ થવાનું સ્વીકારતા હો તો હું તમને બચાવું; એટલું જ નહિ, પણ તમારી ઇચ્છા થાય એટલું દ્રવ્ય હું તમને મળે એવી વ્યવસ્થા કરી આપું." ભૂખના દુઃખથી પીડાતા સૈનિકોએ શયતાનીની આ શર્ત કબૂલ કરી એટલે શયતાનીએ તે ત્રણ સૈનિકોને હવામાં ઉડાડી ઘણે દૂર એક સ્થળે ઉતાર્યા અને પછી તેમને એક ચાબૂક આપીને તેણે કહ્યું: "આ ચાબૂક તમે જમીનપર મારશો એટલે તમને જેટલા ધનની ઇચ્છા હશે તેટલું ધન પ્રાપ્ત થશે. તમારે રળવા કમાવાની કે નોકરી કરવાની કાંઇ આવશ્યકતા નથી. સાત વર્ષ સુધી તમે તમારે ખાઓ પીઓ અને લહેર ઉડાવો. સાત વર્ષ પછી હું તમારી પાસે આવીશ અને તમને દરેકને એક એક પ્રશ્ન પૂછીશ. મારા સવાલનો જવાબ તમારામાંથી જે કોઇ આપશે તેને હું છોડી મૂકીશ." આમ કહી શયતાની ત્યાંથી ચાલી ગઈ.

સૈનિકોએ જમીનપર ચાબૂક માર્યું એટલે તેમને તેમની ઇચ્છાનુસાર દ્રવ્ય મળ્યું. તે ધનથી ત્રણે સૈનિકો સુખ તથા આનંદમાં રહેવા લાગ્યા. જોતજોતાંમાં સાત વર્ષ વીતી જવા આવ્યાં અને સૈનિકોને ચિન્તા થવા માંડી.

એક દિવસ એક નગરમાં એક ધર્મશાળામાં બેઠા બેઠા તેઓ વિચાર કરી રહ્યા હતા એવામાં તેમની પાસે એક ડોસી આવી. તેમને ચિન્તામાં મગ્ન થઈ ગયેલા જોઇને ડોસીએ પૂછ્યુંઃ "ભાઇઓ! તમારે શું દુઃખ છે? તમે આટલા બધા ચિન્તાતુર કેમ જણાઓ છો? તમને જે દુઃખ હોય તે મને સુખેથી કહો. મારાથી જે બનશે તે સાહાય્ય હું તમને કરીશ."

જ્યારે માણસ ચારે કાંઠે દુઃખમાં ડૂબતો હોય છે ત્યારે જો કોઈ તેને દિલાસો આપનાર મળે છે તો તેની આગળ તે પોતાનું દુઃખ રડી પોતાના હૃદયનો ભાર ઓછો કરે છે. આ ત્રણ સૈનિકોએ પોતાનું દુઃખ તે ડોસીને કહી સંભળાવ્યું એટલે તે ડોસીએ કહ્યું: "આમ હોય તો તમે ચિન્તા કરતા નહિ. આ પહાડની દક્ષિણ તરફ એક ગુફામાં આ શયતાનીની મોટી માતા રહે છે. તે ઘણી દયાળુ હૃદયની છે. તેની પાસે જો તમે જશો તો તમારું દુઃખ ટળી જશે." શયતાનીની દાદી દયાળુ હોય એ કેમ સંભવે એમ બે સૈનિકોએ ધાર્યું; પણ ત્રીજો સૈનિક આશાવાદી હતો તેથી તે તે ડોસીની ગુફામાં ગયો અને શયતાનીની દાદી પાસે કરુણાની ભિક્ષા માગી. ડોસીનું હૃદય દયાથી પીગળી ગયું તેથી તેણે કહ્યું: "તું અહીં છુપાઇને રહે. મારી દૌહિત્રી આવશે એટલે તે તમને કઈ સમસ્યા પૂછવાની છે અને તેનું ઉત્તર શું છે તે હું પૂછી લઇશ. તે જે બોલે તે તું ધ્યાનથી સાંભળી લેજે." પછી ડોસીએ તે સૈનિકને એક સ્થળે છૂપાવી દીધો.

અંધારી ઘોર રાત્રિએ પોતાની ગતિથી વાયુમાં સૂં સૂં અવાજ ઉત્પન્ન કરતી શયતાની પોતાની દાદીમા પાસે આવી. શયતાની અને દાદીમા ભોજન કરવા બેઠી અને આમતેમની વાતો કરવા લાગી. વાતની વાતમાં ડોસીએ શયતાનીને પૂછ્યું: "દીકરી! પેલા ત્રણ સૈનિકોને આપેલી મુદ્દત ક્યારે પૂરી થાય છે? હું ધારું છું કે મુદ્દત પાકી ગઈ છે; તથાપિ તું વિલંબ કેમ કરે છે? શું તેમણે તારો કાયદો છોડી તને પરાસ્ત કરી દીધી છે?" શયતાનીએ કહ્યું: "દાદીમા, હજી તેમને આપેલી સાત વર્ષની મુદ્દતમાં એક દિવસ ખૂટે છે. એક દિવસ પછી હું તેમને લાવી અવશ્ય તમારી સેવામાં હાજર કરીશ. શું મારો કાયદો છોડી મને પરાસ્ત કરવાની તેમનામાં શક્તિ છે? તેમના પીરના પીર આવે તોપણ તે છોડી શકે નહિ એવો સવાલ હું તેમને પૂછવાની છું."

ડોસીએ કહ્યું: "ભા, હું જાણું છું કે તું ઘણી ચતુર છે. પણ એવા તે તારા શા સવાલ છે કે તેનાં ઉત્તર તે આપી શકશે નહિ? તે સવાલ અને તેમના જવાબ તું મને કહે જોઇએ." શયતાનીએ કહ્યું: "દાદીમા! હું તેમને સીધે રસ્તેથી અહીં લાવવાની નથી. આખો દક્ષિણ સમુદ્ર ઓળંગાવી હું તેમને અહીં લાવીશ. દક્ષિણ સમુદ્રમાં હાલમાં એક બિલાડાનું શરીર તણાતું જાય છે તેનું માંસ હું તેમને ખાવા આપવાની છું; તેમને જળને સ્થળે હું એક મરેલા ઘોડાનું રક્ત આપવાની છું અને એક શબના માથાની ખોપરીમાં હું તેમને તેમની ભોજન સામગ્રીઓ મૂકાવવાની છું. બોલો, હું આમ કરીશ તેનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ આવશે? અને જો તેઓ મારા સવાલના આ જવાબ નહિ આપી શકે તો શર્ત પ્રમાણે તેમને મારા કૃતદાસ થઇને અહીં આવવું જ પડશે." આ પછી આડી અવળી વાતો કરી તેઓ સૂઈ ગયાં. શયતાની નિદ્રામાં પડી અને તેનાં નસ્કોરાં બોલવા માંડ્યાં ત્યારે ડોસીએ પેલા સૈનિકને સંતાડીને રાખ્યો હતો ત્યાંથી બહાર કાઢ્યો, શયતાનીના સવાલના જવાબ પોતાને મળી ગયેલા હોવાથી સૈનિક હરખાતો હરખાતો જ્યાં તેના મિત્રો હતા તે શહેર તરફ ગયો. તેણે જઇને શયતાનીના સવાલના જવાબ કહી દીધા. પછી ત્રણે સૈનિકો શયતાનીના આગમનની અપેક્ષા કરવા લાગ્યા. આપેલી મુદ્દત પૂરી થઈ ગઈ એટલે શયતાની આવી તે સૈનિકો પાસે ઉભી રહી અને તેણે કહ્યું: "સૈનિકો! સાત વર્ષ પૂરાં થયાં છે. હવે મારા સવાલનો બરાબર જવાબ આપો અને નહિ તો મારા કૃતદાસ થઈ મારી સાથે ચાલો." એક સૈનિકે પૂછ્યું: "તમારે અમને શું પૂછવું છે તે કહો તો ખરાં." શયતાનીએ કહ્યું: "તમને મારા ઘરમાં લઇ ગયા પછી મેં તમને શું ખાવાનું આપવા નક્કી કર્યું છે?" પહેલા સૈનિકે કહ્યું: "દક્ષિણ સમુદ્રમાં જે મરેલી બિલાડી તણાતી જાય છે તેનું માંસ તમે અમને ખાવા આપવા ધારી મૂકેલું છે." આશ્ચર્યચકિત થઇને શયતાનીએ બીજા સૈનિકને પૂછ્યું: "જમી રહ્યા પછી તમે શું પીવાના છો?" બીજા સૈનિકે કહ્યું: "મરેલા ઘોડાનું લોહી." આ સાંભળી શયતાનીના કોપનો પાર રહ્યો નહિ. ક્રોધથી કંપિત સ્વરે તેણે કહ્યું: "અને તમારી ભોજન સામગ્રી હું શેમાં પીરસવાની છું?" ત્રીજા સૈનિકે કહ્યું: "એક શબની ખોપરીમાં!" આ ઉત્તર સાંભળી ગર્જન તર્જન કરતી શયતાની ત્યાંથી ચાલી ગઇ. શયતાનીએ આપેલું ચાબૂક સૈનિકો પાસે રહી ગયું હતું એટલે તેઓ મુક્તિ લાભ કરી પરમસુખમાં કાળયાપન કરવા લાગ્યા.

---

## સ્વર્ગની નર્તકી

એક રાજાને બાર કુંવરીઓ હતી. બારે કુંવરીઓ એક જ શયનગૃહમાં શયન કરતી હતી અને રાજા પોતે શયનગૃહનાં બારણાં બંધ કરતો હતો તથાપિ રાત્રિએ રાજકન્યાઓ જે પોશાક પરિધાન કરી સૂઇ જતી તે પોશાક પ્રભાતમાં રાજા દ્વાર ઉઘાડતો ત્યારે તેમના દેહ પર જણાતો નહોતો. તે રાજકન્યાઓના દેહપર નર્તકીનો પોશાક પ્રભાતમાં જણાતો હતો. આ પોશાક કઇ રીતે બદલાઇ જતો હતો તે વિશે રાજકન્યાઓ પોતે પણ કાંઇ ખુલ્લાસો આપતી નહોતી. કેટલાક દિવસથી રાજા પોતે બારી બારણાં બંધ કરતો અને સવારમાં પોતે જાતે જ ઉઘાડતો તોપણ રાજકન્યાઓનો પોશાક બદલાઇ જતો. આ કઇ રીતે થતું હશે એનો રાજાએ ઘણો વિચાર કર્યો પણ તેને કાંઇ સમજણ પડી નહિ એટલે તેણે શહેરમાં એવો ઢંઢેરો પીટાવ્યો કેઃ “આ રહસ્યનો ભેદ જે માણસ બતાવશે તેને રાજા રાજકન્યા સાથે પરણાવશે અને રાજાના મૃત્યુ પછી રાજગાદી તેને જ મળશે.” રાજ્ય અને રાજકન્યાના લોભથી કેટલાક લોકોએ આ ભેદને જાણવાનો પ્રયત્ન કરવા માંડ્યો પણ કોઇનો પ્રયત્ન સફળ થયો નહિ.

મંત્રિપુત્ર પાસે એક અદશ્ય અંગરખું હતું. તે અંગરખું તે પહેરતો ત્યારે તે સર્વને જોઈ શકતો પરન્તુ તેને કોઈ જોઈ શકતું નહોતું. તે અંગરખું પરિધાન કરી મંત્રિપુત્ર રાજાની કુંવરીના શયનગૃહની ચોકી કરવા લાગ્યો.

રાત્રિએ મંત્રિપુત્ર અદશ્ય રહીને શયનગૃહનો પહેરો ભરી રહ્યો હતો, એવામાં એક રાજપુત્રે આવી શયનગૃહની એક બારીને ત્રણ ટકોરા માર્યા એટલે બારી એકદમ ઉઘડી ગઈ અને રાજકન્યાઓ એક પછી એક બારીમાંથી નીકળવા લાગી. તે રાજપુત્રની પાછળ પાછળ રાજકન્યાઓ ગઈ. થોડે દૂર ગયા પછી રાજપુત્રે આણેલો ખાસ પોશાક રાજકન્યાઓએ પહેરી લીધો અને તેઓ એક રથમાં બેઠી; એટલે સારથીએ રથ ચલાવ્યો. આજ રાત્રિએ મંત્રિપુત્રે અહીં સુધી જોયું અને પછી તે પોતાને ઘેર જઇને સૂઈ રહ્યો.

બીજે દિવસે જે સ્થળે રથ ઉભો રહ્યો હતો ત્યાં તે સંતાઇને ઉભો રહ્યો અને જ્યારે રાજકુંવર રાજકન્યાઓને લેવાને રાજમહાલયમાં ગયો ત્યારે મંત્રીપુત્ર અદશ્ય રીતે રથમાં ચડી ગયો અને એક સ્થળે સંતાઇને બેઠો. રથ ચાલવા માંડ્યો એટલે રાજકુંવરે કહ્યુંઃ “આજ રથ આટલો બધો ધીમો કેમ ચાલે છે અને અશ્વ આટલા બધા હાંફે છે કેમ?” તે રથ એક બાગના દરવાજા આગળ જઇને ઉભો રહ્યો. બાગના રક્ષકે

દ્વાર ખોલી નાખ્યાં એટલે રાજકન્યાઓ અને રાજપુત્ર તે બાગમાં ગયાં. મંત્રિપુત્ર તે દિવસે રથમાંથી નીચે ઉતર્યો નહિ. કેટલોક સમય વીત્યા પછી નર્તકી રાજકન્યાઓ આવીને રથમાં બેઠી એટલે એકદમ રથ ઉડ્યો. રાજકન્યાઓને મહાલયમાં મૂકી રાજકુંવર રથ લઇને પાછો ગયો.

બીજે દિવસે મંત્રિપુત્ર તે જ રથમાં બેસીને રાજકન્યાઓ સાથે તે બાગ સન્મુખ આવ્યો અને અદૃશ્ય રહીને તેણે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. તે ઉદ્યાનની વચ્ચો વચ એક મોટી અટ્ટાલિકા હતી અને તેમાં સેંકડો દીપક બળી રહ્યા હતા. અટ્ટાલિકામાં એક મોટો ચોક હતો તેમાં એક મોટી સભા ભરાયલી હતી. રાજકન્યાઓ ત્યાં આવી એટલે દ્વાદશ રાજપુત્રોએ તેમને બેસાડી અને જળ પાન કર્યા પછી નૃત્ય આરંભાયું. નૃત્યની સમાપ્તિ થતાં રાજકન્યાઓ રથમાં બેસી પોતાના મહાલયમાં ગઈ અને મંત્રિપુત્ર પણ પોતાને ઘેર ગયો. મંત્રિપુત્રે આવતી વખતે તે અદ્દભુત બાગમાંથી એક સુવર્ણના વૃક્ષની એક ડાળી ભાંગી લીધી હતી.

તે પછીના દિવસે પણ રાજકન્યાઓ સાથે મંત્રિપુત્રે પણ તે નૃત્યસભામાં ગમન કર્યું. રાજકન્યાઓથી આગળ જઈ તે એક સ્થાને બેઠો.

તે દિવસે ઘણી જ મોટી મજલિસ હતી. જે માણસો વાદ્ય વગાડતા હતા તે આજ બરાબર વગાડી શકયા નહિ તેથી નૃત્ય કરનારાઓને બરાબર ફાવ્યું નહિ. મંત્રિપુત્રે વાદકોની પાસેથી યંત્ર લઈ લીધાં અને પોતે વગાડવા લાગ્યો. વાજિંત્રો જેવી રીતે જોઇએ તેવી રીતે વાગવા માંડ્યાં એટલે નાચનારાંને મઝા પડી. તેમણે ઘણો જ સારો નાચ કર્યો. નૃત્યકાર્ય પૂરું થયું એટલે એક રાજપુત્રે પોતાના ગળામાંથી હીરાનો હાર કાઢી મોટી રાજકન્યાના ગળામાં પહેરાવ્યો. મોટી રાજકન્યાએ કહ્યું: "આ હાર પહેરવાને હું લાયક નથી. આજે જે માણસે આવી સરસ રીતે વાજિંત્ર વગાડી આપણા નૃત્યને દીપાવ્યું છે, તેને આ હાર હું ઇનામ આપું છું." આમ કહીને પોતાના ગળામાંથી હાર કાઢી તેણે તે મંત્રિપુત્રને પહેરાવી દીધો. નૃત્ય સમાપ્ત થઈ ગયા પછી અદૃશ્ય સ્વરૂપે મંત્રિપુત્ર રથમાં જઇને બેઠો અને પોતાને ઘેર ગયો. બીજે દિવસે રાજા પાસે જઇને મંત્રિપુત્રે કહ્યું કે: "રાજકન્યાઓનો પોશાક કેવી રીતે બદલાઈ જાય છે એ વિશેનો ભેદ હું જાણું છું." રાજાએ મોટી સભા ભરી. રાજકન્યાઓ રાજસભામાં ચક્ર નાખી બેઠી એટલે મંત્રિપુત્રે જે વાત પોતે જાણતો હતો તે રાજસભામાં કહી સંભળાવી. તે પૂરેપૂરી સાંભળી લીધા પછી રાજાએ કહ્યું: "તે બાગમાંની અટ્ટાલિકામાં તું ગયો હતો તેનું કાંઈ પ્રમાણ તારી પાસે છે?" મંત્રિપુત્રે પેલી સોનાના ઝાડની ડાળી બતાવીને કહ્યું: "તેનો પૂરાવો

જોઇતો હોય, તો જુઓ આ ડાળી!" તે ડાળી જોઇ રાજાને સંતોષ થયો. તેણે કહ્યું: "હું તને મારી મોટી કુંવરી સાથે પરણાવીશ." ચકની પાછળથી રાજકન્યાએ કહાવી મોકલ્યું કે: "પિતાજી! હું મંત્રિપુત્ર સાથે પરણવા ઇચ્છતી નથી." મંત્રિપુત્રે કહ્યું: "મોટી રાજકન્યાને પૂછાવી મંગાવો કે કોઈ સ્ત્રી પોતાના ગળાનો હાર કાઢી કોઈ પુરુષના ગળામાં નાખે તેનો શો અર્થ સમજવો?" રાજકન્યાએ કહ્યું કે: "તેનું નામ માળા બદલવી છે. તે હાર પહેરનાર પુરુષ તે સ્ત્રીનો પતિ થાય!" મંત્રિપુત્રે કહાવી મોકલ્યું કે: "માળા બદલ્યા પછી કોઈ સારી સ્ત્રી તે પુરુષની સાથે પરણવાનું ના કહે તો તેને શું કહેવું? તે સ્ત્રીનું તે આચરણ શું ક્ષમ્ય છે?" રાજકન્યાએ નકારમાં ઉત્તર આપ્યું એટલે મંત્રિપુત્રે પોતાને આપેલો હીરાનો હાર રાજકન્યા પાસે મોકલાવ્યો. તે હાર જોઈ રાજકન્યા લજ્જાની મારી ચુપ થઈ ગઈ. મોટી ધામધૂમથી વિવાહ થઈ ગયો. નરલોકનો સંસ્પર્શ થયા પછી રાજકન્યાઓ કોઈ દિવસ સ્વર્ગના ઉદ્યાનમાં નૃત્ય કરવા જઈ શકી નહિ. તેમને લેવામાટે રથ આવ્યો નહિ. તે માનુષી થઈ ગઈ અને ગૃહ સંસાર માંડી પોતાના પતિ સાથે સુખમાં પોતાનું જીવન વ્યતીત કરવા લાગી.



## મા તેવી દીકરી

માનો મિજાજ બાર ખાંડીનો હતો એટલે પછી પુત્રીના અહંકારનું પૂછવું જ શું? વિશેષમાં પુત્રી રૂપ રૂપની મણી સમાન હતી એટલે તેના ગર્વની કાંઈ સીમા જ રહી નહોતી. આ રૂપવતી રાજકન્યાને પરણવામાટે કેટલાક ઉમેદવાર રાજકુમાર આવ્યા હતા અને તે બિચારા સર્વનો શિરચ્છેદ કરવામાં આવ્યો હતો. તે રૂપવતી રાજકન્યામાટે જેટલા રાજકુંવરનાં માથાં ધડથી જૂદાં થઈ ગયાં હતાં તેની ગણના કરતાં ગમે તેવા વજ્રની છાતીના માણસનું હૃદય પણ દ્રવીભૂત થયા વિના રહે નહિ. કુંવરીના ઉમેદવારને રાણી અસંભવનીય પ્રશ્ન પૂછતી અને તે તેનું ઉત્તર ન આપી શકે એટલે એકદમ તેને દેહાંતદંડની શિક્ષા થતી. વધભૂમિ રાજકન્યાના ઉમેદવાર રાજકુંવરોના માથાથી આકીર્ણ થઈ ગઈ હતી. રાજકન્યાને પરણવાની ઇચ્છાથી જે આવતા તે સર્વ પોતાના પ્રાણ ગુમાવતા. કોઈ જીવતો પાછો જવા પામતો નહિ.

રાજકન્યાના રૂપની ખ્યાતિ સાંભળી એક રાજપુત્ર વિવાહ પ્રસ્તાવ કરવાનું મનમાં ધારી અશ્વારોહણ કરી વિધવા રાણીના રાજ્યમાં આવવા નીકળ્યો. રાજપુત્ર ચાલતો હતો એવામાં તેણે રસ્તામાં પગ જોયા. ત્યાં કોઈ માણસ જણાતું નહોતું. ફક્ત બે પગ જ દૃષ્ટિગોચર થતા

હતા. જ્યારે તે અડધા ગાઉ જેટલો દૂર ગયો ત્યારે તેને માણસનું ધડ અને શિર જણાયું. રાજકુંવરે તેને પૂછ્યું: "ભાઈ, તું આટલો બધો લાંબો છે એ શું?" તે લાંબા માણસે કહ્યું: "મહાશય! મેં મારા પગ હજી સંકોચીને રાખ્યા છે. જો મારી મરજીમાં આવે તો હું ત્રણ ગાઉ સુધી મારા પગ લંબાવી શકું તેમ છું." રાજપુત્રે તેને પોતાની સાથે લીધો.

કેટલેક દૂર જતાં રાજકુંવરે એક મોટા પહાડ જેવું કાંઇક જોયું. પાસે જતાં તેણે જોયું તો તે પહાડ નહોતો કિન્તુ એક માણસનું પેટ હતું. આશ્ચર્યચકિત થઈ રાજકુંવરે તે માણસને પૂછ્યું: "અરે ભાઈ! શું તારું પેટ આટલું બધું મોટું છે?" તે માણસે કહ્યું: "મહાશય! ક્ષુધાને લીધે મારા પેટમાં જઠરાનલ ભડભડ બળે છે. હજી તો મેં મારું પેટ બરાબર ફૂલાવ્યું નથી. જો હું મારું પેટ બરાબર ફૂલાવું તો મારા પેટપર ઉભા રહીને તમે ચંદ્રને પકડી શકો." રાજપુત્રે આ માણસને પણ પોતાની સાથે લઈ લીધો.

કેટલેક આગળ જઈ રાજકુંવરે જોયું તો એક માણસને વીસ હાથ લાંબો કાન હતો! રાજવકુંરે તેને પૂછ્યું: "ભાઈ, તને આટલો મોટો કાન છે એ શું?" તે માણસે કહ્યું: "મહાશય! આ પૃથ્વીપર કોઈ માણસ ગમે ત્યાં ઉભો રહીને ગમે તે વાત કરે તે હું સાંભળી શકું છું." રાજપુત્રે તેને પોતાની જોડે લઈ લીધો.

રાજપુત્ર અને તેના સાથીઓ વિધવા રાણીના શહેરમાં ગયા. પછી રાજકુંવરે રાણી પાસે જઇને તેને પોતાની અભિલાષા જણાવી, એટલે રાણીએ કહ્યું: "આજથી ત્રીશ વર્ષ ઉપર લોહિત સમુદ્રમાં મારી એક વીંટી પડી ગઈ છે તે તમે લઈ આવો." રાજકુંવર ઉતારે આવી વિચાર કરવા લાગ્યો એટલે લાંબા માણસે કહ્યું કે કયે સ્થળે તે વીંટી પડેલી હતી તે જો મને બતાવવામાં આવે તો હું તે વીંટી તમને કાઢી આપીશ." એક વૃદ્ધ માણસે રાણીની વીંટી જે સ્થળે પડી ગઈ હતી તે સ્થળ બતાવ્યું એટલે લાંબા માણસે તપાસ કરી વીંટી ખોળી કાઢી. તે વીંટી રાજકુંવરે જઇને વિધવા રાણીને આપી એટલે રાણીએ કહ્યું: "કાલ તમારે અમારે ઘેર જમવાનું છે. તમારામાટે હજાર મણ ચોખાનો ભાત હું રંધાવીશ તે ભાત તમારે ખાઈ જવો પડશે. પછી હું મારી પુત્રીને તમારી સાથે પરણાવીશ." રાજકુંવરે કહ્યું: "હું એકલો કોઈ દિવસ ખાતો નથી માટે હું મારી જોડે કેટલા માણસને લેતો આવું તે મને કહો." રાણીએ કહ્યું: "જો એમ હોય તો તમારી સાથે ફકત એક જ માણસને લેતા આવજો. વધારે માણસને લાવતા નહિ. એક માણસને લાવશો તો મને કાંઈ વાંધો નથી."

બીજે દિવસે પેલા મોટા પેટવાળા માણસને સાથે લઇને રાજકુમાર રાણીને ઘેર જમવા આવ્યો. એક નિમેષ માત્રમાં એક હજાર મણ ભાત તે મોટા પેટવાળો ખાઈ ગયો અને પછી તે બોલ્યો: "હજી બીજો ભાત હોય તો લાવો; કારણ કે, મારું પેટ હજી સુધી ભરાયું નથી." આ પરીક્ષાથી પણ રાણીને સંતોષ થયો નહિ તેથી તેણે રાજકુંવરને કહ્યું: "કાલ હું મારી કુંવરીને તમારા ઉતારે સૂઈ રહેવા મોકલીશ. તમારે આખી રાત્રિ જાગી તેની રક્ષા કરવી જોઇશે. જો તમે ઉંઘી જશો અને મારી કુંવરી પલાયન કરી જશે તો એમ જ સમજજો કે કાલ હું તમારું માથું ધડથી જૂદું જ કરાવી દઇશ." આ પછી રાણીએ તેની કુંવરીને જે શીખામણ આપી તે મોટા કાનવાળા માણસે ઉતારામાં રહે રહે સાંભળી લીધી અને તે સર્વ તેણે રાજકુંવરને જણાવી દીધી. રાત્રિએ રાજકન્યા રાજકુંવરના ઉતારે સૂઈ રહેવા આવી. રાજકુંવરને રાજકન્યાએ ઘેનમાં નાખી દે એવું મધુર પેય પીવા આપવા માંડ્યું પણ કુંવરે તે પીધું નહિ, એટલે આખી રાત્રિ તે જાગી શકયો, અને રાજકન્યાને પલાયન કરી જવાનો લાગ મળ્યો નહિ." નિરુપાય થઇને રાણીને રાજકન્યા તે રાજકુંવર સાથે પરણાવવી પડી.

રાજકુંવરી પરણી એથી શું થઈ ગયું? તેનો ગર્વ કાંઈ ઓછો થઈ ગયો નહોતો. પરણ્યા પછી રાજકુંવરીને લઇને રાજકુંવર પોતાના રાજ્યમાં ગયો અને તેને પોતાના મેષપાલકને ઘેર રાખી. રાજકુંવરે કહ્યું: "હું રાજપુત્ર નથી; હું તો મેષપાલક છું. તું અહીં મારા મિત્રને ત્યાં રહેજે. અમુક કારણવશાત્ હું પરદેશમાં જાઉં છું." આમ કહી રાજકુંવર પોતાના મહાલયમાં જઇને રહ્યો અને પેલી રાજકન્યા મેષપાલકને ઘેર રહી. મેષપાલક રાજપુત્રની સૂચનાથી તેની પાસેથી સખ્ત વૈતરું લેતો હતો.

કેટલાક મહિનાઓ સુધી તે મેષપાલકને ઘેર વૈતરું કર્યાં પછી રાજકન્યાનો મદ ચૂર્ણ થઈ ગયો. આ વાતની રાજકુંવરને ખબર પડી એટલે તે તે મેષપાલકને ઘેર આવ્યો અને રાજકન્યાને પોતાની રાજધાનીમાં લઈ ગયો.

## રાજકુમાર ગર્દભસેન

બહુ બહુ યત્ન કર્યાં ત્યારે રાણીને ગર્ભ રહ્યો અને પૂરે મહિને તેને પુત્ર અવતર્યો. તે કુંવરનું આખું શરીર મનુષ્યના જેવું હતું પરંતુ તેનું મુખ ગધેડાના મુખ જેવું હતું. તે કુંવર મોટો થયો એટલે મનુષ્યની માફક બોલવા લાગ્યો, તેનામાં સારાસાર સમજવાની બુદ્ધિ હતી કિન્તુ

તેનું મુખ તો ગધેડાને મળતું જ હતું. ભયથી કોઈ માણુસ તે કુંવર સાથે બોલતું નહોતું અને તેની પાછળ લોક તેની મશ્કરી કરતા હતા. જેમ જેમ રાજકુંવર વયમાં વધવા લાગ્યો અને સમજણો થતો ગયો તેમ તેમ તેના મનનું દુઃખ વધવા લાગ્યું. આખરે તે વીસ વર્ષના વયનો થયો.

રાજકુમારને સંગીત પ્રતિ અસીમ અનુરાગ હતો. તે બંસી ઘણી સારી રીતે વગાડી જાણતો હતો. જે માણસો તેની બંસીનું ગાન સાંભળતા તે મોહિત થઈ જતા અને ભૂખ્યા અને તરસ્યા તેની બંસીમાંથી ઝરતા ગાનરૂપ અમૃતનું પાન પ્રહરોના પ્રહરો સૂધી કર્યાં કરતા. કેટલીક વાર પોતાના મનનું કષ્ટ દૂર કરવામાટે તે એકલો એકાંત સ્થળમાં બેસી પ્રહરના પ્રહર સૂધી બંસીવાદન કર્યાં કરતો. ગધેડો હોય કે માણુસ હોય તોપણ રાજકુમાર નર હતો એ વાત તો નિર્વિવાદ હતી એટલે તેના માટે યોગ્ય કન્યા શોધવાનો રાજાએ પ્રયત્ન કરવા માંડ્યો. જે માણુસ પોતાની પુત્રી રાજકુમારને પરણાવે તેને રાજા અર્ધ રાજ્ય આપવા તૈયાર હતો તોપણ રાજકુટુંબો અને સામંતોમાંથી કોઈ પોતાની પુત્રીને રાજકુમાર સાથે પરણાવવા ઇચ્છતો નહોતો. ચારે તરફ અફવા ફેલાઈ હતી કે, રાજકુમાર તો ગધેડો છે. લોકોએ તેનું નામ ગર્દભસેન પાડ્યું હતું. ચારે તરફથી પોતાની મશ્કરીઓ થતી જોઈ રાજકુમારને વિરાગ ઉત્પન્ન થયો અને તેથી તે પોતાના પિતાના મહાલયને ત્યજી પરમેશ્વર જ્યાં લઈ જાય ત્યાં જવા નીકળ્યો.

જતાં જતાં તે એક જંગલમાં જઈ ચઢ્યો અને ત્યાં તેને એક સાધુ સામો મળ્યો. રાજપુત્રે સાધુને સવિનય પ્રણામ કર્યા એટલે સાધુએ કહ્યુંઃ "તારાપર દેવતાઓનો ભારે કોપ થયો છે માટે જ તેમણે તને ગધેડાનું મુખ આપ્યું છે; પણ હવે તારા શાપમોચનનો સમય પાસે આવતો જાય છે. જો, બેટા, ધીરજનાં ફળ મીઠાં છે. તું ગભરાઈ જતો નહિ. આ જંગલ વટાવી તું જે રાજ્યમાં જાય તેની રાજધાનીમાં તું જજે. ત્યાં તારી વાસના પૂર્ણ થશે અને તારું ગધેડાનું મુખ જતું રહી તું સ્વરૂપવાન્ રાજપુત્ર થઇ જઇશ." પુનઃ સાધુને ભક્તિભાવે પ્રણામ કરી રાજકુમાર ગર્દભસેન આગળ ચાલ્યો.

ચાલતો ચાલતો તે એક રાજ્યમાં જઈ તેની રાજધાનીમાં ગયો. સન્મુખ રાજમહાલય જોઈ તેમાં પ્રવેશ કરવાની તે ચેષ્ટા કરવા લાગ્યો પણ દ્વારપાળોએ તેને અટકાવ્યો. તેનું મુખ જોઇને સર્વ તેની મશ્કરીઓ કરવા લાગ્યા. રાજકુમારને ખોટું લાગ્યું તેથી રાજમહાલયથી થોડે દૂર એકાંત સ્થળમાં બેસી બંસી વગાડી તે પોતાના હૃદયનું દુઃખ

ઓછું કરવા લાગ્યો. બંસીનો મધુર ધ્વનિ સાંભળી રાજાએ તે બંસીવાદકને પોતાની હુજૂરમાં લાવવાની રાજસેવકોને આજ્ઞા આપી. મનુષ્યના દેહમાં ગધેડાનું મુખ જોઇને રાજાને હસવું આવ્યા વિના રહ્યું નહિ. ખડખડ હસી પડી તેણે કહ્યું: "ઓહો, આવો મહાશય! તમારી અહીં રહેવાની ઇચ્છા છે કે? જો તમારી ઇચ્છા હોય તો હું તમને વાદકદળની અંદર સારી નોકરી આપું."

રાજપુત્રે કહ્યું: "દેવતાઓના કોપથી મને આવું મુખ મળ્યું છે; કિન્તુ હું કાંઈ જેવો તેવો માણસ નથી. હું એક મોટા રાજાનો કુંવર છું. મારા પિતાને ત્યાં હજારો વાદકો નોકરીમાં છે એટલે હું વાદકોની સાથે કેવી રીતે રહું વારુ? જો આપની ઇચ્છા હોય અને આપ મને પોતાની સાથે રાખો તો રહેવા હું તૈયાર છું; અન્યથા હું અહીં રહેવા ઇચ્છતો નથી. આટલી મોટી પૃથ્વી પડી છે, તેનાપર અટણ કરી હું મારું જીવન પૂરું કરીશ." રાજાએ હસીને કહ્યું: "ઠીક, મહાશય! તમારી ઇચ્છા એમ હશે તો અમે તમને અમારી સાથે રાખીશું પછી તો તમારું મન માનશે કે નહિ?" રાજપુત્ર રાજાના દક્ષિણપાર્શ્વે જઇને બેઠો.

થોડીવાર પછી ત્યાં રાજકન્યા આવી એટલે રાજાએ હસીને કહ્યું: "કેમ મહાશય! જુઓ, આ મારી રાજકન્યા છે. આના જેવી બાળા તમે કોઈ સ્થળે જોઇ છે કે?" રાજપુત્રે કહ્યું: "ના, મહારાજ! આવી સુંદરી મેં કોઈ સ્થળે જોઈ નથી. રાજકન્યા પાસેજ જો મને રહેવાનું સ્થાન આપશો તો તે ઉચિત થશે." હસીને રાજાએ કહ્યું: "ભલે, ભદ્ર પુરુષ! તમારી એવી ઇચ્છા હોય, તો રાજકન્યાની પાસે જઇને ઉપવેશન કરો." રાજકુંવરે તેમ કર્યું. જો કે રાજકુંવરનું મુખ ગધેડાના મુખ જેવું હતું તો પણ તે ઘણો સભ્ય હતો. રાજકન્યા અને રાજકુમાર સાથે રહેવા લાગ્યાં. થોડા દિવસમાં જ તે બન્નેમાં પ્રણય જન્મ્યો.

એક વર્ષ પછી રાજકુમારે રાજાને કહ્યું: "મહારાજ! હવે મારા પિતાના રાજ્યમાં જવાની મને પ્રબળ ઇચ્છા થઈ છે. ઘણા દિવસથી પિતા માતાનું મુખ જોયું નથી માટે તેમનાં દર્શન કરવાને મારું મન ઉત્સુક થઈ રહ્યું છે." રાજાએ થોડા દિવસ ત્યાં રહેવાનો રાજકુંવરને આગ્રહ કર્યો. તેણે કહ્યું: "જો તમારે વાપરવાને ધન જોઇતું હોય તો મારો ભંડાર તમારા માટે ખુલ્લો છે. તમારે જે જોઇએ તે ખજાનચી પાસેથી લેજો." રાજપુત્રે કહ્યું: "મારે કાંઈ અર્થનો અભાવ નહોતો. ધન લઇને હું શું કરું?" રાજાએ હસીને કહ્યું: "ભદ્ર પુરુષ! જો તમારી ઇચ્છા હોય તો હું તમને મારું અર્ધ રાજ્ય આપું." રાજપુત્રે કહ્યું: "હું રાજાનો એકનો એક પુત્ર છું તેથી હું એક આખા રાજ્યનો ભાવી રાજા

છું માટે અર્ધ રાજ્ય લઇને હું શું કરું?" ગંભીર વિચાર કરી રાજાએ કહ્યું: "ત્યારે મારી કન્યા સાથે લગ્ન કરી તમે તેને તમારી સાથે લઈ જાઓ." રાજાની આ વાત સાંભળી ગર્દભવદને પોતાનું માથું નીચું નમાવ્યું. રાજકન્યાએ તે કુંવર સાથે પરણવાની સંમતિ આપી એટલે પછી વિવાહમાં બાધા ક્યાંથી હોય વારુ?

વિવાહમાટેની મોટી મોટી તૈયારીઓ થવા લાગી. મોટો વરઘોડો ચઢ્યો અને હસ્તમેળાપ પણ થઈ ગયો. પછી શુભદષ્ટિમાટે પુરોહિત વરકન્યાને પડદા પાછળ લઈ ગયો. ત્યાં જઇને રાજકન્યાએ જોયું તો આશ્ચર્ય! વરનું ગધેડાનું મુખ હવે રહ્યું નહોતું. સર્વના આશ્ચર્યનો કાંઈ પાર રહ્યો નહિ. રાજકુંવરે સાધુએ કહેલી વાત તેમને કહી સંભળાવી અને પછી ઘણા આનંદથી પોતાની વધૂને લઇને તે પોતાના પિતાના રાજ્યમાં ગયો. રાજા અને રાણી પુત્ર અને પુત્રવધૂની સામાં ગયાં અને બહુ ધામધૂમ અને આદરસત્કારથી તેમને રાજધાનીમાં લાવ્યાં. રાજકુંવરનું રૂપ જોઇને 'ગર્દભસેન'નું જે નામ લોકોએ તેને આપ્યું હતું તે ફરી ગયું અને લોકો તેને 'રૂપસિંહ' કહીને ઓળખવા લાગ્યા.



# રોતી છોકરી

એક ગૃહસ્થની છોકરી ઘણી જ રોતડી હતી. રાત્રિ દિવસ તે રોરો કરતી. એક દિવસ તે છોકરી રોતી હતી અને પાસેના એક વૃક્ષપર કેટલાંક વાંદરાં બેઠાં હતાં. છોકરીને છાની રાખવાના માતાએ ઘણા પ્રયત્ન કર્યા પણ તે છાની રહી નહિ ત્યારે માતા બોલી:—

'છાની રે ને બાળ, નહિ તો વાનર લઈ જશે;
વાનર, લઈ જા હાલ, છાની એ રહેતી નથી!"

ગૃહસ્થની પત્નીના મુખમાંથી જેવા આ શબ્દ નીકળ્યા કે તરત જ વાંદરાં ઝાડપરથી નીચે ઉતરી તે રોતી છોકરી કે જેનું નામ મણી હતું તેની પાસે આવ્યાં. વાંદરાંને જોઇને ગૃહસ્થની પત્નીએ ગભરાઈ જઈ ઓરડામાં પેસી ભડાભડ કમાડ બંધ કરી દીધાં. વાંદરાંએ મણીને ઉપાડી લીધી અને વૃક્ષપર ચડી ગયાં. મણીની માતાએ ઓરડામાંથી બહાર નીકળી વાંદરાંને પોતાની છોકરી પાછી આપવા ઘણાંએ કાલાવાલા કર્યા પણ વાંદરાંએ તેની સામે દાંતિયાં જ કર્યાં. પોળનાં માણસો ભેગાં થઈ ગયાં અને તેમણે વાંદરાંને ઠીકરકાં અને ઈંટો મારવા માંડ્યાં એટલે વાંદરાં મણીને લઇને જંગલમાં જતાં રહ્યાં. મણીની મા બહુ રોઈ પણ વાંદરાં તેને તેની પુત્રી આપી ગયાં નહિ.

ગામથી ઘણે દૂર એક વન હતું અને તેમાં હજારો વાંદરાં રહેતાં હતાં. મણીને લઇને વાનરદલ તે વનમાં ગયું અને મણીનું પ્રતિપાલન કરી વાંદરાંએ મોટી કરી. આ વખતે મણીનું વય દશ વર્ષનું થયું હતું.

તે વાંદરાંના રાજાને એક કુંવર હતો તે દેવતાના કોપથી વાનરનું સ્વરૂપ ધારણ કરી તે વનમાં વાસ કરતો હતો. વનનાં વાંદરાં મણીને બહુ ચહાતાં હતાં. રાજપુત્ર સર્વદા મણીની પાસે ને પાસે રહેતો હતો અને તેની જોડે જ જમતો. વાંદરાં તેને સારાં સારાં ફળ લાવી આપતાં તેમાંથી મણીને ફળ આપ્યા વિના તે કદાપિ ખાતો નહિ. રાજપુત્ર તેનાપર આટલું બધું હેત રાખતો હતો તેના પરિણામે મણી પણ તેને ચહાતાં શીખી.

એક દિવસ વાનર રાજપુત્રની તબીયત બગડી. મણી તેની ખરા મનથી સેવા કરવા લાગી. વાંદરાંએ અરણ્યમાંથી ઔષધ લાવી સેવન કરાવ્યું પણ રાજકુંવરની તબીયત સુધરી નહિ. તેની પીડા વધવા માંડી. આખરે વાંદરાંએ તેના જીવનની આશા છોડી દીધી.

વાનર રાજકુમારના માંદા પડવાથી મણીના મનમાં મોટો આઘાત થયો. તેના માથાને પોતાના ઉરુ સરસું રાખી તે તેનાપર અજસ્ર અશ્રુવર્ષણ કરવા લાગી. અશ્રુજળથી વાનર રાજકુંવરના શરીરપરનાં તમામ રુવાંટાં ભીનાં થઈ ગયાં. મણી અન્યમનસ્ક થઇને રોતી હતી એવામાં મનુષ્યના સ્વરથી કોઈ બોલ્યું કે: "મણી, હવે તું રોઇશ નહિ. જો, હું હવે શાપમાંથી મુક્ત થઈ ગયો છું." મણીએ આંખો ઉઘાડીને જોયું તો ત્યાં વાનરમૂર્તિ નહોતી કિન્તુ એક દિવ્ય રાજકુંવર હતો. રાજકુંવરે પોતાને મળેલા શાપની વાત મણીને કહી સંભળાવી. રાજકુંવરના શાપપરિમોચનની સાથે જ અન્ય વાંદરાંની પણ શાપમાંથી મુક્તિ થઈ. હજારો વાંદરાંને સ્થળે ત્યાં હજારો માણસ થઈ ગયાં. તે વનમાં રાજાની અટ્ટાલિકા થઈ અને રાજધાની પણ થઈ. આટલા દિવસ શાપના પ્રભાવથી રાજાનું રાજ્ય અરણ્ય અને તેની પ્રજા વાનર થઈ ગયાં હતાં. રાજાની શાપમાંથી મુક્તિ થઈ કે તરત જ રાજ્ય પહેલાં હતું તેવું થઈ ગયું. રાજાના કુંવરે મણી સાથે લગ્ન કર્યું. મણીએ પોતાનાં માબાપને પોતાના મહાલયમાં બોલાવીને રાખ્યાં. મણીનાં વૃદ્ધ માતાપિતા જમાઇને ત્યાં પરમ સુખમાં રહેવા લાગ્યાં.



# સુવર્ણની ચમ્પા

એક રાજપુત્રની મંત્રિપુત્ર સાથે ગાઢ મિત્રતા હતી અને તેમની વચ્ચે પ્રેમ પણ સારો હતો. એક દિવસે બન્નેએ મળીને સલાહ કરી કે આપણે વિદેશ ફરવાને તથા જૂદા જૂદા દેશ જોવાને જઇએ, પણ તેમના મનમાં એમ આવ્યું કે રાજા આપણને જવાની રજા આપશે નહિ તેથી તે બન્ને ગંભીર વિચારમાં પડ્યા. અંતે તેઓ એક વિચાર-પર આવ્યા અને તે એજ કે રાત્રિના સમયે ચુપચાપ ચાલી નીકળવું; તે પછી તે બન્ને એક દિવસે સુસમયનો લાભ લઇને રાત્રિના વખતે નગરમાંથી ચાલી નીકળ્યા, અને સાથે એક પણ માણસ તથા અન્ય કાંઈ પણ વસ્તુ લીધી નહિ. બન્ને મિત્રો ચાલતાં ચાલતાં બહુ દૂર નીકળી ગયા અને તેમણે માર્ગમાં એક નદી આવતાં તેના કિનારે આવેલા વટવૃક્ષ નીચે જરા વિશ્રામ લેવાનો વિચાર કર્યો. તે વટ-વૃક્ષ બહુ જ વિશાળ હતું અને તેની નીચે કોઈ મનુષ્યે નાના પ્રકારનાં ફળો ખાધાં હોય એમ ત્યાં પડેલાં તેમના છોતરાંથી જણાતું હતું. આ જોઇને તેમને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું અને તેથી બન્ને મિત્રોએ તેની તપાસ કરવાનો વિચાર કર્યો. તેઓ આખો દિવસ ત્યાં રહ્યા પણ કોઈ મનુષ્યની નિશાની તેમના જોવામાં આવી નહિ અને તેથી રાત્રિનો સમય થતાં જ તેઓ તે વડના ઝાડપર ચઢી ગયા ને શું બને છે તથા કોઈ આવે છે કે નહિ તે જોવાને આતુરતાથી ચારે તરફ જોઈ રહ્યા. એક તો રાત્રિનો સમય હતો, જંગલ બહુ જ ભયંકર હતું અને તે સાથે ઘોર અન્ધકાર તથા જનશૂન્ય સ્થાન જોતાં તેઓ બહુ જ ભયભીત થયા. પરન્તુ થોડા સમય પછી અચાનક ખખડાટનો ધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો અને એથી તેઓ અત્યંત ગભરાયા ને ભયથી તેમની છાતી પૂર્ણવેગથી ધડકવા લાગી. થોડીવાર પછી તેમણે જે તરફથી અવાજ આવતો હતો તે તરફ દૃષ્ટિ કરી, તો તેમણે એક મોટા દાનવને અત્યંત આહાર સામગ્રી લઇને પોતા તરફ આવતો જોયો. તે દાનવ પોતાના ખોરાકનો સામાન નદીના કિનારે મૂકીને નદી તરફ ગયો, પણ તેને નિકટમાં જોઇને બન્ને મિત્રો ભયથી ગભ-રાતાં તેની તરફ એક દૃષ્ટિથી જોઈ રહ્યા. હવે તે દાનવે નદીમાં જઇને એક ડૂબકી મારી અને એક મોટી તથા ભારે પેટીને તે અંદરથી બહાર કાઢી લાવ્યો. તે પેટીને માથે ઉપાડીને તેણે તે નદીના કિનારે આવેલા વિશાળ વટવૃક્ષ નીચે લાવીને મૂકી અને તે પછી તેનું ઢાંકણું ખોલીને અંદરથી એક પરમ લાવણ્યમયી સુંદરીને બહાર કાઢી. આ જોઇને બન્ને મિત્રો આશ્ચર્યમાં લીન થઈ ગયા અને તે સુંદરીના લાવણ્યનો

વિચાર કરવા લાગ્યા. તે સુંદરી એક સાધારણ સ્ત્રી નહિ, પણ ઇંદ્રની અપ્સરા સમાન હતી અને તેને જોઇને બન્ને મિત્રો તેનાપર મોહિત થયા હતા. તે દાનવે પછી તે સ્ત્રીને તે જે કાંઈ લાવ્યો હતો તેમાંથી ખાવાનું આપ્યું અને તે પછી સ્મિત હાસ્યવિનોદ કરીને તે દૈત્ય તેજ સ્ત્રીની જાંઘપર માથું મૂકીને સૂઈ ગયો.

સ્ત્રીએ પછી આમ તેમ નજર ફેરવી તથા વૃક્ષ ઉપર દૃષ્ટિ કરી, તો તેણે બે મનુષ્યને તે ઝાડપર બેઠેલા જોયા. તેની તેમની સાથે વાતચીત કરવાની ઇચ્છા થઈ, પણ જરા અવાજ થતાં જ દાનવ જાગી ઉઠશે એ કારણથી તે મૌન ધારીને શાન્ત થઈ બેસી રહી. રાજપુત્ર તથા મંત્રિપુત્ર બન્ને તેનો વૃત્તાન્ત જાણવાને આતુર હતા, પરંતુ દૈત્યના ભયથી તેઓ પ્રાણ હથેલીમાં રાખીને વૃક્ષપર જ બેસી રહ્યા.

આખી રાત ત્યાં જ રહ્યા પછી સવાર થતાં પહેલાં તે દાનવ ઉઠ્યો અને તે સુંદરીને પાછી પેટીમાં મૂકીને ઢાંકણું વાસી દીધું. તે પછી તેણે પુનઃ તે પેટીને ઉપાડીને નદીમાંના તેના પૂર્વ સ્થાનમાં મૂકી આવ્યો અને તે પછી તે પોતાના સ્થાને ગયો.

સવાર થયા પછી બન્ને મિત્ર ઝાડપરથી નીચે ઉતર્યાં અને તે પછી તેમણે કંદમૂલ લાવીને ખાધાં. થોડીવાર ત્યાં બેઠા પછી મંત્રિપુત્ર બોલ્યો કેઃ “ચાલો, ત્યારે હવે આપણે અહીંથી પ્રસ્થાન કરીએ.” રાજપુત્ર બોલ્યો કેઃ “ના, ભાઈ! હું અહીંથી જવા ઇચ્છતો નથી, હું કોઈ પણ ઉપાયે તે લાવણ્યવતી લલિત લલના સાથે વિવાહ કરીશ ને તે પછી જ હું અહીંથી પ્રસ્થાન કરીશ.” આ સાંભળી મંત્રિપુત્રે કહ્યું કેઃ “તું એટલામાં જ બસ પાગલ બની ગયો? તું એ સ્ત્રી સાથે વિવાહ કરવા ધારે છે, પણ તારી એ આશા આકાશકુસુમવત્ છે; તે દાનવ તેને પેટીમાં મૂકીને બંધ કરી ગયો છે, તો પછી તું તેને કેવી રીતે મેળવી શકવાનો હતો?” રાજપુત્રે ઉત્તર આપ્યું કેઃ “ગમે તેમ થાય પણ હું તો તેની સાથે અવશ્ય વિવાહ કરીશ અને જ્યાં સુધી તેને હું મેળવીશ નહિ, ત્યાં સુધી હું અહીંથી જઇશ નહિ એ મારો દૃઢ સંકલ્પ છે; હું આકાશ પાતાળને એકત્ર કરીને પણ તેને મેળવીશ.” મંત્રિપુત્ર પણ તે સુંદરીને પરણવા ઇચ્છતો હતો, પણ તે પોતાનો મિત્ર હોવાથી અને વળી રાજપુત્ર હોવાથી તે વાત તેણે તેને કહી નહિ. તેણે રાજપુત્રને બહુ બહુ સમજાવ્યો, પણ જ્યારે તે કોઈ પણ વાતે સમજ્યો નહિ ત્યારે તે કોપાયમાન થઇને રાજપુત્રને ત્યાં જ મૂકીને એકલો ત્યાંથી ચાલી નીકળ્યો. રાજપુત્ર આખો દિવસ ઝાડ નીચે બેસી રહ્યો અને કોઈ પણ મનુષ્ય તેના જોવામાં આવ્યું નહિ; એટલે રાત પડતાં જ તે પાછો

ચુપચુપ ઝાડપર ચઢી ગયો અને હવે શું થાય છે તે આતુરતાથી જોવા લાગ્યો. થોડા સમયમાં જ રાજપુત્રે પૂર્વ પ્રમાણેનું જ દૃશ્ય જોયું, એટલે કે, રાક્ષસને આહાર સામગ્રી લઇને આવતો તેણે જોયો. તે સર્વ ખાવાના પદાર્થો ઝાડ નીચે મૂકીને નદીમાંથી પેટી લઈ આવ્યો અને પેટીમાંથી પૂર્વ પરિચિત સુન્દરીને બહાર કાઢી. તે જેવી પેટીમાંથી બહાર આવી તેની જ તેણે ઝાડપર નજર કરી, તો તે જ મનુષ્ય કે જેને ગઈ કાલે તેણે જોયો હતો, તે આજે પણ તેના જોવામાં આવ્યો. રાક્ષસે તથા તે રમણીએ ભોજન કર્યાં પછી જલપાન કર્યું અને ત્યાર પછી રાક્ષસે સૂવાની તૈયારી કરવા માંડી. આ જોઇને તે સ્ત્રી બોલી કે; "તમે એવી રીતે સૂઈ જાઓ છો, કે કોઈ વખત મને વાઘ કે સિંહ આવીને ઉઠાવી જશે ને તમને તેની ખબર પણ નહિ પડે, એથી ચાલો આપણે પેટીની આડમાં જ સૂઈ રહીએ." દૈત્યે કહ્યું કે; "બહુ સારું."

તે પછી બન્ને પેટી તરફ ગયાં ને તેમણે પેટીમાં જ સૂવાનો વિચાર કર્યો અને એકમત થતાં ત્યાં જ બિછાનું બિછાવ્યું. તે પછી તે રમણીએ જોયું કે રાક્ષસ ભરનિદ્રામાં છે, એટલે તે સાચવીને સાવધતાથી પેટીમાંથી બહાર આવી અને તે વટના વિશાલ વૃક્ષ પાસે જઇને તે મનુષ્યને ઝાડપરથી નીચે આવવાનો ઇશારો કર્યો. રાજપુત્ર આનન્દિત થયો અને તે રમણીને આવેલી જોઇને તે તરત જ નીચે ઉતર્યો. તેને નીચે આવેલો જોઇને તે સ્ત્રીએ પ્રશ્ન કર્યો; "તમે કોણ છો? અહીં આપનું કેવી રીતે આવવું થયું?" રાજપુત્રે ઉત્તર આપ્યું કે; "હું ફલાણા દેશનો રાજા છું અને દેશ પરદેશ જોવાને માટે જ અહીં આવ્યો છું. આ સ્થાને આવ્યા પછી હું આપનું રૂપ તથા આપની કાંતિ જોઇને આપનાપર તનમનથી મુગ્ધ બન્યો છું, માટે આપ કોણ છો તે કૃપા કરીને જણાવો!" તે યુવતીએ કહ્યું કે; "મારો વૃત્તાન્ત જાણીને આપ શું કરશો? હું એટલું જણાવું છું કે હું એક રાજપુત્રી છું."

આ સાંભળી રાજપુત્રે પ્રશ્ન કર્યો કે; "તમારો સઘળો વૃત્તાન્ત કહેવામાં શું વાંધો છે? હું તમારી સાથે લગ્ન સંબંધ કરવા ઇચ્છું છું."

તે રાજપુત્રીએ ઉત્તર આપ્યું કે; "એ વાત બનવી અશક્ય છે; કારણ કે, જ્યાં સુધી આપ મને આ રાક્ષસના પંજામાંથી મુક્ત ન કરી શકો, ત્યાં સુધી આપનો એ મનોરથ પાર પડે તેમ નથી. શું તમે મને આ દુષ્ટ દાનવના પંજામાંથી મુક્ત કરી શકશો?" રાજપુત્રે કહ્યું કે: "તમારો ઉદ્ધાર કરવાને હું તૈયાર છું, પણ તેમાટે મારે શું યુક્તિ કરવી તથા શા પ્રયત્નો કરવા એ તો મને કહો."

તે સુંદરીએ ઉત્તર આપતાં જણાવ્યું કે: "એ કાર્ય બહુ જ કઠિન છે; કારણ કે, જે માણુસ આખો દિવસ નિરાહાર રહીને રોજ રાત્રિના કાલી પૂજા કરીને હમેશાં એક નરબલિ આપતો હોય તેવો મનુષ્ય આપ શોધી લાવો તો જ મારો ઉદ્ધાર થાય તેમ છે; આવો મનુષ્ય મળવો અશક્ય છે એટલે આપનો મનોરથ સિદ્ધ થાય તેમ છે જ નહિ."

રાજપુત્રે જવાબ આપ્યો કે: "હું એ કાર્ય કરવાનું માથે લઉં છું તથા તેની પ્રતિજ્ઞા કરું છું કે પ્રાણુ જતાં પણ હું એ કાર્ય કરવામાં પાછી પાની નહિ કરું. વારુ, તો હવે આજે આપણે પરસ્પર વીંટી બદલી લઇએ કે જેથી આપણી એક બીજાના મન વિશે સ્નેહની લાગણી સાથે યાદગીરી રહે." આમ કહીને તે બન્નેએ એક બીજા સાથે વીંટીઓની અદલા બદલી કરી.

બીજે દિવસે સવારમાં જ રાજપુત્ર ઝાડપરથી ઉતરીને તે યુવતીના કહ્યા પ્રમાણે તે માણુસને શોધવામાટે ચાલી નીકળ્યો. જતાં જતાં માર્ગમાં એક દિવસ તેણે એક વિકટ અરણ્યમાં એક પર્ણકુટી જોઈ, અને તેથી તે તે તરફ ગયો તો તેણે તે કુટીર પાસે એક સાધુ મહાત્માને ધ્યાનસ્થ થયેલો જોયો. તે મહાત્મા છે એમ જાણીને રાજપુત્રે તેને પ્રણામ ર્ક્યા અને તે સાથે જ તે યોગીના ધ્યાનનો ભંગ થયો. તે પછી તે સાધુ મહાત્માએ કહ્યું કે: "અરે, ભાઈ! તું કોણ છે અને અહીં આવા વિકટ અરણ્યમાં તારે શામાટે આવવું પડ્યું છે?" રાજપુત્રે પોતાનો પરિચય આપતાં જણાવ્યું કે: "હે યોગીશ્વર! હું એક રાજપુત્ર છું અને એક એવા મનુષ્યના શોધમાં નીકળ્યો છું કે જે ખાધા પીધા વિના રહી શકતો હોય તથા રાત્રિએ હમેશાં કાલીની પૂજા કરીને તેને નરબલિ ચઢાવતો હોય; જો આવો મનુષ્ય આપના ધ્યાનમાં હોય તો કૃપા કરીને મને બતાવો; હું આપનો ઉપકાર નહિ ભૂલું અને સદાને માટે આપનો દાસ થઇને રહીશ." આ સાંભળીને સાધુ પુનઃ ધ્યાનમગ્ન થયો અને થોડીવાર પછી આંખો ઉઘાડીને બોલ્યો કે: "રાજપુત્ર, તારી મનઃકામના સિદ્ધ થશે, પણ તારે થોડો સમય અહીં રહેવું પડશે." રાજપુત્રે સાધુનું આ પ્રમાણેનું કથન સાંભળીને ત્યાં જ રહેવાનો વિચાર કર્યો અને ધૈર્ય ધારીને તે પ્રત્યુત્તરની વાટ જોવા લાગ્યો. તે દિવસે રાજપુત્રે ત્યાં જ મુકામ કર્યો અને રાત્રિ પણ ત્યાં જ વીતાડી; પરંતુ બીજે દિવસે સવારમાં જ તેણે સાધુને પ્રશ્ન કર્યો કે: "હે સ્વામિન્! મારા પ્રશ્નનું આપે શું કર્યું?" સાધુએ ઉત્તર આપ્યું કે; "યુવક, હું તને કહું તે તું ધ્યાન દઇને સાંભળ અને તે પ્રમાણે જ વર્તજે એટલે તારું કાર્ય નિર્વિઘ્ને પાર પડશે. તું અહીંથી ઉત્તર દિશા તરફ પ્રયાણ

કર અને માર્ગમાં જતાં જે કાંઈ વસ્તુ પ્રથમ તારા જોવામાં આવે તે મને આવીને કહી જા." આ પ્રમાણેની સૂચના મળતાં જ તે રાજપુત્ર મહારાજને પ્રણામ કરીને તરત જ ત્યાંથી ઉત્તર તરફ ચાલ્યો.

થોડે દૂર જઇને રાજપુત્રે જોયું, તો એક નદીના મધ્ય ભાગમાં લોઢાનો એક થાંભલો દાટેલો દેખાયો અને તેની સાથે માથા વિનાનો એક મૃત દેહ પણ બાંધેલો હતો. તે મૃત શરીરને માથું નહોતું પણ તેના ગળામાંથી લોહીનાં ટીપાં મણુકા પ્રમાણે પડતાં હતાં અને તે એક એક રક્ત બિન્દુનું એક ચમેલીનું ફૂલ થઇને પાણીના પ્રવાહમાં વહેતું ચાલ્યું જતું હતું. પ્રથમ આ દૃશ્ય તેની નજરે પડવાથી તે મહાત્માની આજ્ઞાનુસાર પાછો ફર્યો અને સર્વ વાત તેને કહી સંભળાવી. તે સાંભળીને તે યોગીએ કહ્યું કે; "વારુ, હવે આવતી કાલે તું દક્ષિણ તરફ જજે અને ત્યાં જે કાંઈ પ્રથમ તારા જોવામાં આવે તે આવીને મને કહી જજે; તે પછી પરમ દિવસે તું પૂર્વ દિશા તરફ ગમન કરજે અને માર્ગમાં જે કાંઈ તારા જોવામાં પહેલું આવે, તેની પણ મને ખબર આપજે. પરન્તુ, સાવધાન! તું કદાપિ ભૂલે ચૂકે પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરીશ નહિ; નહિ તો વિના કારણ વિપત્તિમાં આવી પડીશ." સાધુની આજ્ઞાનુસાર રાજપુત્ર બીજે દિવસે દક્ષિણ તરફ ગયો અને બહુ દૂર નહિ ગયો હોય એટલામાં તો તેણે એક યુવક સંન્યાસીને વનમાં બેઠેલો જોયો. એ જોઇને તે તરત જ પાછો ફર્યો અને યોગીશ્વરને તે વાત કહી સંભળાવી. સાધુએ તેના ઉત્તરમાં 'સારું' કહ્યું અને પૂર્વે આપેલી સૂચના અનુસાર તેને આવતી કાલે પૂર્વ તરફ જવા કહ્યું. મહાત્માની આજ્ઞાનુસાર તે સૂર્યોદય થતાં જ પૂર્વ તરફ ચાલી નીકળ્યો, પણ થોડે દૂર જતાં તેણે કાલીનું એક મંદિર જોયું અને તેમાં એક સ્ત્રીને પૂજા કરતી જોઈ. રાજપુત્રે આવીને તરત જ એ વાત સાધુને જણાવી અને સાધુએ તેને પોતાની પાસે જ રહેવા આજ્ઞા કરી. બીજે દિવસે સૂર્યોદય થયા પછી તે સાધુ રાજપુત્રને આશ્રમમાં રહેવાનું કહીને પોતે કંદ મૂલ લેવાને માટે વન તરફ ચાલી નીકળ્યો.

યોગીના ગયા પછી રાજપુત્ર વિચાર કરવા લાગ્યો કે: "સાધુ મહાત્માએ ત્રણ દિશામાં મને મોકલ્યો અને ત્રણે દિશાની ખબર મારી પાસેથી મેળવી; પરન્તુ ચોથી દિશામાં જવાને તેમણે મને નિષેધ કર્યો તેનું શું કારણ? જેનો પત્તો મેળવવાને હું નીકળ્યો છું, તેનો તો ત્રણ દિશામાંથી એક પણ સ્થળે પત્તો લાગ્યો નહિ. પશ્ચિમ દિશામાં એવું તે શું હશે કે જેથી તેમણે ત્યાં જવાનો પ્રતિબંધ કર્યો? સાધુ મહાત્માને આવવાને હજી વાર છે, તે દરમ્યાન હું પશ્ચિમ તરફ ખબર કાઢી આવું,

તો શું ખોટું છે? સાધુજીના આવતા પહેલાં હું આવી પહોંચીશ એટલે તેમને મારા પ્રસ્થાનની ખબર પડશે નહિ." આ પ્રમાણે વિચાર કરીને તે તરત જ પશ્ચિમ તરફ ગયો અને થોડે દૂર જતાં તેણે એક મોટું મકાન જોયું. તેણે સાહસ કરીને તે મકાનમાં પ્રવેશ કર્યો, તો તેણે કાલીની મૂર્તિ સમક્ષ એક બ્રાહ્મણને પૂજાની સામગ્રી લઇને બેઠેલો જોયો. તે મકાન જો કે વિશાળ હતું, પરન્તુ તેના વિના અન્ય કોઈ મનુષ્ય તેમાં નજરે પડતું નહોતું. બ્રાહ્મણે તે નવયુવક રાજપુત્રને આવેલો જોઇને તેને આદરપૂર્વક બેસાડ્યો અને સવિનય પ્રશ્ન કર્યો કે: "અરે, યુવક! આ વિકટ અરણ્યમાં તારું કેવી રીતે આવવું થયું અને તું કોણ છે તથા શા કારણથી આ વનમાં આવ્યો છે?" તે બ્રાહ્મણના પ્રશ્નનો જવાબ આપતાં તે નવયુવક રાજપુત્રે જણાવ્યું કે; "હું રાજપુત્ર છું અને અમુક કારણવશાત્ જંગલમાં ફર્યાં કરું છું. મારો મૂળ ઉદ્દેશ દેશ પરદેશ જોવાનો હતો, પણ માર્ગમાં એક અદ્ભુત બનાવ જોઇને હું તે કાર્ય પરિપૂર્ણ કરવા તથા મારી પ્રતિજ્ઞા પાળવાને આવા ઘોર વનમાં અવ્યો છું." તે પછી તેણે સાધુ મહાત્માની તથા રાક્ષસની સર્વ વાત તેને કહી સંભળાવી અને તે સાંભળ્યા પછી તે બ્રાહ્મણે તે રાજપુત્રને કહ્યું કે; "હે રાજપુત્ર! તું જરા પણ તે માટે ચિંતા કરીશ નહિ; કારણ કે, હું તારી મનઃકામના સિદ્ધ કરીશ. તું જેની તપાસમાં નીકળ્યો છે તેવો મનુષ્ય હું તને બતાવીશ; પરન્તુ મારામાં વિશ્વાસ રાખજે; આવતી કાલે પ્રાતઃકાળે તારો મનોરથ પૂર્ણ થશે અને તે મનુષ્ય તને આ સ્થળે જ આવી મળશે." આ સાંભળીને રાજપુત્રે મનમાં વિચાર કર્યો કે, 'જેને હું શોધું છું તે ઘણું કરીને અહીં જ મળશે એમ અહીંની રચના જોતાં સંભવે છે; કારણ કે, આ બ્રાહ્મણ મારા મનની વાત પૂર્ણ રીતે પોતાના મનોબળ, તપોબળ કે મંત્રસિદ્ધિથી જાણી ગયો છે, એટલે અવશ્ય મારી મનઃકામના આ સ્થળે જ સફળ થશે એમ મને ભાસે છે. પેલા યોગીએ મને વિના કારણ આમ તેમ દોડાવ્યો અને મારા કાર્યમાં વિલંબ પાડ્યો.' આમ વિચાર કરીને તેણે તે સ્થળે જ રહેવાનું યોગ્ય ધાર્યું અને ત્યાં જ તેણે રાત્રિ વીતાડવાનું નક્કી કર્યું. હવે જ્યારે રાત્રિનો સમય થયો અને અર્ધ રાત્રિ વીતી ગઈ, તે સમયે લુટારાનું એક ટોળું મશાલો લઇને તે મકાનમાં આવી પહોંચ્યું. લુટારાઓને જોતાં જ રાજપુત્ર ભયથી ધ્રૂજવા લાગ્યો અને તેના હોશકોશ ઉડી ગયા. લુટારાને આવતા જોઇને તે બ્રાહ્મણે રાજપુત્રને એક બીજા ખંડમાં છુપાવી દીધો અને પોતે સીધો કાલિકાના મંદિરમાં જઇને બેઠો. લુટારાઓ પણ આવીને કાલિકાની મૂર્તિ સમક્ષ શાન્તતાથી બેઠા અને તેમને આ પ્રમાણે શાન્ત બેઠેલા

જોઇને તે બ્રાહ્મણે તેમને કહ્યું કે: "આજે તમે આમ નિરાશ કેમ દેખાઓ છો? આમ શાન્ત તથા ઉદાસ બેસવાનું શું કારણ છે વારુ?" લુટારાના સરદારે ઉત્તર આપ્યું કે: "અમારા ભાગ્યમાં આજે કોઈ ગ્રહની છાયા પડી હોય અથવા તો કંઇક ખરાબ લખ્યું હોય એમ લાગે છે; કારણ કે, આજે બહુ બહુ શોધ કરવા છતાં કોઈ પણ મનુષ્ય અમારી નજરે પડ્યો નથી અને તેથી આજે બલિ આપી શકાશે નહિ; અને જો એમ થશે, તો દેવીની અમારાપર બહુ જ અવકૃપા થશે અને અમારાપર તે અત્યંત કોપાયમાન થઈ જશે." બ્રાહ્મણે આ સાંભળીને કહ્યું કે: "એની તમે જરા પણ ચિન્તા કરશો નહિ; કાલિકા માતાના પ્રભાવથી તેમના બલિદાનમાટે એક મનુષ્ય પોતે જ અહીં આવી લાગ્યો છે." બ્રાહ્મણનું આ પ્રમાણે મર્મયુક્ત વાક્ય સાંભળીને રાજકુમાર તરત જ તેના ભાવાર્થને કળી ગયો, અને ભયનો માર્યો તે કંપવા લાગ્યો ને એક જડમૂર્તિ પ્રમાણે સ્તબ્ધતાથી ઉભો રહ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે: "અરે, મેં આ શી મૂર્ખતા કરી? હાય! ભાવિએ મને ભૂલાવ્યો અને હું સાન ભાન ભૂલીને ભ્રમમાં પડી આવા અણધાર્યાં સંકટમાં આવી પડ્યો. પરંતુ એ સર્વ મારા ભાગ્યનો જ દોષ છે, કેમકે સાધુ મહાત્માએ મને આ દિશામાં જવાની ના પાડી હતી છતાં પણ હું તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને આ તરફ આવ્યો એ જ મારી મૂર્ખતા થઈ. હે માતા કાલિકા, તારા વિના હવે મને આ સ્થળે અન્ય કોઇનો આધાર નથી, મારી રક્ષા તારા હાથમાં જ છે માટે મને બચાવ તથા મારી રક્ષા કર." હવે રાજપુત્રના સમજવામાં આવ્યું કે, આ ફકત મકાન નહિ, પણ લુટારાઓનું રહેઠાણ તથા આશ્રયસ્થાન હતું.

હવે આ બાજૂ યોગી મહાત્મા ફળફૂલ આદિ લઇને પાછો ફર્યો, અને તેણે રાજપુત્રને આશ્રમમાં જોયો નહિ. તેના મનમાં એમ આવ્યું કે, તે આટલામાં કોઈ સ્થળે ગયો હશે, પણ સંધ્યા સમય થઈ જતાં તે પાછો ન ફર્યો ત્યારે તેના જાણવામાં આવ્યું કે: "અવશ્ય તે પશ્ચિમ દિશા તરફ જ ગયેલો હોવો જોઇએ. આજ હું તેને બચાવી શકીશ કે નહિ તે કાંઈ કહી શકાતું નથી; કારણ કે સંધ્યા સમય થઈ ગયો છે અને ત્યાં પહોંચતાં પહેલાં તો તેઓ તેનું બલિદાન આપી દેશે; પરંતુ એક વખત પ્રયત્ન તો કરવા દે, જોઇએ છીએ શું થાય છે." આમ વિચાર કરીને તે તરત જ પશ્ચિમ તરફ ચાલી નીકળ્યો; પરંતુ તે સ્થાનમાં પહોંચતાં તેણે તે મકાનનો સદર દરવાજો બંધ જોયો. તેણે દરવાજાની પાસે જઇને તડમાંથી જોયું, તો રાજપુત્રને બલિદાન

આપવાના કુંડ સમક્ષ ઉભો રાખવામાં આવ્યો હતો; પણ પૂજા સમાપ્ત થવાને હજી થોડો સમય બાકી હતો. આથી તે તરત જ ઉત્તર તરફ ગયો અને નદીમાં ખીલા સાથે જે માથા વિનાનો દેહ બાંધેલો હતો તે લઇને તરત જ તે એ મકાનમાં આવી પહોંચ્યો. એ સમયે પણ દરવાજો બંધ હતો તેથી તેણે દીવાલપર ચઢીને તે મૃતદેહને તે બલિકુંડ પાસે પડે એવી રીતે ફેંક્યો. તે જેવો તે સ્થળે પડ્યો કે તે મનુષ્યદેહ બદલાઇને બળદનું ધડ થઈ ગયું. આ અચાનક પરિવર્તનથી તથા માથા વિનાના મૃત બળદને જોઇને લુટારા આશ્ચર્ય પામ્યા અને અત્યંત ભયભીત થયા. તે પછી તે લોકો તે બળદને કોણે નાખ્યો હતો, તે જોવાને બહાર આવ્યા. તે લોકોએ જેવો દરવાજો ઉઘાડ્યો, તેવો જ તે યોગી મહાત્માએ અંદર પ્રવેશ કર્યો અને રાજપુત્રનો હાથ પકડી લીધો. બ્રાહ્મણે તે મહાત્માને આવેલો જોઇને કહ્યું કે: "ગુરુજી! અણીને વખતે આપનું અહીં કેમ આવવું થયું?" સાધુએ આંખો લાલ કરીને કહ્યું કે: "અરે નીચ બ્રાહ્મણ! તારાં આવાં કુકર્મો જોઇને મને તારાપર અત્યંત ક્રોધ વ્યાપ્યો છે, પરંતુ તું બ્રાહ્મણ છે એટલે તને મારતાં અચકાઉં છું; બલિ આપવાને તને કોઈ અન્ય મનુષ્ય ન મળ્યો, તેથી તેં વિશ્વાસઘાત કરીને આ રાજપુત્રનું બલિદાન આપવાનો વિચાર કર્યો? હું જોઉં છું કે તું એનું કેવી રીતે બલિદાન આપે છે?" એ વેળાયે લુટારા બહાર કોઈ મનુષ્ય તેમના જોવામાં ન આવવાથી અંદર આવ્યા, તો તેમણે પુરોહિત મહારાજને હાથ જોડીને ઉભા રહેલા જોયા અને એક સાધુ મહારાજને જે યુવકનું બલિદાન આપવાનું હતું તે યુવકનો હાથ પકડીને ઉભેલા તથા પુરોહિત બાવાને ધમકાવતા જોયા. આ જોઇને લુટારા ગભરાયા અને બોલ્યા કે: "મહારાજ! કાલિકા માતા અમને છોડીને ચાલી ગઈ." આ સાંભળીને સાધુએ કહ્યું કે;—

"તમારી દેવી છે ક્યાં? કાલીને બદલે ખાલી મૂર્તિ પડી છે, માટે તમે હવે લુટારાનો ધંધો મૂકી દ્યો અને મારી સાથે ચાલો. આ બ્રાહ્મણ જ તમો સર્વનો સર્વનાશ કરનાર છે અને સર્વના પાપનું કારણ પણ એ જ છે." આ પ્રમાણેનું સાધુનું કથન સાંભળીને બ્રાહ્મણે સાધુના પગમાં પડીને કહ્યું કે: "સ્વામીજી! પૂજા પૂર્ણ થઈ છે અને હવે બલિનો સમય થયો છે, માટે આપ જો રાજપુત્રને લઈ જતા હો, તો કૃપા કરીને બીજા કોઇ પણ એક બલિની વ્યવસ્થા કરી આપશો; કારણ કે આજે જો દેવીને બલિદાન નહિ આપવામાં આવે તો દેવી અમારાપર ક્રોધે ભરાશે ને અમો સંકટમાં આવી પડીશું."

સાધુએ કહ્યું કે: "વારુ, જા પાખંડી! એમ જ થશે." પછી તેણે લુટારાને પોતાની સાથે આવવાનું કહ્યું અને રાજપુત્રને તે માથા વિનાના મૃતદેહને ખભાપર સાથે લઈ લેવાની આજ્ઞા કરી.

રાજપુત્રે તે બળદને ખભાપર નાખ્યો એટલે તે મૂળ સ્વરૂપમાં આવ્યો. તે પછી આશ્રમમાં આવીને સાધુએ કમણ્ડલુમાંથી પાણી લઇને મંત્ર ભણ્યો અને તે પાણી તે ધડપર છાંટયું ત્યાં તો તે ધડપર માથું આવીને ચોટી ગયું અને એક જીવિત મૂર્તિ તત્ક્ષણ ઉપસ્થિત થઈ. તેણે તે મનુષ્ય લુટારાને સોંપતાં કહ્યું કે: "જાઓ આને લઈ જઇને તમારી દેવીને બલિ આપો." લુટારા તરત જ તે મનુષ્યને લઇને કાલિના સ્થાને આવી પહોંચ્યા અને બ્રાહ્મણે બલિદાનની સર્વ તૈયારીઓ કરવા માંડી. બલિ આપતી વેળાયે બ્રાહ્મણે તે મનુષ્યને યથાનિયમ કહ્યું કે; "હમણાં જ તારા દેહનું બલિદાન આપવામાં આવશે, હવે તું કોઈ પણ રીતે બચી શકે એમ નથી અને તેટલામાટે જ હું તને કહું છું કે જો તું આનંદથી પ્રાણદાન આપીશ તો સ્વર્ગમાં જઇશ અને નહિ તો રૌરવ નરકનો વાસી થઇશ. તું ચાહે કે ન ચાહે પણ હમણાં જ તારું માથું તારા દેહથી જૂદું કરવામાં આવશે." એ સાંભળીને તે મનુષ્ય કહેવા લાગ્યો કે: "મને રાજી ખુશીથી પ્રાણ આપતાં કાંઈ પણ વાંધો નથી; પરન્તુ હું એક વાત જાણવા માગું છું અને તે જાણ્યા પછી કોઈ પણ વાતનો મારા મનમાં શોક રહેશે નહિ." બ્રાહ્મણે પૂછ્યું કે; "તું શું જાણવા ચાહે છે?" બ્રાહ્મણના પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું કે: "મારું શરીર મસ્તક વિનાનું હોવા છતાં નદી વચ્ચે લોખંડના થાંભલા સાથે શામાટે બાંધવામાં આવે છે? અને મારા ગળામાંથી રક્તના બિન્દુ નદીમાં પડતાં તેમાંથી ચમેલીનાં ફૂલ કેમ થઈ જાય છે? અને તે સર્વ ફૂલ પ્રવાહમાં તણાઇને કયાં જાય છે?" આ સાંભળી બ્રાહ્મણે લુટારાને કહ્યું કે: "આનું આપણે હમણાં બલિદાન આપી શકાશું નહિ; કારણ કે, એણે જે પ્રશ્ન કર્યો છે તેના ઉત્તર માટે એને તે સાધુ પાસે લઈ જવો જોઇએ; માટે એને પ્રથમ આપણે ત્યાં લઈ જઇએ અને એના પ્રશ્નનો ખુલાસો કરીએ." લૂટારા બ્રાહ્મણના કહ્યા પ્રમાણે તેને તે સાધુ પાસે લઈ ગયા.

લુટારાની વાત સાંભળીને સાધુએ કહ્યું કે: "હુ જેમ કહું તેમ તમે તમારે કયાં જાઓ. હું તમારી સાથે આ રાજપુત્રને મોકલું છું એટલે એ જે કહે તે પ્રમાણે તમે કાર્ય કરજો. જો તમે એના કહ્યા પ્રમાણે નહિ વર્તો, તો અવશ્ય સંકટમાં આવી પડશો."

તે પછી સાધુ મહાત્મા સર્વને લઇને ઉત્તર તરફ ગયા, કે જ્યાં નદીમાં થાંભલો દાટેલો હતો. તે સ્થળે તેણે તે મસ્તકહીન મનુષ્યને

નદીના કિનારે સૂવાડીને તેનાપર થોડું પાણી છાંટયું એટલે તેનું માથું ધડથી અલગ થઈ ગયું; તે પછી તેણે તે ધડને નદીમાં દાટેલા લોહ-સ્તંભ સાથે બાંધ્યું, એટલે પૂર્વ પ્રમાણે તેના ગળામાંથી રક્તબિન્દુ ટપકવા લાગ્યા અને તે પાણીમાં પડતાંની સાથે જ તેનાં ચમેલીનાં ફૂલ થઇને જલપ્રવાહમાં તણાવા લાગ્યાં. સાધુ મહાત્માએ પછી રાજપુત્રને કહ્યું કે: "તું આ સર્વ લુટારાને સાથે લઇને જે તરફ આ ફૂલ જાય છે તે તરપ્ગમન કર અને જે સ્થળે તે વહેતાં અટકે તે સ્થાને તમે સર્વ ઉભા રહેજો. તે સ્થળે જ સર્વ ભેદનો સ્ફોટ તારા સમક્ષ થશે અને સર્વ રહસ્ય તારા જાણવામાં આવશે." આમ કહીને તેણે રાજ-પુત્રના હાથમાં એક લાકડી આપીને કહ્યું કે: "જ્યાં સુધી તારી પાસે આ લાકડી હશે, ત્યાં સૂધી તારાપર કોઈ પણ પ્રકારની વિપત્તિ આવશે નહિ. કદાચિત્ તારાપર કાંઇ પણ સંકટ કે આપત્તિ આવે, તો તું આ લાકડીને જે ફરમાવીશ તે સહાયતા તરત જ એ તને આપશે."

રાજપુત્ર તે પછી તરત જ લુટારાને સાથે લઇને જે તરફ ફૂલ વહેતાં જતાં હતાં તે તરપ્ ચાલ્યો અને જે સ્થળે ફૂલ વહેતાં અટકયાં, તે સ્થાને સર્વ ઉભા રહ્યા. હવે જે સ્થાનમાં ફૂલ વહેતાં અટકીને એકત્ર થતાં હતાં, તે સ્થાનમાં એક અત્યંત લાવણ્યમયી લલિત લલના બેઠી હતી. તે સુંદરી આખો દિવસ તે ચમેલીનાં ફૂલ વીણતી હતી અને સંધ્યા સમય થતાં જ્યારે તે ફૂલ આવતાં બંધ થતાં એટલે તે યુવતી ત્યાંથી જંગલ તરફ પ્રસ્થાન કરતી હતી. રાજપુત્રે દૂર ઉભા રહીને આ સર્વ તમાશો જોયો અને સંધ્યા સમય થતાં સૂધી તે ત્યાં ઉભો રહ્યો. જે સમયે તે ત્યાં ઉભો હતો તે વખતે તે યુવતી ફૂલ વીણવામાં જ નિમગ્ન થયેલી હતી. તે પછી સંધ્યા સમય થતાં ફૂલ આવતાં બંધ થયાં એટલે તે યુવતીએ ફકત સાત ફૂલ લઇને પોતાના છેડામાં નાખ્યાં અને પછી તે તરત જંગલ તરપ્ ચાલી નીકળી. તે રૂપ-વતી યુવતીને જોતાં જ રાજપુત્રના મનમાં સંદેહ ઉત્પન્ન થયો; કારણ કે, તે રમણી તેણે જે યુવતીને રાક્ષસની પેટીમાંથી નીકળતી જોઈ હતી, તેના રૂપ તથા ચહેરાને લગભગ મળતી આવતી હતી. તે રાજપુત્ર થોડીવાર વિસ્મિત થતો ત્યાં જ ઉભો રહ્યો; પરંતુ પછી કાંઇક વિચાર આવવાથી તેણે ત્યાંથી આગળ જવાનો વિચાર કર્યો. એણે તે પછી લુટા-રાને ધીમે ધીમે પાછળ પાછળ આવવાનો ઇશારો કર્યો અને પોતે ધીમે ધીમે તે પરમ સૌન્દર્યમયી સુન્દરીની પાછળ પ્રયાણ કર્યું.

થોડે દૂર ગયા પછી તેણે વિકટ અરણ્યમાં એક મંદિર જોયું અને તે યુવતીને તે મંદિરનું દ્વાર ઉઘાડીને અંદર જતી જોઈ. તે

રમણીએ અંદર જઇને દીવો સળગાવ્યો એટલે બાહ્ય ભાગમાં પડતા તેના પ્રકાશવડે તે મંદિર કાલિકાનું હોય એમ રાજપુત્રને જણાયું. રાજપુત્ર ધીમે ધીમે મંદિરના દ્વાર પાસે જઇને શાન્તતાથી ઉભો રહ્યો એટલે તે યુવતીએ તેને પ્રશ્ન કર્યો કે: "હે યુવક, તું કોણ છે અને તારી શી ઇચ્છા છે?" રાજપુત્રે ઉત્તર આપ્યું કે: "બાળા, હું કોણ છું તથા મારી શી ઇચ્છા છે, એ હું પછી જણાવીશ, પરન્તુ પ્રથમ હું તને જે કાંઈ પૂછું તેનું તું યથેષ્ટ ઉત્તર આપ. આ ફૂલ કે જે સર્વે તું બેઠી હતી ત્યાં એકત્ર થતાં હતાં તે કયાંથી આવે છે તથા તેને લઇને તું શું કરે છે? કૃપા કરીને મારા આ પ્રશ્નનું ઉત્તર તું આપીશ, એવી હું આશા રાખું છું." તે રમણીએ કહ્યું કે: "તું અત્યારે અહીંથી શીઘ્ર ચાલ્યો જા; કારણ કે, આ લુટારાનું મંદિર છે. જો તું અહીં રહીશ, તો તારે વિના કારણ આપત્તમાં આવવું પડશે." આ સાંભળીને રાજપુત્રે પોતાના મનમાં વિચાર કર્યો કે: "લુટારાનું આ મંદર હોય તો પણ શું? મારી સાથે પચાસ લુટારા તો સહાયતામાટે તૈયાર છે અને વધારામાં ગુરુ મહાત્માની આપેલી આ લાકડી પણ સાથે છે; એટલે જ્યાં સુધી મારી પાસે આ લાકડી છે, ત્યાં સુધી મારો વાળ કોઈ વાંકો કરી શકે તેમ નથી." આ પ્રમાણે મનમાં વિચાર કરીને તે યુવકે તે રમણીને કહ્યું કે: "જ્યાં સુધી તું મને આ ફૂલનો ભેદ નહિ બતાવે ત્યાં સુધી હું અહીંથી પાછો ફરીશ નહિ." આ સાંભળી તે સુન્દરીએ કહ્યું કે:—

"અરે, ભલા યુવક! તું હાથે કરીને આફતને શામાટે વ્હોરી લે છે?" તે આટલું બોલી તેટલામાં તો ચારે બાજૂએથી બૂમ મારતા તથા હલ્લો મચાવતા લુટારા ત્યાં આવી પહોંચ્યા અને તત્કાળમાં તેમની અને રાજપુત્રની વચ્ચે ઝઘડો ઉત્પન્ન થયો. સર્વ લુટારા રાજપુત્રને મારવાના ઇરાદાથી આગળ વધ્યા, પરન્તુ રાજપુત્રની સાથે આવેલા પચાસ લુટારા કે જેઓ ત્યાંથી થોડે દૂર ઉભા હતા, તેમને સીટી વગાડીને ઇશારાથી રાજપુત્રે બોલાવ્યા અને બન્ને વચ્ચે લડાઈ ચાલી. મહાત્માની આપેલી ડાંગથી રાજપુત્રે કેટલાકને યમધાનીનો રસ્તો બતાવ્યો અને તેના સાહસી તથા બહાદુર સાથીઓએ કેટલાકોને પરલોકપ્રયાણ કરાવ્યું. આથી અંતમાં રાજપુત્રનો જય થયો અને તેને મારવા આવેલા લુટારા માર ખાતા ત્યાંથી જીવ લઇને નાઠા. રાજપુત્રે પછી મંદિરની અંદર પ્રવેશ કરીને તે યુવતીને કહ્યું કે: "હવે તારે મને તારો સર્વ વૃત્તાન્ત કહેવો જ પડશે." રાજપુત્રના આગ્રહને જોઇને તે રમણી બોલી કે: "વારુ, તે સાંભળીને તમો શું કરવા ચાહો છો?" રાજપુત્રે પોતાનો સર્વ વૃત્તાન્ત આદિથી અંત સુધી તેને કહી સંભળાવ્યો એટલે

તે યુવતી બોલી કે: "એ ભેદ તથા એ રહસ્ય બતાવવાની મારામાં શક્તિ નથી; પરંતુ તમે જે સ્થળે કાલિકાનું મંદિર જોયું હતું તથા જ્યાંની તમે વાત કરી તે સ્થાનમાં મને લઈ ચાલો અને એક કાર્ય કરો; તે એક અહીં જેટલાં ફૂલ પડ્યાં છે તે સર્વ તમે સાથે લઈ લ્યો અને આ મંદિરમાં જે મૂર્તિ છે તેને લઇને જ્યાં ફૂલ વહેતાં અટકે છે તે સ્થળે વહેતી મૂકી દ્યો. પરંતુ એક વાત સ્મરણમાં રાખજો કે, તે મૂર્તિ મૂકતી વખતે એક પગલું પાછું ભરજો અને પછી ત્યાંથી પાછા ફરજો તથા કદાપિ પાછું વાળીને જોશો નહિ." આ પ્રમાણેનું તે યુવતીનું કથન સાંભળીને રાજપુત્રે કહ્યું કે: "બહુ જ સારું, હું તારા કહ્યા પ્રમાણે જ કરીશ." તે પછી તેણે લુટારાને સર્વ ફૂલ લઈ લેવાનું કહ્યું અને પોતે મૂર્તિ લેવાને અંદર ગયો. ત્યાર પછી સર્વ લોકો એક સાથે નદીના કિનારે કિનારે ત્યાં ગયા કે જ્યાં ધડ પડેલું હતું.

તે સમયે સાધુ મહાત્મા ધ્યાન લગાવીને બેઠા હતા, એટલામાં તેનું ધ્યાન ટૂટી ગયું અને સર્વ વાર્ત્તા મંત્રસિદ્ધિથી જાણીને તે તરત જ નદી કિનારે ગયો. સાધુને જોતાં જ તે યુવક બોલ્યો કે: "સ્વામીજી! હવે મારે શું કરવું તે કૃપા કરીને બતાવશો?" યોગી મહાત્માએ કહ્યું કે: "તું શાંતિ રાખ, સર્વ સારું થશે." એમ કહીને તેમણે કમણ્ડલુમાંથી જળ લઇને તે ધડપર જ્યાં છાંટ્યું, ત્યાં તેનું માથું પાછું આવીને તે ધડ સાથે ચોટી ગયું; તે પછી કાલિકા દેવીના મંદિરમાંથી બ્રાહ્મણને બોલાવીને સર્વ પશ્ચિમ દિશામાં આવેલા કાલીના મંદિર તરફ ચાલ્યા. ત્યાં ગયા પછી તે યુવતીએ એક એક ફૂલ પાણીમાં નાંખવા માંડ્યું અને તે પાણીમાં પડતાં જ પાણીની નીચેથી સન સન અવાજ થવા લાગ્યો. જ્યારે સર્વ ફૂલ પાણીમાં નખાઈ રહ્યાં, ત્યારે અંદરથી એક અવાજ સાથે એક પેટી ઉપર તરી આવી. સાધુએ મસ્તકહીન મનુષ્યને તે પેટી લાવવા કહ્યું, એટલે તે યુવક તરત જ તે પેટી લેવાને ગયો; પણ જ્યાં તેણે પેટી ઉપાડી, ત્યાં તે પેટીનો માલિક રાક્ષસ સણુ સણાટ કરતો વાવાઝોડાની માફક દોડતો ત્યાં આવી પહોંચ્યો. બન્ને વચ્ચે સખ્ત ઝપાઝપી ચાલી એટલે સાધુએ મંદિરમાંથી બોલાવી લાવેલા બ્રાહ્મણને કહ્યું કે: "હવે તારો બલિ આપવાનો સમય થયો છે." આ પ્રમાણેનું તે મહાત્માનું કથન સાંભળીને મંદિરમાંથી એક સ્ત્રી તલ્વાર લઇને ત્યાં આવી પહોંચી અને તે બ્રાહ્મણના હસ્તમાં આપી. તે બ્રાહ્મણે જરા પણ વિલંબ ન કરતાં તે તલ્વાર તે રાક્ષસની ગરદનપર ઝુકાવી અને તે સાથે રાક્ષસનું માથું જુદું થયું અને નૃત્ય કરવા લાગ્યું એટલે તે પેટીનું દ્વાર પોતાની મેળે જ ઉઘડી ગયું. તે પેટી જેવી ઉઘડી તેવી જ

અંદરથી એક સુંદર યુવતી બહાર આવી અને જે યુવતીએ પાણીમાં ફૂલ નાખ્યાં હતાં તેને ગળે બાઝી પડી. દૈત્યના બે કકડા થતાં જ તેના લોહીના છાંટા તેની સાથે લડનાર પેલા મસ્તકહીન મનુષ્યને ઉડ્યા, અને તેથી તરત જ તે મનુષ્યમાંથી ચમેલીનું ઝાડ બની ગયો અને તેની ડાળીમાં એક ફૂલ પણ વળગેલું જોવામાં આવ્યું.

રાજપુત્ર આ સર્વ જોઇને આશ્ચર્યમાં લીન થઈ ગયો અને બન્ને યુવતીઓએ આવીને મહાત્મા યોગિરાજને પ્રણામ કરી તેના પગની ધૂળ પોતાના માથે ચઢાવી. તે પછી રાજપુત્રે જે યુવતી સાથે વીંટી બદલી હતી તેની સાથે તે મહાત્માએ તેનો વિવાહ કરી આપ્યો અને ત્યાં જ સર્વ સમક્ષ તેમનો હસ્તમેળાપ કરાવીને શુભાશીર્વાદ આપ્યો. પછી તેણે બીજી યુવતી કે જે નદીના તીરે બેસીને આખો દિવસ ફૂલ વીણતી હતી, તેને કહ્યું કે:—"બાળા! તું એક કાર્ય કર; આ સામે જે ચમેલીનું ઝાડ છે તે પરથી એક ફૂલ તોડીને તારા સાળૂના છેડામાં મૂક અને પછી તે ફૂલ લઇને દક્ષિણ તરફ પ્રસ્થાન કર અને માર્ગમાં જે કોઈ મનુષ્ય તને પ્રથમ મળે તેને તે આપી દેજે. ફૂલ આપીને તું તરત જ ત્યાંથી પાછી ફરજે અને તને પાછળથી કોઈ ગમે તેટલી બૂમો મારે તો પણ તું પાછું વાળીને જોઇશ નહિ; પણ સીધી આવીને આ ચમેલીના ઝાડ તળે બેસી જજે. તું જેને ફૂલ આપે તે યુવક જો તારી પાસે આવીને તારી સાથે વિવાહ કરવાની ઇચ્છા દર્શાવે, તો તું કહેજે કે જે ડાળીમાંથી ફૂલ તોડવામાં આવ્યું છે તે ડાળીએ પાછું તે જ ફૂલ ચોંટાડી આપો તથા લાવી આપો તો હું તમારી સાથે વિવાહ કરું; નહિ તો નહિ." એ સાંભળીને તે રમણી તરત જ તે ફૂલ તોડીને દક્ષિણ તરફ ચાલી, પરન્તુ થોડે દૂર જતાં તેને પ્રથમ એક યુવક સાધુ મળ્યો. તેથી તેના મનમાં એમ આવ્યું કે સાધુ સાથે વિવાહ કરવો એ ઠીક નહિ, એટલે તે ફૂલ લઇને પાછી ફરીને ચમેલીના ઝાડ પાસે ગઈ તો ઝાડની ડાળીમાં ફૂલને બદલે રાક્ષસનું માથું જોયું. આ જોઇને તે અત્યંત ગભરાઈ, અને ભયને લીધે તેના હોશ ઉડી ગયા. તે પછી તે આમ તેમ જોતી તથા સાધુને શોધતી, તે સાધુના કુટીર પાસે આવી પહોંચી. સાધુએ તેને જોઇને કહ્યું કે; "અરે, બાળા! તું એકલી અહીં કેમ આવી?" તે યુવતીએ ભયથી ધ્રૂજતાં સર્વ વાત સત્ય રીતે જણાવી દીધી અને તે સાંભળીને સાધુએ તેને કહ્યું કે: "મેં તને જે કાંઈ કરવાનું કહ્યું છે, તેમાં જરા પણ ભૂલચૂક કર્યા વિના કાર્ય કર; નહિ તો વિના કારણ વિપત્તિમાં આવી પડીશ." આ સાંભળીને તે તરુણ સાધુ પાસે તે યુવતી પુનઃ ફૂલ લઇને ગઈ અને તે સાધુની પાસે જઇને તેણે તે ફૂલ સાળૂના છેડામાંથી

લઇને તે નવયુવક સાધુના હાથમાં પડે એવી રીતે ફેંકી દીધું અને પોતે શીઘ્ર જ પાછી વળી.

તે તરુણ સાધુ અન્ય કોઈ નહિ, પણ રાજપુત્રનો પ્રિય મિત્ર મંત્રિપુત્ર જ હતો. તેણે તે રમણીને ઉભા રહેવાને માટે બે ત્રણ વાર મોટી મોટી બૂમો મારીને કહ્યું, પરન્તુ સાધુ મહાત્માની સૂચના પ્રમાણે તે યુવતીએ પાછું વાળીને જોયું નહિ તેમ ઉભી પણ રહી નહિ. તે પછી તે ત્યાંથી સીધી આવીને તે ચમેલીના વૃક્ષ નીચે બેસી ગઈ અને તેણે ઝાડપર નજર કરી તો રાક્ષસનું માથું તેના જોવામાં આવ્યું નહિ. તે સાધુ મંત્રિપુત્ર તરત જ તેની પાછળ પાછળ ચાલ્યો આવ્યો અને તેને ચમેલીના ઝાડ નીચે બેઠેલી જોઇને મનમાં અત્યંત પ્રસન્ન થયો. તેનાં જ્ઞાન, ધ્યાન, જપ, યોગ સર્વ એ યુવતીમાટે જ હતાં, પણ આ યુવતી તે જે ધારતો હતો તે જ નહોતી, પણ તેની નાની બ્હેન હતી. તે સમયે ખુશીનો માર્યો તે યુવક આ વાત સમજી શકયો નહિ, અને તેથી તેણે આવીને તેની સાથે વિવાહ કરવાનો હઠ કર્યો તથા આગ્રહ દર્શાવ્યો; એટલે તે યુવતી બોલી કે: "જો તમે આ ચમેલીના ઝાડની ડાળીપર ફૂલને પાછું ચોંટાડશો, તો હું તમારી સાથે વિવાહ કરીશ." તે તરુણ સાધુએ તરત જ પોતાના મંત્રબળ તથા યોગબળથી તે પ્રમાણે કર્યું, એટલે તે ચમેલીનું ઝાડ તરત જ ત્યાંથી અદૃશ્ય થયું અને તેના બદલામાં તે સ્થળે એક કૂતરો જોવામાં આવ્યો. મંત્રિપુત્ર આ અદ્ભુત દૃશ્યને જોઇને વિસ્મય પામ્યો અને તે કૂતરાને તે યુવતીનો છેડો પકડીને પોતાની પાસે આવતો જોઇને તેના આશ્ચર્યનો તથા પ્રસન્નતાનો પાર રહ્યો નહિ. તે રમણીને ત્યાર પછી સ્વયં તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા થઈ અને તેથી બન્ને પૂર્વોક્ત સાધુ મહાત્મા પાસે આવ્યાં ને તેમની સાથે કૂતરો પણ ત્યાં આવ્યો. સર્વના ત્યાં આવ્યા પછી એક બીજાનો પરિચય થયો અને સર્વની અરસપરસ ઓળખાણ થઈ, અને રાજપુત્ર તથા મંત્રિપુત્રની ઇચ્છા પણ આજે પરિપૂર્ણ થઈ. પછી તેમણે યોગી મહાત્મા પાસે સ્વદેશ પાછા ફરવાની આજ્ઞા માગી, એટલે સાધુ મહાત્માએ આશીર્વાદ આપતાં કહ્યું કે: "જ્યાં સુધી આ કૂતરો હયાત રહેશે, ત્યાં સુધી આ રમણીઓપર કોઈ પણ પ્રકારની આપત્તિ વિપત્તિ આવશે નહિ માટે તમે એને સાચવીને પાળજો તથા એની સારી રીતે સંભાળ રાખજો." તે પછી તે સર્વ તે મહાત્મા યોગીશ્વરની રજા લઇને કૂતરા સહિત પોતાના દેશ તરફ પાછાં ફર્યાં અને સુખ તથા શાન્તથી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.



# હીરા દૈત્યની લીલા

એક બ્રાહ્મણ દંપતી અત્યંત દીન તથા દુઃખી હતાં, અને તેમને કેટલાક યજમાનો હતા તેપર તેમનું ગુજરાન ચાલતું હતું. સદ્‍ભાગ્ય કે દુર્ભાગ્યવશ તેમને સાત પુત્ર ને સાત પુત્રી હતાં, પરન્તુ એકએક કરીને સર્વ સંતાનો કાળવશ થયાં હતાં; અંતે પતિપત્ની જ જીવતાં રહ્યાં અને થોડા વર્ષમાં તે બ્રાહ્મણની ધર્મપત્ની પણ પરલોકમાં પ્રયાણ કરી ગઈ. આ સર્વ શોકથી બ્રાહ્મણ અત્યંત ચિંતાગ્રસ્ત થયો અને તેને ચારે તરફ અંધકાર ભાસવા લાગ્યો, એટલે તેણે સ્વગત વિચાર કર્યો કે: "હવે પૃથ્વીપર જીવીને કરવું શું?" એ કારણથી તેણે તીર્થયાત્રા કરવાનો વિચાર કર્યો અને તે માટેની તૈયારી કરવા માંડી. તેણે ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં અને પોતાના યજમાનોની પાસે રજા લેવાને ગયો. તેના યજમાનો તેનો આવો મનોરથ જોઇને અત્યંત શોક કરવા લાગ્યા, અને અન્તમાં સર્વએ એકત્ર થઇને તેને થોડા ઘણા રૂપિયા વાટ ખરચ માટે આપ્યા. બ્રાહ્મણે રૂપિયા એક નાના કકડાને છેડે બાંધી તે પોટલીને પોતાના કમરબંધમાં બાંધી લીધી અને તે પછી સર્વને આશીર્વાદ આપીને ઘરમાંથી ચાલી નીકળ્યો.

ચાલતાં ચાલતાં તે બહુ દૂર નીકળી ગયો, અને જ્યારે તેને ભૂખ લાગી ત્યારે તેણે એક દુકાન આવતાં થોડું ઘણું ખાવાનું લીધું. હવે જે સમયે તેણે ખાવાનું લેવાને કમરબંધમાંથી રૂપિયાની કોથળી–પોટલી-કાઢી, તે વખતે તે દુકાનની પાસે ફરતો એક ચોર તે જોઈ ગયો અને તેથી તેણે બ્રાહ્મણનો પીછો પકડ્યો. તે બ્રાહ્મણે જો કે સાધુનો વેશ ધારણ કર્યો હતો, પરંતુ તે કાંઈ સંન્યાસી નહોતો. હવે ચોર બ્રાહ્મણના રૂપિયા પડાવવાને માટે તેનો ચેલો બનવાને તૈયાર થયો અને નાના પ્રકારની વાતો કરીને તે બ્રાહ્મણને ઉડાવવા તથા ફોસલાવવા લાગ્યો. બ્રાહ્મણે તેને કહ્યું કે: "ભાઈ! હું સાધુ નથી, તેમ છતાં પણ જો તારે દેશ પરદેશ જોવા હોય તો મારી સાથે ચાલ; મારી કાંઈ ના નથી." ચોરે ઉત્તર આપ્યું કે: "ગુરુજી! હું આપની સાથે રહીને આપની સેવા કરીશ." બ્રાહ્મણના મનમાં એમ આવ્યું કે: "એક માણસ જો સેવા શુશ્રૂષામાટે સાથે હોય તો તેમાં શી હરકત છે?" આ વિચારથી તેણે ચોરને કહ્યું કે: "વારુ, ભાઈ! જો તારો એવો જ વિચાર હોય તો મારી સાથે ચાલ, હું તને ખુશીથી મારો ચેલો બનાવીશ." સાધુનું આ ભાષણ સાંભળીને ચેલારામ અગાધ ભક્તિ દર્શાવવા લાગ્યા, કેમકે ઠગલબાજનું તો એ જ લક્ષણ છે કે બાહ્યરૂપથી ભક્તિભાવ બને તેટલો પ્રદર્શિત કરવો. એ પછી તે સાધુ મહારાજે તથા તેના ચેલારામે

આગળ ચાલવા માંડયું, પરંતુ થોડે દૂર જતાં એક પર્વત તેમના જોવામાં આવ્યો અને તે સ્થાન રમણીય હોવાથી તથા ત્યાં પાણી અને ફળ ફૂલાદિની સારી સગવડ હોવાથી તેઓ તે સ્થળે જ એક પર્ણકુટી બાંધીને રહ્યા.

એક દિવસ બ્રાહ્મણે પાસેના પર્વતપર ચઢીને જોયું, તો ત્યાં પત્થરની સાથે સાથે અસંખ્ય હીરા પડેલા તેને દેખાયા, આથી તેણે થોડા હીરા એકઠા કરીને પોટલીમાં બાંધ્યા અને તે પોટલી લાવીને તેણે પર્ણકુટીમાં મૂકી. ચેલારામે તે પોટલી જોઇને ગુરુને પૂછ્યું કે: "ગુરુ મહારાજ! આ પોટલીમાં શું છે?" બ્રાહ્મણે ઉત્તર આપ્યું કે: "એ જાણવાથી તને શો ફાયદો થવાનો છે? એ સર્વ એક જાતના પત્થર છે." ચેલો તે સમયે તો કાંઈ બોલ્યો નહિ, અને સાધુબાવા કયારે સૂઈ રહે છે, એની વાટ જોવા લાગ્યો. બ્રાહ્મણ ચેલારામનો એ ભાવ કળી ગયો, અને તેથી તે તે દિવસે આખી રાત જાગતો જ પડી રહ્યો. સાધુને આ પ્રમાણે પડેલો જોઇને ચેલાના મનમાં એમ આવ્યું કે: "સાધુ મહારાજ સૂઈ ગયા છે; અને એની ખાતરી કરવાને તેણે બે ત્રણ બૂમ પણ મારી; પરંતુ જ્યારે તેને કાંઇ પણ જવાબ મળ્યો નહિ, ત્યારે તેણે સાચવીને તે સાધુબાવાની પોટલી બગલમાં લીધી અને તરત જ ત્યાંથી નવને બે અગિઆર ગણી ગયો. સાધુ આ સર્વ જોતો હતો તથા જાણતો હતો, છતાં પણ તે સમયે તે કાંઈ પણ બોલ્યો નહિ.

કુટીરથી થોડે દૂર જતાં ચોરે (ચેલારામે) ઉતાવળે પગલે ચાલવા માંડયું, પરંતુ એટલામાં સામેથી તેણે એક પ્રકાશને આવતો જોયો. તે પ્રકાશ એવો તેજસ્વી હતો, કે તેની તરફ એક નજરે જોઈ શકાતું નહોતું. ચોરે તે તરફ નજર કરી એટલે તેને તે પ્રકાશ કયાંથી આવે છે તે જોવાની ઇચ્છા થઈ, અને તે કારણથી તે વારંવાર તે રોશની તરફ જોવા લાગ્યો. એ પછી તેને જાણે કોઈ જબરદસ્તીથી ખેંચતું હોય તેમ તે તે બાજૂ જવા લાગ્યો એટલે કે ખેંચાવા લાગ્યો અને જ્યાં તે થોડે દૂર પહોંચ્યો, એટલે તેણે ત્યાં એક લાવણ્યવતી સ્રીને જોઈ તથા તેની પાસે એક બલાઢ્ય પુરુષને ઉભેલો જોયો. તે પુરુષની નજર તે ચોરપર પડી, એટલે તેણે તેને એવો તમાચો માર્યો કે તે ચોરનું માથું ફરી ગયું; એટલું જ નહિ, પણ તેણે તેની પાસેથી તે પોટલી પણ છીનવી લીધી. પછી જ્યારે તે સ્વસ્થ થયો તથા તેના હોશ ઠેકાણે આવ્યા, ત્યારે તે સ્થળે પ્રકાશ તેના જોવામાં આવ્યો નહિ તેમ સ્રી પુરુષ પણ તેના જોવામાં આવ્યાં નહિ. આથી તે ગાલ પંપાળતો પંપાળતો ચુપચાપ આવીને પાછો કુટીરમાં સૂઈ ગયો અને તેણે એવો ઢંગ બતાવ્યો કે જાણે તે કયાંય બહાર ગયો જ નહોતો.

બીજે દિવસે સવારે સાધુએ ઉઠીને જોયું, તો ચેલારામને પાસે સૂતેલો જોયો; પણ હીરાની પોટલી જોઈ નહિ. એથી બ્રાહ્મણે તેને જગાડ્યો અને પ્રશ્ન કર્યો કે: "કેમ ચેલારામ! મારી ગાંસડી તું રાતે લઇને ક્યાં મૂકી આવ્યો?" ચેલારામે ઉત્તર આપ્યું કે: "ગુરુજી! આપ આ શું બોલો છો! હું રાત્રિનો અહીં જ સૂતેલો છું, અન્ય સ્થળે કે કુટીરની બહાર હું ગયો જ નથી. હું આપની પોટલી લઇને આવા અજાણ્યા સ્થળમાં ક્યાં મૂકી આવું વારુ?" બ્રાહ્મણે એ સાંભળીને કહ્યું કે: "ચેલારામ! એ બધી તારી ચાલાકી રહેવા દે: કારણ કે, જો તારા મનમાં એમ હોય કે હું એ વાત જાણતો નથી તો તારી સમજમાં ભૂલ છે. હું રાત્રિએ જાગતો જ પડ્યો હતો અને મેં તને પોટલી લઇને બહાર જતાં જોયો હતો; માટે હવે અસત્ય ન વદતાં સાચી વાત જણાવ." ચેલારામ અચકાતા અચકાતા બોલ્યા કે: "ગુ–રુ–જી!" બ્રાહ્મણે તેને બોલતાં અટકાવીને કહ્યું કે: "તારી એ ચાલબાજી હવે રહેવા દે; તું તો બહુ ઉસ્તાદ ચેલો નીકળ્યો ને શું! જો તને એટલો બધો લોભ હતો, તો પછી સ્પષ્ટ રીતે મારી પાસેથી ધન માગી લેવું હતું; હું તને એથી પણ વિશેષ આપત. વારુ પણ તું તેને સંતાડીને કેમ પાછો ફર્યો?" ચેલારામે પછી શાન્તતાથી સર્વ વાત કહી સંભળાવી અને તે સાંભળીને બ્રાહ્મણે કહ્યું કે: "તું મારી સાથે ચાલ અને તારે જોઇએ તેટલા હીરા લઇ જા." તે પછી તે બ્રાહ્મણ પર્વતપર જઇને અસંખ્ય હીરા ઉપાડી લાવ્યો અને તે સર્વ હીરા તેણે ચેલાને આપીને કહ્યું કે: "તારે હવે ચેલા બનીને રહેવાની જરૂર નથી; હવે તું તારે નગરમાં જા અને નગરશેઠ બનીને રહે." આમ કહીને તે બ્રાહ્મણે તેને અસંખ્ય અમૂલ્ય હીરા આપીને ત્યાંથી વિદાય કર્યો.

આ બાજૂ બ્રાહ્મણે પોતાના મનમાં વિચાર કર્યો, 'કે રાત્રિનો આમલો જે ચેલારામે કહ્યો તે કોઈ પણ પ્રકારે જોવો તો જોઇએ.' એથી તે રાત્રિ ક્યારે થાય, તેની રાહ જોવા લાગ્યો અને સંધ્યા સમય થતાં જ તેણે પહાડ તરફ ધીમે ધીમે પ્રયાણ કરવા માંડ્યું. કેટલાક સમય પછી રાત્રિ પડી એટલે તેણે દૂર એક ઝગમગતો પ્રકાશ જોયો અને તેને જોતાં જ તે સમજી ગયો કે ચેલારામે કહ્યો તે જ આ પ્રકાશ હોવો જોઇએ. પછી તેણે સાવધાનીથી ધીમે ધીમે ચાલવા માંડ્યું અને તે પહાડપરથી એક રસ્તો જે નદી તરફ જતો હતો તે રસ્તે ગમન કરવા માંડ્યું. થોડે દૂર જતાં એક ઝાડ આવ્યું એટલે તે તે ઝાડની એક ડાળીપર ચઢીને બેઠો; કારણ કે, તે સ્થળેથી પહાડપરનો ભાગ સ્પષ્ટતાથી જણાતો હતો. ધીમે ધીમે તે પ્રકાશ પણ તેની નજ-

દીકમાં આવતો જણાયો અને તે છેક નિકટમાં આવતાં તેણે એક પુરુષના હાથમાં ચમકતો અને ઝગમગાટ કરતો એક ગોળો જોયો. તે ગોળામાંથી વીજળી પ્રમાણે પ્રકાશ નીકળતો હતો અને તે પુરુષ એક હાથમાં તે ગોળો લઇને અને બીજા હાથથી એક સુંદરીનો હસ્ત ઝાલીને તેની તરફ ધીમે પગલે ચાલ્યો આવતો હતો. બ્રાહ્મણુ થોડીવાર સુધી તેમની તરફ જોઈ રહ્યો અને વિસ્મય પામ્યો તેમ જ સર્વ ઘટના આતુરતાથી જોવા લાગ્યો. તે પુરુષ તે સ્ત્રીને લઇને નદી તરફ ગયો એટલે તે બ્રાહ્મણે ધીમે ધીમે તેમની પાછળ જવાનો વિચાર કર્યો. એ પછી તે ઝાડપરથી નીચે ઉતરીને તેમની પાછળ નદી તરફ ગયો અને થોડે છેટે આવેલા એક પત્થરની આડમાં ઉભો રહ્યો. તેણે ત્યાર પછી તે નદીમાં એક લાકડાનું મોટું પાટીઉં તરતું જોયું અને તે પુરુષને તથા તે સ્ત્રીને તેનાપર બેસતાં જોયાં. તે પુરુષે પોતાના હાથમાંનો ગોળો તે પાટીઆને અડકાડ્યો, એટલે એક મોટો અવાજ થયો અને તે સાથે તે લાકડાના તખ્તા સહિત તે સ્ત્રીપુરુષ નદીની અંદર ચાલ્યાં ગયાં. બ્રાહ્મણુ આ જોઇને આશ્ચર્યચકિત થયો અને થોડીવાર શાન્તતાથી ઉભો રહ્યા પછી તે ત્યાંથી કુટીર તરફ પાછો ફર્યો.

પર્ણકુટીમાં આવ્યા પછી બાકીની રાત્રિ બ્રાહ્મણે વિચારમાં જ ગાળી. જો કે તેણે ઉંઘવાનો બહુ બહુ પ્રયત્ન કર્યો પણ તેને નિદ્રા આવી નહિ. તેણે મનમાં ને મનમાં પણ કરી લીધું, 'કે આ ઘટનાનું રહસ્ય તો અવશ્ય જાણવું જ જોઇએ અને હું જીવના જોખમે પણ એનો પત્તો લગાડીશ.' આ વિચારથી તે બીજે દિવસે રાત્રિનો સમય થતાં તે નદીના કિનારે જઇને તે જ પત્થરની પાછળ ગુપ્ત રીતે બેઠો. થોડીવાર પછી જ્યારે સ્ત્રી તથા પુરુષ પ્રકાશ સહિત પર્વત તરફ આવતાં તેને દેખાયાં, એટલે તરત જ નદીમાં જઇને લાકડાનું પાટીઉં પકડીને જળમાં શ્વાસ ઉંચો ચઢાવીને બેસી રહ્યો. તે પુરુષે રોજના નિયમ પ્રમાણે સ્ત્રીને પ્રથમ લાકડાના તખ્તાપર ચઢાવી અને પોતે પણ તેપર બેઠો અને પછી તેણે તે ગોળો તે પાટીઆને અડકાડ્યો એટલે પૂર્વ પ્રમાણે એક ભીષણ ધ્વનિ સહિત તે તખ્તો પાણીમાં અદૃશ્ય થઈ ગયો. બ્રાહ્મણુ તે તખ્તો ઝાલીને જળમાં બેઠો હતો, આથી તે પણ લાકડાના તખ્તાની સાથે પાણીની અંદર તે સ્ત્રીપુરુષની સાથે સાથે ગયો.

બ્રાહ્મણે તે લાકડાનો તખ્તો જોરથી પકડ્યો હતો એટલે તેને જતાં જરા પણ હરકત આવી નહિ અને અંદર જઇને તેણે જોયું તો એક વિશાળ મહેલ તેના જોવામાં આવ્યો. તે તખ્તો તે મહેલના દરવાજા પાસે જઇને અથડાયો એટલે દરવાજો તત્કાળ ઉઘડી ગયો. તે પછી

તે પુરુષ તે સ્ત્રીને લઇને મહેલની અંદર ગયો અને બ્રાહ્મણુ દરવાજાની આડમાં જ ઉભો રહ્યો. તે પુરુષે અંદર જઇને પ્રકાશને એક બાજૂ રાખ્યો અને ત્યાર પછી તે બન્ને ખાવા બેઠાં; તેમના ભોજનમાં અનેકાનેક ચીજો હતી કે જેનું વર્ણુન થઈ શકે તેમ નથી. કેટલાંએ પ્રકારની મીઠાઈ, ફળ ફૂલાદિ અને તરેહ તરેહનાં પકવાન્ન નજરે પડતાં હતાં તથા મહેલ ખુશબૂથી ભરેલો હતો. બ્રાહ્મણુ અંદર જે કાંઈ થતું હતું તે સર્વ બહારથી બારણુાની તડમાંથી નિરખતો હતો અને તેને કેટલાક દિવસપરની રાજમહેલના જળપાનની વાત યાદ આવતાં પ્રાણુને હથેળીમાં રાખીને ચુપચાપ ઉભો રહ્યો.

કેટલાક સમય સુધી તેમનો આહાર ચાલ્યો અને તે પછી વાર્તાવિહાર તથા હાસ્યવિનોદ ચાલવા માંડ્યો. પછી જ્યારે સવાર થયું એટલે સ્ત્રી એક ઓરડીમાં અને પુરુષ બીજી ઓરડીમાં ચાલ્યાં ગયાં અને બ્રાહ્મણુ આ સર્વ દૃશ્યને જોતો બહાર ઉભો રહ્યો. જ્યારે તેને તે પુરુષના ઉંઘવાની ખબર તેના બોલતાં નસકોરાંપરથી પડી, ત્યારે તે ધીમે ધીમે દરવાજાની આડમાંથી નીકળીને તે કોટડીમાં ગયો કે જ્યાં સ્ત્રી સૂતી હતી. સ્ત્રી બ્રાહ્મણુને જોતાં જ વિસ્મય પામી અને અચકાતાં તેણે પ્રશ્ન કર્યો કે: "તમે કોણુ છો? આ સ્થાને તમે કેવી રીતે આવી પહોંચ્યા?" એ સાંભળી બ્રાહ્મણે તેને સર્વ વાત કહી સંભળાવી અને તે સાંભળીને તે યુવતી બોલી કે: "અરે રામ! આ દૈત્યનું સ્થાન છે, માટે તે તને જોતાં જ મારી નાખશે. તારા સદ્ભાગ્યે આખી રાત તેને તારા આગમનની ખબર પડી નહિ, નહિ તો તેણે તને તે જ સમયે મારી નાખ્યો હોત; પરંતુ હવે કાંઈ ગભરાવા જેવું નથી; કારણુ કે, આખો દિવસ તે નિદ્રા લે છે." બ્રાહ્મણે આ સાંભળતાં જ તે રમણીને પૂછ્યું કે: "તું દેવી છે કે દાનવી?" સ્ત્રીએ ઉત્તર આપ્યું કે: "હું દેવી છું, મારાથી તું જરા પણુ ગભરાઇશ નહિ." બ્રાહ્મણે તેને ફરીથી પ્રશ્ન કર્યો કે: "તને આ દૈત્યના પંજામાંથી મુકત થવાની ઇચ્છા નથી થતી?" સ્ત્રીએ કહ્યું: "ઇચ્છા થાય છે, પણુ મારી તે ઇચ્છા શા કામની? મારી આશા તે આશા નહિ, પણુ નિરાશા છે." બ્રાહ્મણે કહ્યું કે: "યુવતી! ધીરી થા; હું દૈત્યના હસ્તમાંથી તારો ઉદ્ધાર કરીશ."

તે યુવતીએ કહ્યું કે: "એ કાર્ય બનવું અશક્ય છે; કારણુ કે, એ તમારી શક્તિથી બાહ્ય કાર્ય છે." બ્રાહ્મણે કહ્યું કે: "બાળા! હું કહું તેમ કર, એટલે હું તને જીવના જોખમે પણુ બચાવીશ." સ્ત્રીએ કહ્યું કે: "આપ મને શું કરવા ફરમાવો છો?"

તે બ્રાહ્મણે ઉત્તર આપ્યું કે: "દૈત્ય જ્યારે તારી સાથે હાસ્ય-

વિનોદ કરે, ત્યારે તું તેને હું કહું તે પ્રમાણે કહેજે. તારે તેને એમ કહેવું કે, તમે મને એકલીને પાતાલપુરીમાં રાખો છો એ ઠીક કરતા નથી; કારણ કે અચાનક જો આપનું મૃત્યુ થશે, તો પછી મારી શી દશા થશે? આનું તે તને જે ઉત્તર આપે તે કાલ સુધીમાં તું મને જણાવજે, એટલે તે પ્રમાણે હું યુક્તિ રચીશ." સ્ત્રીએ કહ્યું કે: "બહુ જ સારું."

પછી જ્યારે રાત પડી ત્યારે દૈત્ય નિદ્રામાંથી જાગ્રત થયો અને રોજની પેઠે તે સ્ત્રીને લઇને પહાડપર ફરવાને ગયો. બ્રાહ્મણ તે દિવસે બહાર નીકળ્યો નહિ, કિન્તુ પર્ણકુટીમાં જ બેસી રહ્યો. તે પછી પહાડપર ફરતાં વાતની વાતમાં તે સ્ત્રીએ બ્રાહ્મણના કહ્યા પ્રમાણે તે દૈત્યને કહ્યું કે: "તમે મને પાતાલપુરીમાં એકલી રાખો છો એ ઠીક કરતા નથી; કારણ કે, કદાચિત્ આપનું અકસ્માત્ મૃત્યુ થશે તો મારું શું થશે?" દૈત્યે કહ્યું કે: "હું ક્યાં મરવાનો છું, કે જેથી તેની તને ચિંતા રાખવી પડે?"

સ્ત્રીએ કહ્યું કે: "જન્મ્યું તે મોડું વહેલું એક દિવસ તો અવશ્ય મરશે; કારણ કે, પ્રત્યેકને માથે મૃત્યુ તો છે જ." દૈત્યે કહ્યું કે: "મનુષ્ય માત્ર મરણને વશ છે; પરંતુ મારું મરણ મારા હાથમાં છે. જે આ પ્રકાશ મારા હસ્તમાં છે, તેમાં જ મારો પ્રાણ વસે છે. જ્યારે આ ગોળો મારા હાથમાંથી ચાલ્યો જશે, ત્યારે જ મારું મૃત્યુ થશે."

તે યુવતી એના પૂર્ણ રહસ્યને જાણવાના આશયથી બોલી કે: "તમે મારા મનનું સમાધાન કરવાના વિચારથી મને સમજાવો છો તથા બનાવો છો; કારણ કે, તમે જ્યારે દરવાજો બંધ કરીને સૂઈ રહો છો ત્યારે તો આ ગોળો તમારા હાથમાં હોતો નથી, તો પછી તમે કેવી રીતે જીવી શકો છો?" દૈત્યે કહ્યું કે: "કેવળ હાથમાં ગોળો ન હોય એથી જ મારું મૃત્યુ થાય એમ નથી, એટલે ગોળો પાસે હોય તોય શું અને ન હોય તોય શું?" સ્ત્રીએ પ્રશ્ન કર્યો કે: "ત્યારે શું તમારું મૃત્યુ થશે જ નહિ? તમે વિના કારણ વાત ઉડાવી મને બનાવો છો."

દૈત્યે કહ્યું કે: "તે જાણીને તું શું કરીશ?"

તે સ્ત્રીએ કહ્યું કે: "વારુ, ત્યારે અત્યાર સુધી જે વાત થઈ, તે તો સર્વ અસત્ય જ થઇને? કોઈ દિવસ કદાપિ અણધારી આફત આવે તો હું શું કરું? તમે તમારે ભલે આ વાતને હસી કાઢો તથા બનાવો! જેવી તમારી મરજી." આમ કહીને તેણે મુખ બીજી તરફ ફેરવ્યું તથા સહજ મલિન મુદ્રા કરીને તે ઉભી રહી. આ પ્રમાણે તે યુવતીને દીલગીર જોઇને તે દૈત્યે કહ્યું કે:—

"યુવતી! આમ નારાજ ન થા; હું તને તે વાત જણાવું છું. હું એમ જાણુતો હતો કે મારાપર કોઈ પણુ પ્રકારનું સંકટ નહિ આવે, તેથી જ હું તે વાત તને જણાવતો નહોતો; પરંતુ આજે તારો આટલો આગ્રહ છે, તો હું તને તે વાત ખુશીથી જણાવીશ. સાંભળ, આ મહેલની પશ્ચિમે જે ઉદ્યાન આવેલું છે, તેના ખૂણામાં એક ઢાંકણુવાળું ઝાડ છે. તે ઝાડ ચાંદીનું છે તથા તેના પાંદડાં સોનાનાં અને ફળ હીરાનાં છે. તેનાં પાંદડાંનો જ્યારે મારા માથા સાથે સ્પર્શ થશે, ત્યારે જ મારું માથું મારા ધડથી અલગ થઈ જશે, અને હીરાનું ફળ જ્યારે મારી છાતીપર રાખવામાં આવશે, ત્યારે જ મારું મૃત્યુ થશે. તેમ છતાં પણુ જો મારું ધડ પુનઃ મારા માથા સાથે ચોટાડવામાં આવશે તથા પાસે મૂકવામાં કે રાખવામાં આવશે, તો હું પુનઃ જીવતો થઇશ; અને જો આ ગોળો પાસે નહિ હોય, તો મહેલમાંથી નીકળવાનો એક પણુ ઉપાય રહેશે નહિ અને આપણુને આહાર આદિની વસ્તુઓ પણુ મળશે નહિ."

સ્ત્રીએ આદિથી અંત સૂધી તે વાર્ત્તા ધ્યાનપૂર્વક સાંભળી લીધી અને તે પછી તે બન્ને પાતાલપુરીમાં ગયાં. બીજે દિવસે જ્યારે તે દાનવ સૂઈ ગયો, ત્યારે પૂર્વપરિચિત બ્રાહ્મણુ પાતાલપુરીમાં આવ્યો. • તે સ્ત્રીએ સર્વ વાર્ત્તા તેને કહી સંભળાવી અને તે સાંભળ્યા પછી તે બોલ્યો કેઃ—

"હવે કોઈ પણુ પ્રકારની ચિન્તા કરવાની આવશ્યકતા નથી; હું તારો શીઘ્ર જ ઉદ્ધાર કરીશ." એમ કહીને તે તત્ક્ષણુ ત્યાંથી તે વૃક્ષની તપાસમાં ચાલી નીકળ્યો અને આખો દિવસ તેનો શોધ કરતાં આખરે તેને તેનો પત્તો મળ્યો. આખો દિવસ માટી ખોદીને તે વૃક્ષપરથી રૂપા ચાંદીનાં પાંદડાં તથા હીરાનાં ફળો લઇને તે પાછો ફર્યો અને સદર દરવાજા પાસે આવીને તેની આડમાં ચુપકીદીથી ઉભો રહ્યો. રાત્રિના જ્યારે દૈત્ય તે રમણીને તખ્તાપર બેસાડીને પાતાલપુરી તરફ ચાલ્યો, એટલે સમયસૂચકતા વાપરીને બ્રાહ્મણે દરવાજાની આડમાંથી સોનાનું એક પાંદડું લઇને તે દૈત્યના માથા તરફ ફેંકયું અને તે સાથે જ તેનું માથું ત્યાંથી દૂર જઇને પડયું. તેણે તરત જ તેનું માથું ઉઠાવી લીધું અને તેના હાથમાંનો તેજસ્વી ગોળો લઇને દરવાજા પાસે પડેલા તખ્તાને અડકાડ્યો એટલે તે તરત જ બહાર આવ્યો. બ્રાહ્મણે બહાર આવીને તેના માથાને એક કંદરામાં ફેંકી દીધું અને પોતે પાછો પાતાળપુરીમાં આવ્યો. એ પછી તેણે હીરાનું ફળ લઇને તે દૈત્યની છાતી સાથે અડકાડયું એટલે તેનો આત્મા તરત જ યમપુરીમાં ચાલ્યો ગયો.

તે પછી બ્રાહ્મણે તે દાનવની લાશને ઘસડીને એક બાજૂ ફેંકી દીધી અને પછી ખાવાની સર્વ સામગ્રી લાવીને તે તથા યુવતી આહાર કરવા બેઠાં. બ્રાહ્મણ આખા દિવસનો ભૂખ્યો હોવાથી તેણે સારી રીતે પેટપૂજન કર્યું અને તે રાત્રિ તેણે તે સ્થળે જ સ્ત્રી સહિત સુખ-વિલાસમાં વીતાડી. બીજે દિવસે તે સ્ત્રીને દૈત્યપુરીમાંથી લઇને તે પાછો ફર્યો અને માર્ગમાં ચાલતાં ચાલતાં તે બહુ દૂર નીકળી આવ્યો એટલે તેણે માર્ગમાં એક મોટો મહેલ જોયો; ત્યાં જઇને તેણે જોયું તો જે ચેલારામ તેની પાસેથી હીરા લઈ ગયો હતો, તેનું જ આ મકાન જણાયું. ચેલાએ બ્રાહ્મણને જોતાં જ ઓળખી લીધો અને તેથી તેણે તેને આદર પૂર્વક બોલાવી સન્માન આપીને બેસાર્યો.

તે આખો દિવસ ખાઈ પીને પડી રહેતો અને આ બ્રાહ્મણે પણ થોડા દિવસ તેના પૂર્વ ચેલાને ત્યાં જ મુકામ કર્યો એટલે તે પણ તેની સાથે ખાઈ પીને મસ્તરામની માફક પડી રહેવા લાગ્યો. થોડાક દિવસ આમ વીત્યા પછી ચેલારામ બ્રાહ્મણની સાથે આવેલી રમણીપર મોહિત થયો, અને તેનું હરણ કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. બ્રાહ્મણને આ વાતની ખબર થતાં તેણે તે ચોર શિષ્યને કહ્યું કેઃ "પાતાલપુરીમાં હીરાના મોટા મોટા ઢગલા પડ્યા છે અને તું તે લઈ આવીશ તો હજારો સુંદરીઓ તારી દાસી બનીને રહેશે." આ સાંભળીને ચેલારામનું મન લલચાયું અને તેને તે મેળવવાની અત્યંત લાલસા થઈ આવી. બ્રાહ્મણે તેના મનને અત્યંત આતુર થયેલું જોઇને કહ્યું કેઃ "કેમ, અત્યારે તે જોવા ચાલવું છે?" લોભમાં પડેલા ચેલારામે કહ્યું કેઃ "ગુરુજી! હું તો અત્યારે આવવાને તૈયાર છું, અને આપની આજ્ઞાની જ રાહ જોઉં છું." બ્રાહ્મણ, સ્ત્રી તથા ચોર શિષ્ય ત્રણે જણાં તખ્તાપર બેસીને પાતાલપુરીમાં ગયાં અને અંદર ગયા પછી બ્રાહ્મણે પોતાના ચોર શિષ્ય ચેલારામને કહ્યું કેઃ "પશ્ચિમ તરફના બાગમાં જા, અને ત્યાં પડેલા હીરાના ઢગલા-માંથી તારાથી લેવાય તેટલા હીરા તું લઈ લે." આ સાંભળીને તે તે દિશા તરફ ગયો એટલે બ્રાહ્મણ સ્ત્રીને લઇને તરત જ ત્યાંથી બહાર નીકળી આવ્યો અને સુખ તથા વૈભવ વિલાસમાં તે યુવતી સાથે દિવસો વીતાડવા લાગ્યો. હવે જે ચોર અથવા ચેલારામ લોભના માર્યા હીરા લેવા ગયા હતા, તે ત્યાંને ત્યાં જ રહ્યા; કારણ કે, તેજસ્વી ગોળા વિના બહાર અવાય તેમ હતું નહિ અને તે ગોળો બ્રાહ્મણ પાસે હોવાથી તે નિરુપાય ત્યાં જ રહ્યા. અર્થાત્ 'લોભે લક્ષણ જાય' એ લોકોકિત સત્ય ઠરી.



# વામન વીર

એક મોટી નદી હતી અને તે નદીના કિનારે એક વિશાળ વૃક્ષ હતું. તે વૃક્ષની નીચે એક માછીમાર રહેતો હતો, તે જાળ નાખીને દિવસના માછલાં પકડતો હતો અને રાત્રિએ તે વૃક્ષ નીચે પહેરો ભરતો હતો. તેની સાથે તેનો દશ વર્ષનો છોકરો પણ માછલાં પકડવા જતો હતો અને તે પણ પહોર રાત સૂધી પોતાના પિતા સાથે માછલાં પકડતો ને બાકીની રાત તે વૃક્ષ નીચે પોતાના પિતા સાથે ચોકી રાખતો હતો. એક દિવસ સંધ્યા સમય પછી તે છોકરો જાગ્રત થયો, પરંતુ તે વખતે તેનો બાપ ખાવાને ગયો હતો અને ચારે તરફ ઘોર અંધકાર છવાઈ ગયો હતો. અંધકાર એટલો તો ગાઢ હતો, કે તેને પોતાનું શરીર પણ પૂરું દેખાતું નહોતું. આવા સમયમાં તે ઉઠીને ધીમે ધીમે નદી કિનારે ગયો, પણ જાળમાં માછલાં આવ્યા કે નહિ તે તેને અંધકારને લીધે જણાયું નહિ. એટલામાં એક વૃદ્ધ સ્ત્રી કે જે ડાકણ હતી તે વિશાળ વૃક્ષપરથી નીચે આવી અને ચારે બાજૂ નજર ફેરવીને તે નદીના કિનારે ગઈ. જાળમાં મોટાં મોટાં બહુ માછલાં આવેલાં હોવાથી છોકરો એકલો જાળને ખેંચી શકતો નહોતો. આ જોઈને તે ડાકણે તે છોકરાને ગંભીર સ્વરથી કહ્યું કે: "અરે માછીમારના છોકરા! મને એક માછલી આપીશ?" તે છોકરાએ કહ્યું કે: "જો તું જાળને ખેંચવામાં મને સહાયતા કરીશ, તો હું તને એકને બદલે બે માછલી આપીશ." "જીવતો રહે બચ્ચા!" કહીને તે ડાકણે જાળ ખેંચવામાં તે છોકરાને મદદ કરી અને તે છોકરાએ વચન પ્રમાણે બે માછલી કાઢીને તેને આપી અને કહ્યું કે: "અરે દેવી! લે આ બે માછલીઓ." તે ડાકણે વિચાર કર્યો કે: 'જો હું પાસે જઈશ, તો તે મારાથી ડરી જશે અને મને રોજ માછલી આપશે નહિ.' આથી તેણે કહ્યું કે: "તે બે માછલીઓ તું રેતીપર ફેંકી દે." આજ્ઞા અનુસાર છોકરાએ બે માછલીઓ રેતીપર ફેંકી દીધી.

બીજે દિવસે તે ડાકણ પુનઃ માછલી લેવાને ગઈ; પરન્તુ તે દિવસે તે છોકરો ખાવા ગયો હતો અને તેનો બાપ માછલાં પકડવા રહ્યો હતો. તે ડાકણે આવીને તેની પાસે પૂર્વ પ્રમાણે કહ્યું કે: "અરે, માછી! તું મને એક માછલી આપ." તે ડાકણનો એ પ્રશ્ન સાંભળીને તે માછીમાર ડરનો માર્યો કહેવા લાગ્યો કે: "રામ રામ રામ રામ!" તે ડાકણે ફરીથી તેને કહ્યું કે: "માછી તું મને એક માછલી પણ નહિ આપે?" તે માછીમાર જોરથી ધ્રૂજવા લાગ્યો અને રામરામ કહેવા લાગ્યો. તે ડાકણ માછલી લીધા વિના જ તે દિવસે પાછી ફરી, પણ જતી વખતે કહેતી ગઈ કે: "તેં મને માછલી નથી આપી, એથી

હવે તને તારો પુત્ર મળશે નહિ." માછીમાર જાળ લઇને પાછો ફર્યો અને આ બાજૂ તેનો છોકરો પણ ઘેરથી ત્યાં આવ્યો. તે દિવસે સંધ્યા પછી માછલી પકડવાનું માછીએ બંધ કર્યું હતું; છતાં પણ તે માછીમાર રોજ રાતે જાળનો ખખડાટ સાંભળતો હતો. પરન્તુ તે ભયનો માર્યો કાંઈ પણ બોલતો નહોતો અને એ સ્થિતિમાં તેણે ચાર પાંચ દિવસો વીતાવ્યા. તે પછી એક દિવસે રાત્રિના સમયમાં જાળના અવાજથી તેની નિદ્રા તૂટી ગઈ, અને પાસું ફેરવીને જોયું તો તેણે પોતાના છોકરાને પાસે સૂતેલો ન જોયો. રાત્રિ શુકલપક્ષની હોવાથી તેણે પ્રકાશમાં આમતેમ નજર કરી, તો નદીના કિનારા પાસે જાળ સાથે છોકરાને બેઠેલો જોયો. તેણે પછી જઈને જાળ ઉપાડી, પણ તે અત્યંત ભારે હોવાથી ઉપડી નહિ. આ જોઇને તેના છોકરાએ સહજ બળથી તે જાળને બહાર ખેંચી કાઢી. એ જોઇને તે માછીમારનો તો જીવ જ ઉડી ગયો. તે ભયભીત થતો ત્યાં જ ઉભો રહ્યો અને પુનઃ નિદ્રાધીન થયો. તે પછી જ્યારે તે સવારે ઉઠયો ત્યારે તેણે છોકરાને બાજૂમાં સૂતેલો જોયો. તેણે છોકરાને પૂછ્યું કે: "બેટા! રાત્રે તું જાળ લેવાને શામાટે ગયો હતો?"

છોકરાએ ઉત્તર આપ્યું કે: "પિતાશ્રી! કોણ જાણે મને રોજ કોણ અહીંથી લઈ જાય છે અને મૂકી જાય છે, તે કાંઈ મારા સમજવામાં આવતું નથી." માછીમારે વિચાર કર્યો કે: "અરે રામ! અવશ્ય આ સર્વ કારસ્થાન તે ડાકણનું જ હોવું જોઇએ." એથી તે દિવસે તેણે સૂતી વખતે એક દોરડું તે છોકરાની કેડે બાંધીને તે દોરડું પોતાની પાસે રાખ્યું અને રાત્રિનો સમય થતાં જ્યારે તે ડાકણે આવીને દોરડું ખેંચ્યું એટલે તે જાગી ઉઠયો અને છોકરાને સખત રીતે પકડીને બેઠો. આ જોઇને તે ડાકણે ઝૂપડા પાછળથી કહ્યું કે: "તેં તારા પુત્રને આવવા દીધો નહિ, એ તેં ઠીક કર્યું નથી." તે માછીમાર આ સાંભળીને અત્યંત ભયભીત થયો અને રામ રામ કરવા લાગ્યો. તે ડાકણે પુનઃ કહેવા માંડયું કે: "જો તેં સાત દિવસ બીજા જવા દીધા હોત, તો તારા પુત્રમાં પાંચસો હાથીનું બળ આવત; પરંતુ તેં તેને આવતાં અટકાવ્યો એટલે તેનામાં ફકત સો હાથીનું જ બળ આવશે." આટલું કહીને તે ચાલી ગઈ અને તે માછીમારને આખી રાત નિદ્રા આવી નહિ. બીજે દિવસે સૂર્યોદય થતાં જ તે ઉઠયો અને નદીમાંથી જાળ બહાર કાઢી લાવ્યો.

માછીમારના પુત્રમાં એક સો હાથીનું બળ આવ્યું, પણ તે મોટો થયો નહિ અને વામન વીર જ રહ્યો. તેને વામનજી જેવો જોઇને તથા તેની વીરતાને જોઇને સર્વ તેને વામન વીર કહીને બોલાવવા

લાગ્યા. કેટલાક દિવસ પછી એક વખતે વામન વીર નદીમાં નહાવા ગયો હતો, તે સમયે ઘાટપર રાજાનો એક હાથી લઇને મહાવત ત્યાં આવ્યો. ઘાટપર એક નાના તથા બટુક જેવા માણસને જોઇને મહાવતે કહ્યું કે: "અરે, તું કોણ છે? ચાલ, અહીંથી ચાલ્યો જા, બાજૂપર જતો રહે; હું અહીં આ હાથીને ન્હવડાવવા માગું છું." વામન વીરે કહ્યું કે: "હું શામાટે ખસી જાઉં? તારે ગરજ હોય તો હાથીને લઇને બીજા ઘાટપર જા." આ સાંભળી મહાવતે કહ્યું કે: "અરે, આટલું બધું ગુમાન? હું હમણાં જ તને હાથી પાસે કચડાવીને મારી નાખીશ." એમ કહીને તેણે હાથીને તેની તરફ છોડ્યો, એટલે વામન વીરે હાથીની સૂંઢ પકડીને એવો તો જોરથી આંચકો માર્યો કે તે ત્યાંથી બહુ જ દૂર જઇને પડ્યો. મહાવત આ જોઇને ગભરાયો અને તેને હાથીનો પત્તો લાગ્યો નહિ. મહાવતે રાજા પાસે જઇને ફરિયાદ કરતાં કહ્યું કે: "મહારાજ, હું હાથીને નદીમાં ન્હવરાવવા ગયો હતો, પરંતુ એટલામાં એક છોકરાએ આવીને હાથીને સૂંઢ ઝાલીને કોણ જાણે કયાંય ફેંકી દીધો, કે તેની તપાસ કરતાં પણ તેનો પત્તો લાગ્યો નહિ." રાજા આ સાંભળીને મનમાં વિચાર કરવા લાગ્યો, કે મહાવત ગાંડો થઈ ગયો છે નહિ તો તે આવી વાત કરે જ નહિ. વળી પણ તે વારંવાર તેની તે જ વાત કહેવા લાગ્યો એટલે તેણે કોટવાળને કહ્યું કે: "જાઓ, તમે એ છોકરાને પકડી લાવો."

કોટવાળ મહાવતને સાથે લઇને વામનવીર પાસે ગયો અને તે છોકરાને જોઇને કહેવા લાગ્યો કે: "આટલા નાના છોકરાને પકડવામાં મારી શી જરૂર હતી?" તેણે વામનવીરને કહ્યું કે: "કેમ, હરામખોર! ચાલ તને રાજા સાહેબ બોલાવે છે." વામનવીરે કહ્યું કે: "હું કંઈ રાજાનો નોકર નથી તેમ તેનો તાબેદાર પણ નથી. તું જે રસ્તે આવ્યો છે તે રસ્તે ચાલ્યો જા; નહિ તો હમણાં એક થપ્પડમાં તને ધૂળ ચાટતો કરીશ. તું તારે જઇને તારા રાજાને કહેજે કે તે આવતો નથી; જો રાજાને ગરજ હોય તો તે તેની પાસે આવે એમ તે કહે છે." કોટવાળે મનમાં વિચાર કર્યો કે: "કદાચિત્ હું તેને પકડવા જઇશ તો તે મને પણ હાથીની માફક ફેંકી દેશે." આથી તેણે તેને ન પકડતાં આબરૂ તથા ઇજ્જત સાથે પાછા ફરવાનું નક્કી કર્યું અને તે પછી તે મહાવતને લઇને પાછો ફર્યો અને રાજા પાસે જઇને તેણે કહ્યું કે: "મહારાજ! આ રાજ્યમાં એવો એક પણ વીર નથી કે જે વામનવીરને પકડી શકે, માટે આપ સ્વયં ત્યાં નહિ જાઓ ત્યાં સુધી તે આવશે નહિ." આ સાંભળીને રાજાના મનમાં એમ આવ્યું કે એવા વીર પુરષને જોવો તો

જોઇએ, તેથી રાજા સૈન્ય સહિત વામનવીર પાસે આવ્યો. તેનું શરીર જોતાં રાજાના મનમાં એમ આવ્યું, કે આટલા નાના માણસમાં તે એટલું બળ ક્યાંથી હોય? છતાં ખાત્રી કરવામાટે રાજાએ વામનવીરને કહ્યું કે: "અરે, માછીમારના છોકરા! જો તું આ સામેનું ઝાડ મૂળ સહિત ઉખેડી લાવે, તો હું જાણું કે તું વીરનર છે." આ સાંભળી વામનવીરે તે વિશાલ વટવૃક્ષને ઉખેડીને એક બાજૂ ફેંકી દીધું અને તે જોઇને રાજા અત્યંત વિસ્મયચકિત થતો ઉભો રહ્યો. તેને ખાત્રી થઈ કે તે એક અસાધારણ વીર છે, એમાં જરા પણ શંકા નથી; તેણે કહ્યું કે: "વામનવીર! હું તારા શરીર તથા તારા અપૂર્વ બળને જોઇને તારાપર અત્યંત પ્રસન્ન થયો છું, તો શું તું મારું કાર્ય કરીશ?" વામનવીરે કહ્યું કે: "પહેલાં આપ આપનું કામ મને જણાવો એટલે પછી હું હા અથવા ના કહી શકું" રાજાએ કહ્યું કે: "તું મારી સેનાને મલ્લયુદ્ધ શીખવીશ?"

વામનવીરે ઉત્તર આપ્યું કે: "આપની જ્યારે આજ્ઞા છે, તો હું તે શીખવવાને તૈયાર છું." તે પછી બીજે દિવસે વામનવીર રાજમહેલમાં ગયો અને સિપાહીઓને કુસ્તી શીખવવા લાગ્યો. પરન્તુ તેણે એવી રીતે કુસ્તી કરાવવા માંડી કે સાત દિવસમાં રાજાના અડધા સિપાહીઓ દબાઇને મરી ગયા. આથી રાજાની સેનામાં હાહાકાર મચી ગયો અને સર્વના મનમાં ચિન્તા ઉત્પન્ન થઈ. તેમણે રાજા પાસે ઉપસ્થિત થઈ હાથ જોડીને કહ્યું કે: "હે ધર્માવતાર! વામનવીરે સૈન્યના અડધા માણસોને તો કુસ્તી કરાવતાં મારી નાખ્યા છે, માટે તેનો કંઈ ઉપાય થવો જોઇએ." આ સાંભળી રાજાએ વિચાર કર્યો કે, આ તો ખોટું થયું અને તેથી મંત્રીને બોલાવીને તેણે કહ્યું કે: "મંત્રી! હવે શું કરવું ઘટિત છે? કોઈ પણ ઉપાયે એ બલાને દૂર કરવી જોઇએ." મંત્રીએ વિચાર કરવાનું કહીને ત્યાંથી ઘર તરફ પ્રયાણ કર્યું અને ઘેર જઇને તેણે એ વિશેનો વિચાર કરવા માંડ્યો. પૂર્ણ રીતે વિચાર કરીને મંત્રી વામનવીરની સ્ત્રી પાસે ગયો અને તેને લલચાવી તથા ફોસલાવીને લોભ બતાવતાં કહ્યું કે: "આજે દાળ, તથા શાકમાં મીઠું નાખીશ નહિ, કિન્તુ સર્વ મોળું બનાવી રાખજે ને જ્યારે તારો પતિ ઘેર આવે તથા ખાવા માગે તો કહેજે કે આજે મારો જીવ ઠેકાણે નથી અને મારું શરીર સારું નથી." વામનવીરની સ્ત્રીએ મંત્રીએ જેમ કહ્યું હતું તેમ કર્યું અને વામનવીરે ગૃહમાં આવીને ખાવાનું માગ્યું એટલે તેની સ્ત્રી બોલી કે: "આજે મારા જીવને જરા સારું નથી માટે જે કાંઈ બનાવ્યું છે તે કાઢીને ખાઇ લ્યો." આટલું કહીને તે ખાટલાપર સૂઇ ગઇ.

વામનવીરે મોઢામાં જેવો કોળીઓ નાખ્યો કે તરત તેને માલૂમ પડયું કે દાળ તથા શાકમાં મીઠું જરા પણ નથી. આથી ક્રોધને મારે તેણે થાળી ફેંકી દીધી અને ખાધા વિના જ તે ઉઠી ગયો. આ જોઇને તેની સ્ત્રી અત્યંત ગભરાઈ ગઈ અને તરત જ બોલી ઉઠી કે: "તમે ગુસ્સે થશો નહિ, એમાં મારો જરા પણ દોષ નથી. રાજાના મંત્રીએ આવીને મને એમ કરવાનું કહ્યું હતું, છતાં પણ મેં તે માન્ય કર્યું નહોતું; પરન્તુ જ્યારે મને એમ કહેવામાં આવ્યું કે, રાજાની એવી જ આજ્ઞા છે ત્યારે જ મેં એવું કર્યું; નહિ તો કરત નહિ."

વામનવીરે આ સાંભળીને કહ્યું કે: "ત્યારે કાલે તો તું કોઇના કહેવાથી મારો પ્રાણ પણ લઇશ, માટે આજથી હું તારું મુખ જોવા ઇચ્છતો નથી."

એમ કહીને વામનવીર ક્રોધનો માર્યો ઘેરથી ચાલી નીકળ્યો. માર્ગમાં તેણે એક પહેલવાનને વીસ મણનો બોજો ઉપાડીને જતો જોયો. હવે તે પહેલવાન જે લાકડું લઈ જતો હતો તેનો એક છેડો તેણે પોતાના પગથી સહજ દબાવ્યો, એટલે તેણે તરત જ પાછળ નજર કરી તો એક માણસને તે લાકડાને એક છેડેથી દબાવતો જોયો. તેને જોતાં જ પહેલવાને કહ્યું કે: "મારા કરતાં તારું શરીર નાનું છે છતાં તારામાં બહુ જ બળ હોય એમ લાગે છે. વારુ, ભાઈ તું કોણ છે?" વામનવીરે જવાબ આપ્યો કે: "હું ગમે તે હોઉં પણ તું તો એક મોટો પહેલવાન દેખાય છે તેમ જ તારા હૃષ્ટપુષ્ટ શરીરને જોતાં તું બહુ જ બળવાન્ હોય એમ લાગે છે."

આ સાંભળીને પહેલવાને કહ્યું કે: "મારા બળની તું શી વાત કરે છે? જો વામનવીરના બળની વાત તું સાંભળે તો તારા આશ્ચર્યનો પાર રહે નહિ." તેણે તેના ઉત્તરમાં કહ્યું કે: "ભાઈ, વામનવીરના નામથી જે ઓળખાય છે, તે પોતે જ આ સેવક કે જે અત્યારે તારી સમક્ષ ઉભો છે. વારુ, તારું નામ શું છે તે તો કહે?" પહેલવાને ઉત્તર આપ્યું કે: "મારું નામ ચિરાગૂખાં છે. પણ વીર વામન! આપ ક્યાં પ્રસ્થાન કરો છો? હું આપની સાથે જ આવવા માગું છું."

વામનવીરે ઉત્તર આપ્યું કે: "જો તારે મારી સાથે આવવું હોય તો તું આ લાકડું તારે ઘેર મૂકી આવ. તું આવીશ ત્યાં સુધી હું અહીં જ ઉભો રહીશ." ચિરાગૂખાં થોડીવારમાં જ તે લાકડું ઘેર મૂકીને પાછો ફર્યો અને ત્યાર પછી બન્ને સાથે સાથે આગળ ચાલ્યા, માર્ગમાં તેમણે એક માણસને તાડનું ઝાડ કાપીને તેના પાણીથી મોઢું ધોતો

જોયો. એ જોઇને ચિરાગૂખાંએ કહ્યું કે: "તું તો બહુ જ બહાદુર દેખાય છે ને શું? તારું નામ શું?" તેણે ઉત્તર આપ્યું કે: "મારું નામ દતવન મિયાં." ચિરાગૂખાંએ કહ્યું કે: "મિયાં દતવન! તું તો બહુ જ બળવાન્ દેખાય છે ને?" દતવન મિયાંએ જવાબ આપ્યો કે: "અરે, મારા બળ કરતાં તો વામનવીરનું બળ હજાર ગણું વધારે છે; તેના બળની તો વાત જ ન કરશો." આ સાંભળીને વામનવીરે કહ્યું કે: "અરે, ભાઈ! તે વામનવીર હું પોતે જ છું." એ સાંભળી મિયાં દતવન બોલ્યા કે: "વારુ, તો ભાઇઓ! આપ ક્યાં જાઓ છો? હું પણ આપનો સાથીદાર થવા ઇચ્છું છું." વામનવીરે તેને પણ ખુશીથી સાથે લીધો અને તેપછી ત્રણે જણ આગળ ચાલ્યા.

માર્ગમાં જતાં જતાં એક ડોસીને તેમણે તેના ઘર પાસે બેઠી બેઠી રોતી જોઇ. એને આમ રોતી જોઇને દતવન મિયાંએ પૂછ્યું કે: "કેમ ડોસી! તું શા કારણથી રડે છે? તને શું દુઃખ છે?" તે ડોસીએ કહ્યું કે: "ભાઇઓ, મારા દુઃખની તો વાત જ કરશો નહિ; કેમકે, રાજાના હુકમથી રોજ એક એક ઘરના વારા પ્રમાણે એક માણસ રાક્ષસના હવાલે કરવો પડે છે અને તે નિયમ પ્રમાણે આજે મારા છોકરાનો વારો આવ્યો છે, તેથી રાત્રિ થતાં જ રાક્ષસ આવીને મારા પુત્રને લઈ જશે." આમ કહીને તે રોવા લાગી. ડોસીની વાત સાંભળીને વામનવીરે કહ્યું કે: "ડોસી! હવે તું જરા ધીરજ રાખ અને રડ નહિ. અમે તારા પુત્રને બચાવીશું, પણ તારે અમને તારા ઘરમાં સૂવા દેવા પડશે." તે ડોસીએ કહ્યું કે: "એવું મારું પરમ સૌભાગ્ય ક્યાંથી? ભાઇઓ! તમે ખુશીથી મારે ત્યાં રહો. તમે જો મારા પુત્રને બચાવશો તો હું સદાની તમારી દાસી બનીને રહીશ તથા તમારું કલ્યાણ ઇચ્છીશ."

રાત્રિ થતાં જ તે લોકોએ તે ડોસીને તથા છોકરાને ઘરમાં સૂવાડીને બારણું બરોબર બંધ કરાવ્યું અને પોતે આંગણામાં જ સૂતા. થોડો સમય વાતચીતમાં ગાળ્યા પછી વામન વીર તથા ચિરાગૂખાં સૂઈ ગયા અને મિયાં દતવન જાગતા બેઠા. તે પછી જ્યારે મધ્ય રાત્રિનો સમય થયો, ત્યારે રાક્ષસ ભીષણ અવાજ કરતો આવી પહોંચ્યો. તેને આવેલો જોઇને દતવન મિયાં તેની સામા જઇને ઉભા અને તેને પૂછવા લાગ્યા કે: "તું કોણ છે? અહીં કેમ આવ્યો છે?" રાક્ષસે કહ્યું કે:–"હું તને ખાવા આવ્યો છું: કારણ કે, હું રાક્ષસ છું." દતવન મિયાં એ સાંભળીને બોલ્યા કે: "અરે પાગલ! તું મને ખાઇશ!"

આમ વાતની વાતમાં બન્ને વચ્ચે મારામારી થવા લાગી અને બહુવાર સુધી એ પ્રમાણે ચાલ્યા પછી મિયાં થાકી ગયા એટલે તેને

ધક્કો મારી નીચે નાખી દઇને તે (રાક્ષસ) ચિરાગૂખાંપર ધસ્યો. તે જેવો ચિરાગૂખાં પાસે આવ્યો અને તેને જગાડ્યો એટલે તેણે તે રાક્ષસને એક એવો તમાચો માર્યો કે તે તરત જ ચક્કર ખાઇને નીચે પડ્યો. તેના પડવાનો અવાજ થતાંની સાથે જ વામન વીર જાગી ઉઠ્યો અને તેણે રાક્ષસને ઉપરથી એક એવો તમાચો લગાવી દીધો કે તેના સઘળા દાંત મોઢામાંથી બહાર નીકળી આવ્યા અને તે આઘું પાછું જોયા વિના જ નાસવા લાગ્યો; પરંતુ દતવન મિયાંએ પાછળથી આવીને તેનો કાન એવો તો સખ્ત પકડ્યો કે રાક્ષસ મહાત થઈ ગયો, અને તેણે ઉઠીને કહ્યું કે: "ભાઇઓ! મારી ભૂલ થઈ, મારા અપરાધની ક્ષમા આપો. હું આજથી તમારા દળમાં મળી જઇશ અને તમારી સાથે જ રહીશ."

બીજે દિવસે રાજમહેલમાં ખબર ગઈ કે રાક્ષસ પકડાયો. રાજાએ ઢંઢેરો ફેરવ્યો હતો કે જે કોઈ રાક્ષસને પકડી લાવશે તેને અડધું રાજપાટ આપવામાં આવશે; એટલે એ ખબર મળ્યા પછી તેણે તેની તપાસ કરવા કહ્યું અને જેણે તેને પકડ્યો હોય તેને અહીં પકડી લાવો, એવી પોતાના સૈનિકોને આજ્ઞા આપી દીધી. એ ઢંઢેરા પ્રમાણે તેમણે રાજા પાસે મિયાં દતવનને મોકલી આપ્યો, કેમકે રાજાનો જે હુકમ થયો હતો તે હવે ફરે તેમ તો નહોતું જ. રાજાએ પોતાના વચન પ્રમાણે મિયાં દતવનને અડધું રાજપાટ આપ્યું અને આ બાજુ વામનવીર, ચિરાગૂખાં ને રાક્ષસ ત્રણે જણા આગળ ચાલ્યા. જતાં જતાં તેઓ એક ગાઢ અરણ્યમાં આવી પહોંચ્યા અને તેમણે તે સ્થળે એક ઝાડ નીચે મુકામ કર્યો. વામનવીરે કહ્યું કે: "ચિરાગૂખાં! તું રસોઈ તૈયાર કરે ત્યાં સુધી હમે જરા જંગલમાં ફરી આવીએ છીએ."

ચિરાગૂખાંએ દાળ, ભાત, રોટલી અને શાક તૈયાર કર્યાં અને તેમની રાહ જોવા લાગ્યો કે તે ત્રણે આવે એટલે સાથે ભોજન કરવા બેસીએ. એવામાં અચાનક ભિલ્લસનો એક મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો અને તેણે ચિરાગૂખાંને કહ્યું કે: "મને ખાવા આપ." ચિરાગૂખાંએ કહ્યું કે: "તને ખાવા કેવી રીતે આપું? અમે ત્રણ જણા જ્યારે ખાઈ ઉઠીએ ત્યારે તું આવજે." આ સાંભળી તે મસ્ત માણસે તેને એક થપ્પડ મારી, અને તે સાથે ચિરાગૂની આંખે અંધારાં આવી ગયાં. તે પછી તે માણસ ત્રણે જણની રસોઈ ખાઈ ગયો અને ત્યાંથી ચાલતો થઈ ગયો. થોડીવાર પછી જ્યારે ચિરાગૂખાંએ જોયું કે તે બધું ખાઈ ગયો છે એટલે તેણે ફરી સઘળી રસોઈ બનાવી અને તે વેંતિયા મનુષ્યની વાત કોઇને કહી નહિ. બીજે દિવસે ચિરાગૂખાંએ રાક્ષસને કહ્યું કે: "રાક્ષસ ભાઇ! આજે તું રસોઈ

બનાવ અને તે દરમ્યાન અમે બન્ને જરા જંગલમાં ફરી આવીએ."
તે દિવસે રાક્ષસે જ્યાં રસોઈ બનાવીને તૈયાર કરી, ત્યાં ગઈ કાલવાળા મસ્ત માણસે આવીને ખાવાનું માગ્યું. રાક્ષસે તેને કહ્યું કે હમણાં તને કાંઈ મળે એમ નથી, એટલે તેણે રાક્ષસને પણ એક તમાચો લગાવ્યો. રાક્ષસ બેહોશ થઈને નીચે પડ્યો એટલે તે સઘળી રસોઈ ખાઇને રસ્તો માપી ગયો. તેણે ફરીથી રસોઈ બનાવી, અને તેણે પણ ચિરાગૂખાંની માફક તે વાત કોઇને કરી નહિ. ત્રીજે દિવસે વામનવીરે રસોઈ બનાવવા માંડી અને તે દિવસે પણ તે માણસે આવીને ખાવાનું માગ્યું. આ બાજૂ ચિરાગૂખાં તથા તે રાક્ષસ એક ઝાડ નીચે ઉભા રહીને તે તમાશો જોવા લાગ્યા. તે માણસની વાત સાંભળીને વામનવીરે કહ્યું કે: "ચાલ ચાલ, બદમાશ! હજી અમે તો ખાધું નથી અને તને તે કેવી રીતે ખાવા આપીએ? અમારા ખાઈ રહ્યા પછી તું આવજે તો વળી વધ્યું ઘટ્યું આપીશું." આ સાંભળીને તે માણસે વામનવીરને એક થપ્પડ મારી, પણ તેથી જરાએ ન ગભરાતાં વામનવીરે તેના પેટમાં એક એવો ઠોંસો માર્યો કે તે તરત જ પરલોકમાં પ્રયાણ કરી ગયો. આ જોઇને રાક્ષસ આશ્ચર્ય પામ્યો.

બીજે દિવસે વામનવીરે કહ્યું કે: "હવે તમારે મારી સાથે આવવાની આવશ્યકતા નથી, માટે તમે લોકો તમારે સ્થાને જાઓ." તે પછી તેણે બન્નેને એક એક ફૂલ આપીને કહ્યું કે: "જ્યારે આ ફૂલ કરમાઈ જાય, ત્યારે તમે લોકો મારી ખબર કાઢવા આવજો." રાક્ષસ અને ચિરાગૂખાં પોતપોતાને ઘેર ચાલ્યા ગયા અને વામનવીરે એક વિકટ અરણ્ય તરફનો રસ્તો લીધો. થોડે દૂર જતાં તેણે એક ઘોર જંગલમાં એક નદીના સામે કિનારે એક વિશાળ મહેલ જોયો અને તેણે ત્યાં જઇને જોયું તો તેનો સદર દરવાજો બંધ જોવામાં આવ્યો: એટલું જ નહિ, પણ તેણે તે દરવાજાપર બે મણનું એક તાળું વાસેલું જોયું. એથી તેણે એક ઝટકા સાથે તે તાળાના કકડે કકડા કરીને જૂદું કરી નાખ્યું અને મકાનમાં પ્રવેશ કરીને જોયું તો ત્યાં એક પણ મનુષ્ય તેની નજરે પડ્યો નહિ, પણ મકાનમાં સઘળું શાન્ત તથા શૂન્ય જોયું. આ પ્રમાણેનું દૃશ્ય જોઇને તે આશ્ચર્ય પામ્યો અને તેણે મકાનના એક ખંડમાંથી બીજા ખંડમાં જઇને મકાન જોવા માંડ્યું. એવી રીતે ફરતાં ફરતાં તે જ્યારે મધ્ય ભાગમાં આવેલી એક કોટડીમાં ગયો, ત્યારે તેણે તે સ્થળે એક સ્ત્રીને એકલી સૂતેલી જોઈ. હવે તે સ્ત્રીની નજર જેવી તે વીર વામનપર પડી, એટલે તે તરત જ બોલી કે: "તું કોણ છે અને અહીં શામાટે આવ્યો છે?"

વામનવીરે જણાવ્યું કે: "હું તાળું તોડીને અંદર આવ્યો છું." એ સાંભળી સ્ત્રી વિસ્મિત થઈ તેના સામું જોઈ રહી અને પોતાના મનમાં કહેવા લાગી કે: "આ અવશ્ય કોઈ વીર પુરુષ હોવો જોઇએ." તે પછી તે બોલી કે: "આ રાક્ષસોનું મકાન છે, માટે તેઓ જો હમણાં આવી પહોંચશે, તો તને આખો ને આખો ગળી જશે. મારાં માતા પિતાને તથા રાજાના માણસોને રાક્ષસ લોકો ગળી ગયા અને મને કોણ જાણે શા એ વિચારથી અહીં કેદ કરી રાખી છે." એ સાંભળી વામનવીરે કહ્યું કે: "રાક્ષસ ક્યારે આવે છે?" સ્ત્રીએ ઉત્તર આપ્યું કે: "તેમનો આવવાનો સમય થયો છે અને તેઓ અવશ્ય ઘડી બે ઘડીમાં જ અહીં આવી પહોંચશે."

આ પ્રમાણેનું તે સ્ત્રીનું કથન સાંભળી વામનવીર નીચે આવીને સદર દરવાજાપર ઉભો રહ્યો અને થોડા સમય પછી જ્યાં 'હાઉ માઉ'નો અવાજ તેને કાને પડ્યો એટલે તેણે જાણ્યું કે રાક્ષસો આવ્યા અને તેથી તે દરવાજાની બહાર આવીને ઉભો રહ્યો. જ્યાં એક એક કરીને રાક્ષસોએ અંદર પ્રવેશ કર્યો, ત્યાં વામનવીરે તેમનું એક એક કરીને કામ તમામ કરી દીધું. આ પ્રમાણે જ્યારે તેણે સર્વ રાક્ષસોને મારી નાખ્યા, એટલે પછી તે તે સ્ત્રી પાસે જઇને બોલ્યો કે: "હવે લેશમાત્ર પણ ભય કે ચિંતા છે નહિ; કારણ કે મેં સર્વ રાક્ષસોને યમલોકમાં મોકલી દીધા છે." સ્ત્રીને પ્રથમ તો તેનાપર વિશ્વાસ ન આવ્યો, તેથી તેણે બહાર આવીને જોયું તો ત્યાં સર્વ રાક્ષસોને તેણે મૃત્યુશય્યામાં પડેલા જોયા. હવે તેના મનમાં તેના વિશે પક્કી ખાત્રી થઈ કે તે (વામનવીર) એક મહા વીર છે. વામનવીરે પછી એક એક રાક્ષસના મૃત દેહને જલસમાધિ આપ્યો, અને પોતે તે સ્ત્રી સહિત સુખ તથા ભોગવિલાસમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

કેટલાક દિવસો એમ સુખ તથા આનંદમાં ગાળ્યા પછી એક દિવસે તે યુવતી નદીમાં નહાવા ગઈ અને નહાતાં નહાતાં તેના માથાનો એક વાળ તૂટી ગયો. તેણે એક ઝાડના પાંદડામાં તે વાળને પરોવીને તે પાંદડું પાણીમાં વહેતું મૂક્યું અને તે વહેતું વહેતું એક બાદશાહના મુલ્કમાં જઈ પહોંચ્યું. બાદશાહનો પુત્ર તે દિવસે નહાવા ગયો હતો તેથી તેની નજરે તે પડતાં તેણે તે ઉઠાવી લીધું, અને તેણે બાદશાહ પાસે જઇને કહ્યું કે: "જે સ્ત્રીના માથાનો આ વાળ છે, તે સ્ત્રી મારે જોઇએ." બાદશાહે ચારે દિશામાં માણસો મોકલ્યા, પણ તેનો કોઇને પત્તો મળ્યો નહિ. તે પછી એક દિવસ એક વૃદ્ધ સ્ત્રીએ આવીને કહ્યું કે: "હું તે સ્ત્રીને શોધી લાવીશ; પણ મને એક વહાણ તથા

એક ઘડો ભરીને મોહોરો લાવી આપો, તો હું તે કાર્ય કરવાને તૈયાર છું." બાદશાહના હુકમથી તરત જ તેને એક વહાણુ તથા એક ઘડો ભરીને મોહોરો આપવામાં આવ્યાં.

તે બુઢ્ઢી વહાણમાં બેસીને સીધી જે તરફથી તે પાંદડુ આવ્યું હતું તે તરફ ચાલી. કેટલેક દૂર ગયા પછી તેણે એક ઘાટપર એક સ્ત્રીને સ્નાન રતી કજોઈ. તેણે તે તરફ વહાણુ લીધું અને પાસે જતાં તેના વાળપરથી તે ઓળખી ગઈ કે એ સ્ત્રી તે આ જ રમણી હોવી જોઇએ. તે પછી તે સ્ત્રી જ્યારે નાહીને પાછી ફરી, ત્યારે તે બુઢ્ઢી પણ ધીમે ધીમે તેની પાછળ ચાલીને તેના મકાનમાં પહોંચી. તે સ્ત્રીએ તે વૃદ્ધ સ્ત્રીને પોતાની પાછળ પાછળ મકાન સુધી આવતી જોઇને તેને પૂછ્યું કેઃ "તું કોણુ છે? તારે શું જોઇએ છે?" તે બુઢ્ઢીએ કહ્યું કેઃ "દીકરી! મારે આગળ પાછળ કોઈ નથી, હું દેશ પરદેશ ફરી ભીખ માગીને ગુજરાન ચલાવું છું. હું મારાથી બનતી તારી સેવા શુશ્રૂષા કરીશ અને તેના બદલામાં તું મને રોજ એક રોટલી ખાવા આપજે." સ્ત્રીએ જાણ્યું કે આ કોઈ ભલી બાઈ છે અને દુઃખની મારી ફરે છે, એટલે આખો દિવસ એકલાં રહેવું તેના કરતાં જો એ સાથે હશે તો દિવસ જશે. આ વિચારથી તે વૃદ્ધ સ્ત્રીને તેણે કહ્યું કેઃ "તું ખુશીથી મારી પાસે રહે."

કેટલાક દિવસો એમ વીત્યા પછી એક દિવસ સ્ત્રીના કેશ બાંધતાં તે બુઢ્ઢીએ કહ્યું કેઃ "તું તો રાજાની પુત્રી છે ને શું? તું જાણે છે કે વામનવીરનું મૃત્યુ કેવી રીતે થઈ શકશે?" આ સાંભળીને તે સ્ત્રી બોલીઃ "દૂર જા, ખબરદાર જો એક શબ્દ પણ એમના વિશે આગળ બોલી તો." તે વૃદ્ધાએ પછી વાત પલટાવતાં કહ્યું કેઃ "તું મારા બોલવાનો ભાવાર્થ સમજી નથી. તું અહીં એકલી રહે છે ને વખત છે ને જો તેને કાંઈ થઈ જાય તો તું પાછળથી શું કરીશ? અર્થાત્ તેનો ઉપાય પ્રથમથી જ જાણવાની આવશ્યકતા છે." તે દિવસે બીજી વાતચીત થઈ નહિ, પરંતુ તે બુઢ્ઢી સમયાનુસાર તેની તે જ વાત કહ્યા કરતી હતી. તે પછી તે સ્ત્રીએ એક દિવસ વામનવીરને એ વાત પૂછી, તો તેણે કહ્યું કેઃ "ઘરમાં જે ઝાડૂ છે, તેમાં મારો પ્રાણ સમાયેલો છે." આ વાત તે વૃદ્ધાએ કાન દઇને સાંભળી અને તેણે બીજે જ દિવસે તે ઝાડૂ ચૂલામાં નાખ્યું, પણ વામનવીર તો રોજની માફક આવીને ઉપસ્થિત થયો. એ જોઇને તે મનમાં સમજી ગઈ, કે વામનવીરે ખરી વાત જણાવી નથી અને તેથી તેણે પુનઃ તેને તે વાતમાટે ઉશ્કેરી. તે સ્ત્રીએ પણ ફરીથી વામનવીરને પૂછ્યું કેઃ "આપ સત્ય વાત

જણાવતા નથી, માટે આજે મને ખરી વાત કહો." એ સાંભળીને વામનવીરે ઉત્તર આપ્યું કે: "મારા તકિયા નીચે જે નાસદાની છે, તેમાં મારો પ્રાણ વસેલો છે; પરન્તુ એટલું તું ધ્યાનમાં રાખજે કે જો મારું અકાળ તથા એકાએક મૃત્યુ થાય તો મને અગ્નિદાહ ન દેતાં તેલમાં મારા મૃત દેહને ડૂબતો રાખજે." તે પછી વામનવીર જ્યારે બહાર ગયો; એટલે વૃદ્ધ સ્ત્રીએ તેના તકિયા નીચેથી નાસદાની લઇને ચૂલામાં નાખીને સળગાવી દીધી. જેવી તે વૃદ્ધાએ તે નાસદાની ચૂલામાં નાખી, તેવો જ વામનવીર આગની ઝાળ સાથે ઘેર આવ્યો અને નાસદાની સળગી ગયેલી હોવાથી તેના પ્રાણ તત્કાળ નીકળી ગયા. વામનવીરને મૃત્યુવશ થયેલો જોઇને તેની સ્ત્રીએ બહુ જ કલ્પાંત કરવા તથા રડવા માંડયું અને તેની આજ્ઞા પ્રમાણે તેના મૃત દેહને તેલમાં ડૂબતો રાખીને પોતે અત્યંત પ્રેમથી શોક પ્રદર્શિત કરવા લાગી. પેલી વૃદ્ધાએ સમયસૂચકતા વાપરીને પોતાના સાથીદાર. માણસોને વહાણપરથી બોલાવ્યા અને તે સુંદરીને તેની ઇચ્છા વિરુદ્ધ પકડીને બાદશાહને ત્યાં તે લઈ ગઈ.

હવે બાદશાહને ત્યાં ગયા પછી બાદશાહનો શાહજાદો તેનાપર મુગ્ધ બન્યો, તેણે તેને પકડી લાવવાનું કહ્યું હતું અને તેથી તે હવે તેની સાથે પરણવાનો હઠ કરવા લાગ્યો. શાહજાદાના આ પ્રમાણેના હઠને જોઇને તે સ્ત્રી ચિન્તામાં પડી અને કેટલાક વખત સુધી વિચાર કરીને તેણે કહ્યું કે: "હું એક વ્રત કરું છું, એટલે છ મહિના સુધી હું કોઈ પણ પુરુષનું મુખ જોઇશ નહિ; કિન્તુ છ મહિના સુધી હું દીન મનુષ્યોને દાન આપીશ અને તે મુદ્દત પછી જેમ તમારી મરજીમાં આવે તેમ કરજો." આ વાત સાંભળીને શાહજાદો ખુશ થયો અને તેને એક જૂદા જ મકાનમાં ઉતારો આપ્યો. તે સ્ત્રીએ ત્યાર પછી રોજ દીન માણુસોને ચોખા આપવા માંડ્યા.

પેલા ચિરાગૂખાંએ એક દિવસ જોયું કે વામનવીરે આપેલું ફૂલ કરમાઈ ગયું છે, એટલે તે તરત જ તેના શોધમાં ચાલી નીકળ્યો. તે બહુ દૂર નહિ ગયો હોયુ ત્યાં તો તેને માર્ગમાં જ દતવનમિયાં મળ્યા એટલે તેમણે તરત જ તેને પ્રશ્ન કર્યો કે: "કેમ ભાઈ ચિરાગૂખાં! ક્યાં પ્રયાણ કરો છો?" ચિરાગૂખાંએ ઉત્તર આપ્યું કે: "હું વામનવીરના શોધમાં જાઉં છું." એ સાંભળીને મિયાં દતવન બોલ્યા કે: "હું પણ તેમાટે જતો હતો; ચાલો ઠીક થયું કે તમે માર્ગમાં જ મળી ગયા." તે પછી જ્યાં તેમને વેંતિયો માણુસ મળ્યો હતો, તે સ્થળે તેઓ ગયા અને તેને પણ તેમણે પોતા સાથે લઈ લીધો. ત્યાંથી પછી ત્રણે જણા નદીના

કિનારે આવેલા મકાન તરફ ચાલી નીકળ્યા. તેમણે તે મકાન પાસે આવીને દ્વાર ખોલ્યું તથા અંદર પ્રવેશ કર્યો, તો તેમણે વામનવીરના મૃતદેહને તેલમાં ડૂબતો રાખેલો જોયો. રાક્ષસે તેને બહાર કાઢીને જમીનપર સૂવાડ્યો અને જંગલમાંથી લતાપત્ર લાવીને ઢાંકી દીધો એટલે વામનવીરે ધીમેથી આંખ ઉઘાડીને સર્વ હકીકત તેમને કહી સંભળાવી. એ પછી રાક્ષસે તેના કહ્યા પ્રમાણે ચૂલામાંથી ડબ્બી બહાર કાઢી તો તેમાં રાખ ચોંટેલી હોવાથી તે ચમકવા લાગી અને તે પછી થોડા સમયમાં જ વામનવીર બેઠો થયો અને સર્વને સાથે લઇને તે કપટી વૃદ્ધાના શોધમાં ચાલી નીકળ્યો.

માર્ગમાં તેને ખબર મળ્યા કે એક વૃદ્ધ સ્ત્રી બાદશાહના પુત્રને માટે એક સુંદર સ્ત્રીને નસાડી લાવી છે અને તે સુંદરી હમેશાં ભીખારીઓને તથા દીન મનુષ્યોને ચોખા આપે છે. તે પછી વામનવીર તથા તેના સાથીદારો ભીખારીનો વેશ લઇને તે સ્ત્રીના મકાન આગળ ગયા, એટલે તે સ્ત્રીએ વામનવીરને તરત જ ઓળખી લીધો અને તેને સર્વ હકીકત કહી સંભળાવી. તે સર્વ હકીકત સાંભળીને વામનવીર બોલ્યો કે: "ચાલ, હું તને અત્યારે જ સાથે લઈ ચાલું છું." આ સમાચાર બાદશાહને મળ્યા એટલે તેણે સિપાહીઓને તે ચાર જણા કે જે સ્ત્રીને લઈ જતા હતા તેમને પકડવા મોકલ્યા. બાદશાહના સંખ્યાબદ્ધ સિપાહીઓ તેમને પકડવા આવ્યા, પરન્તુ ચારે જણાની એક એક થપ્પડ એક એકને પડતાં જમીનપર પડીને તેઓ ધૂળ ચાટવા લાગ્યા. બાદશાહ પોતે ત્યાં આવીને યુદ્ધ કરવા લાગ્યો એટલે વામનવીરે તેને એવો તમાચો માર્યો કે તેનું માથું ફરી ગયું અને તેના સઘળા દાંત ઊખડી ગયા. બાદશાહ તથા તેના સિપાહીઓ મોં પંપાળતા પાછા ફર્યા અને વામનવીર તે રમણીને સહિસલામત લઇને પોતાના સાથીદારો સહિત ઘેર આવ્યો અને સર્વ આનંદ તથા સુખ વિલાસમાં દિવસો વીતાડવા લાગ્યા. વામનવીર તે પછી તે સ્ત્રીની સાથે નદીના કિનારે આવેલા મકાનમાં રહેવા લાગ્યો તથા સંસાર સુખાનંદમાં અને સુખભોગમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો.



## ડોસી કે ડાકણ?

એક દેશમાં એક રાજા રાજ્ય કરતો હતો. તે પોતાની સકળ પ્રજાને પોતાના પુત્ર સમાન ચહાતો હતો. તેની પ્રજાપર કાંઈ કષ્ટ આવી ન પડે અને તે સદા સર્વદા સુખ શાંતિમાં રહ્યા કરે એવા કામ કરવાને તે સદા પ્રવૃત્ત રહેતો હતો. રાજકર્મચારીઓમાંથી

કોઈ પ્રજા પર કોઈ પણ પ્રકારનું દૌરાત્મ્ય કરે છે કે નહિ તે જાણવાને માટે પ્રતિ માસના શુકલ પક્ષની દ્વિતીયાને દિવસે તે સ્વયમ્ પ્રજા સાથે સાક્ષાત્ કરતો અને તેમના સુખ દુઃખની વાર્ત્તા સાંભળતો. જો પ્રજાને કોઈ વાતનું દુઃખ પડતું રાજાની જાણમાં આવતું તો તે દુઃખનો નાશ કરવાને તે તત્કાળ પગલાં ભરતો. આવાં કારણોને લીધે પ્રજા પણ રાજાને પિતા સમાન જ ચહાતી હતી.

વસ્તુસ્થિતિ આવી હોવાથી રાજા સુખ શાંતિમાં રહેતો હતો. એવામાં એક દિવસ રાજ્યની સકળ પ્રજા ભેગી મળી જાણે ભયથી વ્યાકુળ થઈ ગઈ હોયની! તેવી રીતે રાજા પાસે આવી. તે દિવસે અમાવાસ્યા હતી. તે દિવસ પ્રજાને મળવાનો નહિ હોવા છતાં પ્રજાને પોતાની પાસે આવેલી જોઇને રાજાને આશ્ચર્ય થયું અને આમ અચાનક પોતા પાસે આવવાનું કારણ તેણે પૂછ્યું.

રાજાનો આ પ્રશ્ન સાંભળી પ્રજાના એક મંડળે હસ્તદ્વય જોડી રાજા પાસે જઈ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને કહ્યું: "મહારાજ! અમે ભયથી વ્યાકુળ થઈ ગયા છીએ; માટે આપ અમને અભયવચન આપો."

રાજાએ કહ્યું: "તમે તમારા હૃદયમાં ભયને સ્થાન ન આપતાં મને જે કહેવામાટે અહીં આવ્યા હો તે સુખેથી કહો. તે કહેવામાટે હું તમારાપર રોશે ભરાઇશ નહિ કિન્તુ તમને જે કાંઈ દુઃખ હશે તેના નાશનો હું પ્રયત્ન કરીશ."

રાજા પાસેથી અભયવચન મેળવી લીધા પછી તે મંડળે હસ્ત જોડીને કહ્યું: "મહારાજ! આ રાજ્યમાં હવે છોકરાં છૈયાં સાથે અમારાથી રહી શકાય તેમ નથી. અત્યાર સુધી અમો સર્વ આપના રામરાજ્યમાં પૂર્ણ સુખમાં રહેતા હતા; કિન્તુ, કૃપાસિન્ધુ! અત્યારે અમારા પર એક મોટી વિપદ્ આવી પડેલી છે."

તે મંડળનું આ કથન સાંભળી આશ્ચર્યાન્વિત થઇને અતિ મિષ્ટ સ્વરથી રાજાએ કહ્યું: "તમને શી વાતનું દુઃખ છે? તમે આટલા બધા ભયગ્રસ્ત કેમ થઈ ગયા છો? તમારા પર શી વિપદ્ આવી પડેલી છે તે મને જણાવો કે જેથી તેનો પ્રતિકાર કરવામાટે હું પગલાં ભરું!"

તે મંડળના માણસોએ કહ્યું: "મહારાજ! પ્રાયઃ દરરોજ શહેરમાંથી બએક છોકરાં ચોરાઈ જાય છે. તે છોકરાંને કોણ ચોરી જાય છે તે વિશે અમે કાંઈ જાણતા નથી. પુત્ર અને કન્યાના શોકથી આખા શહેરમાં ઘેર ઘેર આક્રોશ મચી રહ્યો છે."

તે લોકોનું આ કથન સાંભળી કેટલોક વખત સુધી રાજા ચિન્તામગ્ન સ્થિતિમાં નીરવ બેઠો. ત્યાર પછી પ્રજાગણને સાંત્વન

આપતાં મધુર ભાષામાં તેણે કહ્યું: "આજથી સાત દિવસની અંદર છોકરાં ચોરનાર ચોરને પકડીને જો હું તમારું દુઃખ ટાળી ન દઉં તો પછી તમે તમારાં છોકરાં છૈયાંને લઇને આ રાજ્યનો ત્યાગ કરી અન્ય કોઈ રાજ્યમાં જઇને વાસ કરજો. સાત દિવસમાં તે ચોરને પકડી પાડીને તેને ઉચિત શિક્ષા આપવામાટેની હું પ્રતિજ્ઞા કરું છું!"

રાજાનું આ વચન સાંભળી સંતુષ્ટ થઈ પ્રજાજનો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. આ બાબતમાં શું કરવું તે વિશે કેટલોક વખત સુધી વિચાર કરી રાજા અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઈ ગયો.

સંધ્યા પછી છદ્મવેશ ધારણ કરી કોઇને કાંઈ પણ કહ્યા કારવ્યા વિના રાજા પોતાના મહાલયમાંથી બહાર નીકળ્યો અને અશ્વશાળામાં જઇને એક દ્રુતવેગી અશ્વની પીઠપર આરોહણ કરીને નગરમાં ભ્રમણ કરવા લાગ્યો.

તેણે આખી રાત્રિ નગરમાં ભ્રમણ કર્યું. પાછલા પહોરે રાજા કલાન્ત થઈ ગયો. તે નિસ્તબ્ધ રાત્રિએ તેણે શહેરમાં કોઇને જોયું નહિ. અત્યાર સુધીના પોતાના પરિશ્રમને વ્યર્થ થયેલો જોઇને તેના મનમાં દુઃખ થયું. નગરના એક વિશિષ્ટ ભાગમાં અશ્વપરથી ઉતરી તે એક પ્રકાંડ વૃક્ષ તળે બેઠો. તેણે પોતાના અશ્વને વૃક્ષની એક શાખા સાથે બાંધ્યો હતો.

આખી રાત્રિમાં એક પળ માત્ર પણ તેણે નિદ્રા લીધી નહોતી અને તે ઉપરાંત નગરમાં ફરવાનો યથેચ્છ પરિશ્રમ કર્યો હતો તેથી રાજા તે વૃક્ષના થડને અડીને વિશ્રામ લેવા બેઠો. પ્રાતઃકાળનો મૃદુમંદ શીતળ પવન તેના કલાન્ત થઈ ગયેલા શરીરને ઘણો જ આનંદદાયક લાગ્યો, થોડીવારમાં જ તેની આંખ ઘેરાવા લાગી અને તે ગાઢ નિદ્રામાં પડ્યો.

સહસા એક વિકટ ચીત્કારધ્વનિ સાંભળીને રાજા એકદમ ઝબકીને જાગી ઉઠ્યો. ચક્ષુ ઉઘાડી તેણે જોયું તો પ્રભાત થઈ ગયો હતો અને પક્ષીઓ તેમના માળામાંથી બહાર નીકળી અપૂર્વ ગાનનો આરંભ કરવા લાગી ગયાં હતાં. રાજા એક મહાન્ વીર પુરુષ હતો. તે ઉભો થઇને જે દિશાએથી ચીત્કારધ્વનિ આવતો હતો તે દિશા તરફ ચાલ્યો. કેટલીક વાર સુધી તેણે ચારે તરફ અન્વેષણ કર્યું કિન્તુ કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. રાજા ઘણો જ આશ્ચર્યાન્વિત થઈ ગયો. તેણે પુનઃ અશ્વપર આરોહણ કર્યું અને વિચાર કરતો કરતો રાજમહાલય તરફ જવા લાગ્યો.

મહાલય તરફ જતાં જતાં રાજાની દૃષ્ટિ પોતાના વક્ષઃસ્થળપર પડી. ભારે આશ્ચર્ય વચ્ચે તેણે જોયું તો પોતાના ગળામાં એક અસ્થિમાળા લટકતી હતી. કેવી રીતે અને ક્યાંથી એ અસ્થિમાળા પોતાના ગળામાં

આવી હશે એનો તે વિચાર કરવા લાગ્યો પણુ તેને એની કાંઈ સમજણુ પડી નહિ. આ કાંઈ ભૌતિક કાંડ હોવો જોઇએ એમ રાજાએ પોતાના મનમાં ધારી લીધું. અસ્થિમાળાને ગળામાંથી બહાર કાઢી તેણે પોતાની પાસે રાખી લીધી.

પ્રથમ દિવસે ચોરને પકડી કાઢવામાં પોતાને વિફળતા મળી હતી તેથી રાજાનું સાહસ વધ્યું હતું. તેણે મનમાં વિચાર્યું કે: "જે વ્યક્તિએ તેના ગળામાં અસ્થિમાળા પહેરાવી હતી અને જે માણુસ અટ્ટહાસ કરતું હતું તે જ માણુસ તેની પ્રજાના નાનાં નાનાં છોકરાંની ચોરી કરી જતું હોવું જોઇએ. જો તે માણુસને પકડી કાઢવામાં આવે તો જ પ્રજાનું દુ:ખ દૂર થાય!" આમ વિચાર કરી બીજે દિવસે સંધ્યા પછી નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર ધારણુ કરી અતિવેગવાન્ અશ્વપર આરોહણુ કરી તે શહેરમાં ફરવા નીકળી પડ્યો.

આખા નગરના તમામ રસ્તાપર તે ત્રણુ ચાર વાર ફરી વળ્યો પરન્તુ કોઈ પણુ માણુસ તેની દૃષ્ટિએ પડયું નહિ અને તેથી તે હતાશ થવા લાગ્યો. નગરના બાહ્ય ભાગમાં એક ખેતરમાં એક ખંડેર હતું તેની પાસે તેણે પોતાના અશ્વને ઉભો રાખ્યો અને અશ્વપરથી નીચે ઉતરી તે તે ખંડેરના દ્વાર આગળ ગયો તો ત્યાં એક પરમ સુંદર રમણીને ઉભેલી તેણે જોઈ. રાજાને જોઇને તેના સામી આવી ઘણા આદરથી તે રૂપવતી રમણીએ કહ્યું: "મહારાજ! આટલા બધા દિવસે આ દાસીનું આપને સ્મરણુ થયું? વિવાહ કર્યાં પછી આપ મને ત્યજીને ચાલ્યા ગયા હતા અને અત્યાર સુધીમાં કોઈ પણુ દિવસ આ દાસીને દર્શન આપવાની આપે કૃપા કરી નહોતી! મારી તે એવી શી ભયંકર ભૂલ થયેલી છે કે આપ મારી પાસે કોઈ પણુ દિવસ આવતા નથી? આજ મારાપર દયા કરી મારી તપાસ કરતા આપ સ્વયમ્ અહીં પધાર્યાં છો તો મારા ખંડેર જેવા નિવાસસ્થાનમાં ચાલો અને એક મોટા રાજાની રાણી હોવા છતાં પણુ કેવા દુ:ખમાં હું કાળયાપન કરું છું તે આપ પોતાની નજરે જુઓ."

તે યુવતીને જોઇને રાજા ઘણો જ વિસ્મિત થઈ ગયો. તેના જેવી લાવણ્યવતી લલના પહેલાં તેણે કદાપિ જોઈ નહોતી. તે રમણી સાથે પોતે ક્યારે લગ્ન કર્યું હતું એનું તેને સ્મરણુ રહ્યું નહોતું; વિશેષત: તે અનેક વાર તે સ્થાન આગળ થઇને ગયો હતો પણુ તે ખંડેરમાં કોઈ માણુસ રહે છે એવો તેને પહેલાં સંદેહ પણુ આવ્યો નહોતો. આ યુવતી કોણુ હશે, એ જાણુવામાટે તે વિચાર કરવા લાગ્યો.

કેટલોક વખત સુધી વિચાર કરીને રાજાએ કહ્યું: "તું કોણુ છે? હું કોઈ દિવસ તારી સાથે પરણ્યો નથી; એટલું જ નહિ, કિન્તુ મેં તને

પહેલાં કોઈ દિવસ જોઈ હોય એવું મને સાંભરતું પણ નથી. ગઈ રાત્રિએ આ સ્થળે હું આવ્યો હતો પણ મેં તને કેમ અહીં જોઈ નહોતી?"

રાજાનું આ બોલવું સાંભળી મંદ સ્મિત કરીને તે યુવતીએ કહ્યું: "આપ મારા નિવાસસ્થાનમાં પધારો અને થોડીવાર વિશ્રામ લ્યો. પછી હું બધી વાત આપને કહીશ."

આમ કહી હસીને તે રાજાનો હસ્ત પકડવા ગઈ; પણ પાછા ખસી જઇને રાજાએ કહ્યું: "નહિ, નહિ. તારે જે કાંઈ કહેવું હોય તે અહીં જ કહી નાખ; કારણ કે, તારો વૃત્તાંત સાંભળ્યા વિના હું તારા નિવાસસ્થાનમાં પ્રવેશ નહિ કરું."

રાજાનું આ કથન સાંભળી તે યુવતી હતાશ થઈ ગઈ. દીર્ઘ નિઃશ્વાસ નાખી અને મિષ્ટ બોલ બોલી તે રાજાને સમજાવવા લાગી. રાજાનો સંદેહ વધવા લાગ્યો. તે યુવતી મનુષ્ય નથી એમ તે ધારવા લાગ્યો. આ યુવતીએ જ ગત રાત્રિએ તેના ગળામાં અસ્થિમાળા પહેરાવી હશે એમ તેણે ધાર્યું.

ભીષણદૃષ્ટિથી તે યુવતી તરફ જોઇને અતિ કર્કશ સ્વરથી રાજાએ કહ્યું: "જો તું તારું ભલું ઇચ્છતી હોય તો તું પોતાનો પરિચય આપ; નાહ તો આજ હું હવે તને અહીંથી કયાંય જવા દઇશ નહિ. મારા મનની ખાતરી થતી જાય છે કે મારી પ્રજાનાં સંતાનોને જે ચોર ચોરી જાય છે તે ચોર તું જ છે. જો તને તારો જીવ વ્હાલો હોય તો તું જે છોકરાંને ચોરી ગઈ છે તેમને લાવીને રજુ કર."

તે યુવતીને કાંઈ બોલતી ન જોઇને રાજાએ કહ્યું: "કાલ રાત્રિએ તું જ મારા ગળામાં અસ્થિમાળા નાખી ગઈ હતી. તને શોધી કાઢવાને મેં અનેક ચેષ્ટાઓ કરી હતી તોપણ તું મારા હાથમાં આવી નહોતી. જગદીશ્વરે આજ તને મારા હાથમાં સપડાવી છે એટલે મેં તને જે પૂછ્યું છે તે તું એકદમ કહી નાખ; નહિ તો હું તારું શિર ધડથી જૂદું કરી નાખીશ."

આમ કહીને મ્યાનમાંથી તલ્વાર બહાર કાઢી તે યુવતીને મારવા-માટે રાજા આગળ ધસ્યો. અત્યાર સુધી તે યુવતી કાંઈ બોલી નહોતી. ચુપચાપ તે રાજાનું કથન સાંભળતી હતી અને તે શું કરે છે તે જોતી હતી. જે સમયે મ્યાનમાંથી તલ્વાર કાઢી તે તેને મારવાને આગળ ધસ્યો તે સમયે તે યુવતીએ અટ્ટહાસ કર્યો તે નીરવ નિશીથમાં યુવતીનો વિકટ હાસ્યધ્વનિ ચારે બાજૂએ પ્રતિધ્વનિત થવા લાગ્યો. તે અટ્ટહાસ સાંભળી રાજાના મનમાં એક પ્રકારના ભયનો સંચાર થયો. ગત રાત્રિએ જેવું હાસ્ય તેણે સાંભળ્યું હતું તેવું જ હાસ્ય તે હતું.

તેના સંદેહ સત્ય પ્રતીત થયો. ગત રાત્રિએ જે વ્યક્તિએ અટ્ટાહાસ કરીને તેના ગળામાં અસ્થિમાળા પહેરાવી હતી તે વ્યક્તિ આ યુવતી જ હતી એ વિશે તેના મનમાં કાંઈ સંદેહ રહ્યો નહિ. એકવાર તેણે પોતાના વક્ષ:સ્થળપર દૃષ્ટિ કરી તો તેને જણાયું કે ગત રાત્રિની માફક જ આજ પણ તેના ગળામાંથી અસ્થિમાળા લટકી રહી હતી. એકદમ ગળામાંથી અસ્થિમાળા કાઢી નાખી તેણે તે યુવતી તરફ જોયું. અરે, આ શું? તે યુવતી ક્યાં અદૃશ્ય થઈ ગઈ? તે યુવતી ત્યાં તેની દૃષ્ટિએ પડી નહિ.

રાજા અત્યન્ત વિસ્મિત થઈ ગયો. કેટલીક વાર સુધી તેણે ત્યાં અન્વેષણ કર્યું પણ તે યુવતીને તે કયાંય જોઈ શકયો નહિ. તે સમયે રાત્રિ પ્રાય: શેષ થવા આવેલી હોવાથી ખિન્ન મનથી શનૈ: શનૈ: રાજાએ મહાલય પ્રતિ ગમન કરવા માંડ્યું.

કેટલેક દૂર જતાં રસ્તાપર માણસોની ભીડ થયેલી તેની દૃષ્ટિએ પડી. મોટા પરોઢીએ રસ્તાપર મોટી ભીડ જામેલી જોઇને તેના મનમાં સંદેહ થયો. તેણે અશ્વપર કરાઘાત કર્યો એટલે અશ્વ અતિદ્રુત વેગે ચાલવા લાગ્યો અને અલ્પ કાળમાં જ તે ભીડ પાસે જઈ પહોંચ્યો. ત્યાં જઈ તેણે જોયું તો બે રાજકર્મચારી એક વૃદ્ધ ડોસીને કેદ કરીને તેને ખેંચતા લઈ જતા હતા અને નિકટસ્થ ગ્રામવાસીઓ નાના પ્રકારની વાતો કરતા કરતા તેમને સાહાય્ય કરતા હતા. તે ડોસીના હાથમાં એક નાનું છોકરું હતું.

આશ્ચર્યચકિત થઇને ત્યાં શો વ્યાપાર છે તે જાણવામાટે રાજાએ ભીડમાં પ્રવેશ કર્યો. તેને જોતાં જ બંને રાજકર્મચારીઓએ માનપૂર્વક તેને નમસ્કાર કર્યા. પછી તેમનામાંથી એક જણે કહ્યું: "મહારાજ! આ ડોસી જ છોકરાં ચોરે છે. જે દિવસે નગરજનો તેમનાં સંતાનો ચોરાઈ જતાં હતાં તે વિશે આપની પાસે અર્જ કરવા આવ્યા હતા તે દિવસે અમે આપની પાસે જ ઉભા હતા. જો કે મહારાજે અમને કાંઈ આજ્ઞા કરી નહોતી તોપણ છોકરાંને ચોરનારને પકડી કાઢવાનો પ્રયત્ન કરવાનો અમે અમારા મનમાં નિશ્ચય કર્યો હતો. તે દિવસથી અમે રાત્રિએ નગરમાં ફરી તપાસ કરીએ છીએ પણ ચોર હાથમાં આવતો નહોતો. આજ ઘણા કષ્ટ પછી તે ચોર પકડાયો છે. આ ડોસી છોકરાંને ચોરીને નાસતી હતી તે વખતે એ અમારી દૃષ્ટિએ પડી એટલે તરત અમે એની પૂંઠ પકડી અને એને પકડી પાડી. મહારાજ! આને કેદ કરતાં અમને ઘણી જ મેહનત પડી છે. આવી વૃદ્ધ અને રોગિષ્ટ ડોસીમાં આટલું

બધું જોર હશે એની અમને સ્વપ્ને પણ કલ્પના નહોતી. એના હાથમાં બેડીઓ ઘાલતાં ઘાલતાં અમારા નાકમાં દમ આવી ગયો હતો."

રાજાએ વચ્ચે જ પ્રશ્ન કર્યો: "આ છોકરાં શહેરના કયા ભાગના નિવાસી છે અને એમનાં માબાપ ક્યાં છે એ વિશે તમે કાંઈ તપાસ કરી છે?"

રાજકર્મચારીઓએ કહ્યું: "હા, મહારાજ! આ છોકરાંની મા અહીં જ છે. એમને બાપ નથી. કેટલાક વખત ઉપર તે મરી ગયો છે. એઓ અહીંથી થોડેક દૂર એક નાનકડા ઘરમાં રહે છે. તે ઘરમાં આ છોકરાં ઉપરાન્ત તેમની મા અને કોઈ જ હતાં. ઘરમાં ખાતર પાડી, આ છોકરાંને ચોરીને આ ડોસીને જતી જોઇને અમે એની પાછળ પડ્યા અને એને પકડી તે વખતે જે બૂમરાણ થયું તે સાંભળીને આ છોકરાંની મા અહીં આવી પહોંચી અને આ ડોસી પાસેથી પોતાનાં છોકરાંને લેવાનો પ્રયત્ન કરવા લાગી. આ ડોસી એમ કહે છે કે આ છોકરાં એનાં પોતાનાં છે, એમને લઇને તે એક દૂરના ગામમાં ભિક્ષા માગવા ગઈ હતી અને એમને લઇને પાછાં આવતાં એને મોડું થઈ ગયું છે."

રાજકર્મચારીઓનું આ કથન સાંભળીને રાજાએ તેમને કહ્યું: "અત્યારે તો આ બંને ડોસીઓ અને છોકરાંને કેદ કરીને કેદખાનામાં રાખો. દરબાર ભરાય તે વખતે એમને ત્યાં રજૂ કરજો એટલે ઇન્સાફ પોતાનું કામ કરશે."

રાજાની આજ્ઞા થતાં જ કર્મચારીઓએ પેલી બીજી ડોસી અને છોકરાંને પણ કેદ કર્યાં. કેદ પકડાતાં સામા થવાનો તે ડોસીએ કાંઈ પ્રયત્ન કર્યો નહિ. રાજકર્મચારીઓ તે ડોસીઓ અને છોકરાંને કેદખાનામાં લઈ ગયા અને તેમને ત્યાં રાખ્યાં અને રાજા પોતે પોતાના મહાલયમાં ગયો. રાજા આખી રાત્રિના જાગરણ તથા અખંડ પરિશ્રમથી નિતાન્ત ક્લાન્ત થઈ ગયો હતો તેથી વિશ્રામાગારમાં જઈ કેટલીકવાર સુધી તેણે વિશ્રામ કર્યો.

યથા સમયે દરબાર ભરાયો અને જે ચાલૂ કામ કરવાનું હતું તે કરી રહ્યા પછી ગત રાત્રિએ જે ડોસીઓને તેણે કેદ કરવાનો હુકમ કર્યો હતો તેમને દરબારમાં રજૂ કરવાનું તેણે એક ભૃત્યને કહ્યું. રાજાજ્ઞા થતાં જ ડોસીઓ અને છોકરાંને દરબારમાં લાવીને હાજર કરવામાં આવ્યાં. તે બંને ડોસીઓ લગભગ સરખા વયની જ દેખાતી હતી. તેમાંની એક બીજી કરતાં શરીરે પાતળી દેખાતી હતી. જે ડોસી છોકરાંને લઇને પલાયન કરી જતી પકડાઈ હતી તેના શરીરનાં હાડકે

હાડકાં ગણાતાં હતાં, કિન્તુ બીજી ડોસીનું શરીર હૃષ્ટ પુષ્ટ અને માંસ-જડિત હતું. બન્નેના શરીરનો રંગ કાળો હતો.

કેટલીક વાર સુધી તે બન્ને ડોસીઓ તરફ જોઇને રાજાએ પેલી શુષ્કદેહધારિણી ડોસીને પૂછ્યુંઃ "ડોસી, તમારું ઘર ક્યાં છે?"

તે ડોસીએ કહ્યુંઃ "કૃપાનિધાન! હું આ શહેરની વતની નથી કિન્તુ અહીંથી આશરે ત્રણુ કોસ ઉપર મારી એક ભાંગી તૂટી ઝૂપડી છે તેમાં હું મારાં છોકરાં સાથે રહું છું."

રાજાએ તેને પૂછ્યુંઃ "તમારાં પાડોસી તમને ઓળખતાં જ હશે. શું તેઓ અહીં આવી સાક્ષી પૂરી જશે કે આ છોકરાં તમારાં જ છે?"

તે ડોસીએ કહ્યુંઃ "મહારાજ! અમે ભીખારી, ગરીબ માણુસ! અમને કોણુ ઓળખે ભલા? આપના મહાલયની આસપાસ જે દીન દુઃખી માણુસો વસે છે તેમને આપ પોતે જ ઓળખો છો? મારા પાડોસીઓમાંથી કોઈ અહીં આવી સાક્ષી પૂરે એમ મને પોતાને ખાતરી નથી એટલે પછી તેમનાં નામ હું કઈ રીતે આપું વારુ?"

તે સ્રીનો જવાબ લઈ લીધા પછી બીજી ડોસી તરફ જોઇને રાજાએ પ્રશ્ન કર્યોઃ "કેમ, બાઈ! તમને કોઈ ઓળખે છે કે? આ છોકરાં તમારાં જ છે એની કાંઈ સાબિતી તમારી પાસે છે?"

તે ડોસીએ કહ્યુંઃ "મહારાજ! હું પણુ ઘણી જ ગરીબ છું અને આ ગામની વસનારી નથી. મારા સ્વામી મૃત્યુ પામ્યા પછી હું અને મારી નણંદ અમારું ગામ છોડી મારાં છોકરાંને લઇને આ શહેરમાં રહેવા આવ્યાં છીએ. આ શહેરમાં અમને પણુ કોઈ ઓળખતું નથી."

રાજાએ તેને પૂછ્યુંઃ "જે ગામમાં તમે રહેતાં હતાં તે ગામમાંથી આ છોકરાં તમારાં જ છે એવું સાબિત કરી આપે એવા સાક્ષીઓ લાવી શકશો?"

તે ડોસીએ કહ્યુંઃ "ના, મહારાજ! અમે ગરીબ માણુસ અને દૈવનો અમારાપર કોપ થયો છે એટલે સાક્ષી મળી શકે એવી સંભા-વના મને દેખાતી નથી. સાક્ષીમાં મારી એક નણંદ છે. તે વિના બીજું કોઈ નથી."

રાજા મોટી ગુંચવણુમાં પડી ગયો. આ છોકરાંની ખરી માતા આ બે ડોસીઓમાંથી કોણુ હશે તે શોધી કાઢવું તેને સહેલું જણાયું નહિ. તે ઉંડા વિચારમાં પડી ગયો. રાજા આમ ગુંચવાડામાં પડી ગયો હતો તે જોઇને પેલી ક્ષીણુ શરીરવાળી ડોસી છુપી રીતે હસતી હતી, તે રાજાના જેવામાં આવી ગયું એટલે તેના મનમાં તેના વિશે એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો. કેટલીક વાર સુધી વિચાર કરી, એક

ઉપાય શોધી કાઢીને તેણે પોતાના મનમાં કહ્યું: "આ બન્ને ડોસીઓ આ છોકરાં પોતાનાં હોવાનો દાવો કરે છે. બન્નેમાંથી એકેની પાસે પૂરાવો નથી એટલે આવી વસ્તુસ્થિતિમાં આ છોકરાંના બે સરખા કકડા કરીને આ બન્ને સ્ત્રીઓને આપવાને કહેવું એ જ વધારે ઉચિત છે. છોકરાંને કાપવાની વાત આવશે એટલે જે તેમની સાચી મા હશે તે તેમના પરનો પોતાનો હક છોડી દેવાને તત્પર થશે અને તેમને મારવા તો નહિ જ દે."

આમ વિચારી પેલી ક્ષીણ શરીરવાળી ડોસી તરફ જોઇને તેણે કહ્યું: "હે કર્મચારીઓ! આ ડોસીઓમાંથી એકેની પાસે છોકરાં તેમનાં પોતાનાં હોવાનો કાંઈ પૂરાવો નથી માટે સારો રસ્તો એ છે કે છોકરાંના કાપીને બબ્બે સરખા ભાગ કરો અને અક્કેક ભાગ અક્કેક બાઇને આપો."

રાજાનો આ હુકમ સાંભળીને તે બાઇના મુખપર હર્ષની છટા છવાઈ ગઈ. તેણે કહ્યું: "મહારાજ! આપને જેમ યોગ્ય લાગતું હોય તેમ કરો. આ વિચાર પણ કાંઈ ખોટો નથી. આથી અમારાં બન્નેનાં મનનું સમાધાન થશે."

પણ પેલી બીજી ડોસી વચ્ચે જ બોલી ઉઠી: "નહિ, નહિ, મહારાજ! આપના રાજ્યમાં જો આવો જ ન્યાય થતો હોય તો એ છોકરાંને કપાવશો નહિ. એમના ઉપરનો મારો સર્વ હક હું છોડી દઉં છું. આપની ઇચ્છા હોય તો મારી સામાવાળીને એ છોકરાં જીવતાં આપી દ્યો પણ એમના જીવને કાંઈ જોખમ ન આવે એવો રાજ્ય તરફથી બંદોબસ્ત કરવા હું આપ નામદારને નમ્રતા પૂર્વક પ્રાર્થના કરું છું."

પેલી ક્ષીણદેહધારિણી ડોસીનું કથન સાંભળીને રાજાને ઘણો જ ક્રોધ ચઢ્યો હતો. રાગના આવેશમાં કર્કશ સ્વરથી તેણે કહ્યું: "અરે, ઓ ડોસી! તું આ છોકરાંની ખરી જનેતા હોય એમ જણાતું નથી. છોકરાંની સાચી મા હોવાનો દાવો કરવા છતાં શું તું તેમને મરાવી નંખાવવા તૈયાર છે? ખરેખર, તું માનવી નથી કિન્તુ ડાકિની છે!"

આમ બોલીને રાજાએ તેને કેદ કરવાનો હુકમ કર્યો. પછી પેલી બીજી ડોસી તરફ જોઇને તેણે કહ્યું: "હે ભલી બાઈ! મારા મનની ખાતરી થઈ છે કે આ છોકરાંની ખરી માતા અથવા જનેતા તમે જ છો અને તેથી છોકરાંને હું તમારે હવાલે કરું છું. તમે એમને લઇને સ્તનપાન કરાવો."

રાજાનો હુકમ સાંભળીને કેટલાક કર્મચારીઓએ પેલી ક્ષીણદેહધારી ડોસીને કેદ કરી અને તેના હાથ પગમાં શૃંખલા નાખી તેઓ તેને

કેદખાનામાં લઈ જવા લાગ્યા. પોતાનાં છોકરાં પાછાં મળવાથી આનંદિત થતી થતી પેલી બીજી ડોસી રાજાને આશીર્વાદ આપતી આપતી પોતાના ગૃહ તરફ જવા લાગી.

બીજે દિવસે પેલી ક્ષીણદેહવાળી ડોસીને કેદખાનામાંથી બહાર લાવવામાં આવી અને રાજાએ તેને કહ્યું: "હે ડાકિની! તારાં કર્મ ઘણાં જ ઘોર છે. મારી પ્રજાનાં સંતાનોને ચોરી તેં મારી પ્રજાને ઘણી જ દુ:ખી કરી છે. જેવાં તારાં કર્મ ભયંકર છે તેવી જ ભયંકર સજા તને કરવી ઉચિત છે માટે તને ગધેડાપર બેસાડી આખા નગરમાં ફેરવી શહેર બહાર મેદાનમાં લઈ જઈ લોકોએ લાકડીઓ, ડાંગો, ભાલા વગેરેનો માર મારી તને ભૂંડે મોતે મારવી જોઇએ એવો હું આદેશ કરું છું." તે ડોસીએ આ રાજાનો આદેશ શાંતિથી સાંભળ્યો નહિ. સહસા તેણે નિજમૂર્તિ ધારણ કરી અને તેની આગળ જે માણસો ઉભાં હતાં તેમને તે બચકાં ભરવા લાગી. રાજકર્મચારીઓએ ઘણાં કષ્ટ પછી તેને ગધેડાપર બેસાડી અને તેને મારતા મારતા તેઓ આખા નગરમાં ફેરવવા લાગ્યા. લોકોના ક્રોધનો કાંઈ પાર રહેલો નહોતો તેથી તેઓ પણ તેને યથેચ્છ મારતા હતા. આખા નગરમાં ફેરવી રાજકર્મચારીઓ તેને મેદાનમાં લઈ ગયા તે વખતે તે ડાકણને એટલો બધો માર પડેલો હતો કે તે લગભગ મરવા જેવી થઈ ગઈ હતી. તો પણ લોકો તેના પર તૂટી પડ્યા અને તેને મારવા લાગ્યા. જોતજોતાંમાં તેમણે તેને મારી નાખી. તે દિવસથી રાજ્યમાંથી છોકરાંની ચોરીઓ થતી બંધ થઈ ગઈ. પ્રજા રાજાની અદ્‌ભુત વિચારશક્તિને જોઇને આશ્ચર્યચકિત થઈ ગઈ હતી અને પ્રભુ તેને દીર્ઘજીવન આપો એવી પ્રાર્થના કરતી હતી. રાજા પણ પોતાના જીવનના અવશિષ્ટ કાળને પૂર્ણ સુખ અને આનંદમાં વીતાડવા લાગ્યો.



# રાક્ષસી રાણી

કોઈ એક દેશમાં એક રાજા હતો. તેને એક રાણી હતી. રાજા તે રાણીનું મોં પણ જોતો નહોતો. તે પોતાને લાયક કોઈ બીજી કન્યાના શોધમાં હતો. બિચારી રાણીનો કાંઈ દોષ નહોતો. તેનો મોટામાં મોટો અપરાધ એ હતો કે હજી સુધી તેને પેટે કાંઈ સંતાન જન્મ્યું નહોતું અને તેના એ અપરાધથી જ રાજાએ તેને ત્યાગી દીધી હતી. રાણીને એક સ્વતંત્ર મહાલય આપવામાં આવ્યો હતો અને તેને દાસ દાસી તથા નોકર ચાકર પણ સ્વતંત્ર આપવામાં આવ્યાં હતાં. રાણી બિચારી એકલી તે મહે-

લમાં રહેતી હતી. ભૂલેચૂકે પણ રાજા રાણીના મહાલય તરફ નજર કરતો નહોતો તો પછી તેમાં જાય તો ક્યાંથી જ!

રાજાને શિકારનો ઘણો શૌક હતો. ઘણી વખત તે પાસેના વનમાં શિકાર કરવા જતો. જે વખતે તે શિકાર કરવા જતો તે વખતે તેના પરમ મિત્ર શહેરના કોટવાળ વિના અન્ય કોઇને સાથે લઈ જતો નહિ. કેટલીક વખત તો તેઓ વનમાંના વાઘનો પણ શિકાર કરતા હતા.

એક દિવસ રાજા અને કોટવાળ શિકાર કરવા વનમાં ગયા. શિકાર ખોળતાં ખોળતાં તેમણે એક સુંદર હરિણ જોયું. તેને લક્ષ્ય કરી રાજાએ પહેલાં શરનિક્ષેપ કર્યો પણ શર હરિણના દેહને વાગ્યું નહિ. શિકારીને જોઇને ભયભીત થઈ હરિણ જીવ લઇને ત્યાંથી નાસવા લાગ્યું.

કોટવાળ રાજાની પાછળ હતો. રાજાના શરને વ્યર્થ ગયેલું જોઇને તેણે પોતે તે હરિણપર શરનિક્ષેપ કર્યો. તે શર પણ હરિણના દેહને વાગ્યું નહિ. અતિ ચાલાકી ભરેલી વક્રગતિથી પોતાના દેહનું રક્ષણ કરી હરિણ પ્રાણભયથી ઉર્ધ્વશ્વાસે દોડવા લાગ્યું.

રાજા અને તેના મિત્ર કોટવાળ ઉભયે પોતાના અશ્વો તે હરિણ પાછળ દોડાવવા માંડ્યા. કોટવાળના અશ્વ કરતાં રાજાનો અશ્વ અત્યંત તીવ્રવેગી હતો અને અત્યાર સુધી તેને કાંઈ પરિશ્રમ પડ્યો નહોતો તેથી રાજાના ઈંગિત માત્રથી જ, પૂછડી ઉંચી કરી, એક શ્વાસે અત્યન્ત દ્રુતવેગે તે હરિણની પાછળ દોડવા લાગ્યો. કેટલીક વાર અશ્વ હરિણની લગભગ પાસે જઈ પહોંચતો અને રાજા તેનાપર પોતાનું તીર છોડતો કિન્તુ તે તીર હરિણને વાગતું નહિ. ઘણા વેગથી તે હરિણ ઉત્તર દિશા તરફ દોડતું હતું.

રાજા ઘણા વેગથી પોતાના અશ્વને હરણ પાછળ દોડાવતો હતો પણ શહેરનો કોટવાળ, તેનો અશ્વ રાજાના અશ્વના જેટલા વેગથી દોડતો ન હોવાથી, રાજાની સાથે રહી શક્યો નહિ.

હરિણની પાછળ દોડતાં દોડતાં સંધ્યા થઈ જવા આવી. ધીમે ધીમે સૂર્યનું અજવાળું ઓછું થઈ જવા લાગ્યું અને અંધકારનો અધિકાર વધવા લાગ્યો. આ સમયે તે નિબિડ અરણ્યને પાર કરીને હરિણ એક વિસ્તીર્ણ મેદાનમાં આવી પહોંચ્યું.

રાજાના અશ્વ અને હરિણ વચ્ચે અહીં કેટલોક અંતર પડી ગયો હતો. મેદાનમાં આવી રાજાએ જોયું તો હરિણ તેની દષ્ટિએ પડ્યું નહિ. રાજાએ ઉત્તર દિશા તરફ ચાલવા માંડ્યું પરન્તુ હરિણ તેની નજરે પડ્યું નહિ; પણ મેદાનમાં એક પ્રકાંડ અટ્ટાલિકા તેની દૃષ્ટિએ પડી.

તે અરણ્ય નિકટસ્થ નિર્જન મેદાનમાં અટ્ટાલિકાને જોઇને રાજા વિસ્મય પામ્યો. તે અટ્ટાલિકામાં કોઈ માણુસ રહે છે કે નહિ તે જાણુવાનું તેને કુતૂહલ થયું. તે તે અટ્ટાલિકાના દ્વાર આગળ ગયો પણ ત્યાં કોઈ માણુસ તેની દૃષ્ટિએ પડયું નહિ. દ્વાર ઉઘાડું ફાંક પડેલું હતું. રાજાએ સાહસ કરીને તે અટ્ટાલિકામાં પ્રવેશ કર્યો.

તે અટ્ટાલિકાના નીચેના સર્વ ખંડોમાં રાજા ફરી વળ્યો પણ કોઈ માણુસ તેની નજરે પડયું નહિ, તેથી તે પહેલા માળપર ચઢ્યો. ત્યાંના સર્વ ખંડો સુસજ્જિત રીતે શૃંગારાયલા હતા. રાજાએ પ્રત્યેક ખંડમાં અન્વેષણુ કર્યું. આખરે તે એક મોટા ખંડમાં જઈ ચઢ્યો. તે ખંડમાં સુવર્ણના પલંગપર એક અતિસ્વરૂપવતી રમણીને નિદ્રિતાવસ્થામાં પડેલી જોઇને રાજાને ઘણું જ આશ્ચર્ય થયું. આવી સ્વરૂપવતી રમણી તેણે પોતાના જન્મારામાં જોઈ નહોતી. આવા નિર્જન સ્થાનમાં આવી રમણી ક્યાંથી આવી હશે, એ વિશે રાજા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.

રાજાએ કેટલીક વાર સુધી વિચાર કર્યો પણ પોતાના મનમાં તે કાંઈ સ્થિર કરી શકયો નહિ. તે રમણીને જોઇને તે મોહિત થઇ ગયો હતો અને તેનો વૃત્તાંત સાંભળવામાટે તે નિતાન્ત વ્યગ્ર થઈ ગયો હતો. એકીટસે તે તે રમણીના મુખ તરફ જોઇને ઉભો રહ્યો.

કેટલીક વારે તે યુવતીની નિદ્રાનો ભંગ થયો. તેણે આંખ ઉઘાડી કે તરત જ પોતાના પલંગ પાસે ઉભેલા રાજાને તેણે જોયો. રાજાને જોતાં જ તે બેઠી થઈ ગઈ અને રાજાનો હસ્ત પકડીને તે બોલી: “મહાશય ! હું એક રાજકન્યા છું અને એક રાક્ષસીએ મને આ એકાન્ત અટ્ટાલિકામાં રાખી છે. તે રાક્ષસી મારાં મા બાપ અને સગાં સહોદરને મારી નાખીને તેમનું ભક્ષણુ કરી ગઈ છે અને મારા પર દયા કરીને જ મને કેવળ જીવતી રાખી છે. પરન્તુ તેણે મને આ સ્થળે કેદ કરીને રાખી છે અને દરરોજ મધ્ય રાત્રિના સમયે તે રાક્ષસી મને જોવાને અહીં આવે છે. આપ અહીં ક્યાંથી આવી ચઢ્યા છો? આપ સત્વર અહીંથી ચાલ્યા જાઓ; નહિ તો મધ્યરાત્રિએ રાક્ષસી આવશે અને આપને મારી નાખશે.”

તેનું આ કથન સાંભળીને રાજાએ કહ્યું: “હે રમણી! અમો ક્ષત્રિય લોકો મરણુથી બીતા નથી. તમારા જેવી એક સુંદરીને રાક્ષસીના પંજામાં રહેવા દઈ હું અહીંથી કદાપિ જઇશ નહિ. જો તમારી ઇચ્છા હોય તો તમે મારી સાથે ચાલો. મધ્યરાત્રિ પહેલાં હું તમને મારા રાજ્યમાં લઈ જઇશ અને મારા રાજ્યમાં ગયા પછી રાક્ષસી તરફથી ભય રાખવાનું તમારે કાંઈ કારણુ રહેશે નહિ.”

તે રાજકન્યાએ રાજા સાથે જવા કબૂલ કર્યું; એટલું જ નહિ. પણ રાજાએ તેની આગળ પોતા સાથે ગાંધર્વ રીતિથી લગ્ન કરવાનો પ્રસ્તાવ કર્યો એટલે તેમ કરવા પણ તે સંમત થઈ. રાજાએ તે યુવતી સાથે ગાંધર્વ લગ્ન કર્યાં અને તેને પોતાના અશ્વપર લઇને પોતાની રાજધાની તરફ ચાલ્યો. પ્રભાત થતાં પહેલાં તે પોતાના મહાલયમાં પહોંચી ગયો. રાજાથી વિખૂટા પડી ગયેલા કોટવાળે જંગલમાં રાજાને ઘણો ખોળ્યો પણ તે ન જડવાથી તે શહેરમાં પાછો ગયો.

બીજે દિવસે શહેરમાં ખબર ફેલાઈ ગઈ કે: "રાજા શિકાર કરવા ગયા હતા ત્યાંથી એક સ્વરૂપવતી સ્ત્રીને પરણી લાવ્યા છે. નવી રાણી એવી રૂપ રૂપનો અંબાર છે કે તેના જેવી લાવણ્યવતી લલના પૃથ્વીપટપર અસ્તિત્વ પણ ધરાવતી નહિ હોય!" નવી રાણીનાં દર્શન કરવામાટે પ્રજા રાજમહાલય આગળ ગઈ અને રાણીને જોઇને સર્વ લોકો તેના રૂપનાં વખાણ કરવા લાગ્યાં.

રાજા નવી રાણી સાથે ઘણા સુખમાં પોતાના દિવસ વીતાડવા લાગ્યો. નાની રાણી સ્વરૂપવતી હતી એટલું જ નહિ કિન્તુ તે ગુણવતી પણ હતી તેથી થોડા દિવસમાં જ તેણે રાજાને અત્યન્ત વશ કરી લીધો. રાજા પહેલેથી જ મોટી રાણી ઉપર અસંતુષ્ટ હતો અને હાલમાં તે નાની રાણીના રૂપ ગુણથી તેને વશીભૂત થઈ ગયો હતો એટલે હવે તે જૂની રાણીનું નામ સુદ્ધાં લેતો નહોતો. તે જીવે છે કે મરી ગઈ છે એની ખબર પણ કોઈ દિવસ તે કઢાવતો નહોતો.

આ પ્રમાણે દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. જોતજોતાંમાં ત્રણ વર્ષ વીતી ગયાં તોપણ નાની રાણીને સંતાન થવાનો કાંઈ સંભવ દેખાયો નહિ. જો કે રાજા નાની રાણીને ખરા અંતઃકરણથી ચહાતો હતો તોપણ તેને કાંઈ સંતાન ન થવાથી તે ખિન્ન રહ્યા કરતો હતો. રાજા રાણીના મોં આગળ પુત્ર સંબંધી કાંઈ બોલતો નહોતો તોપણ રાણી તેના મનોગત ભાવને સમજી ગઈ હતી અને તેથી તે પોતે પણ અતિશય દુઃખિત થતી હતી.

રાજા નવી રાણીને પરણી લાવ્યો હતો ત્યારથી દરરોજ શહેરમાં પ્રજાને ઘેર ચોરીઓ થવા માંડી હતી. કોઈ દિવસ કોઇને ઘેરથી ગાય ચોરાઈ જતી તો કોઈ દિવસ બીજાને ત્યાંથી ભેંસ અદશ્ય થતી, આ પ્રમાણે દરરોજ રાત્રિએ જનાવરની ચોરીઓ થતી હતી. હવે તો રાત્રિએ માણસો પણ ચોરાવા લાગ્યાં અને તેથી નગરજનો ગભરાવા લાગ્યાં. એક દિવસ રાજા પાસે આવી પ્રજાજનોએ કહ્યું: "મહારાજ! આપના રાજ્યમાં કોઈ મોટો ચોર ઉત્પન્ન થયો છે. પહેલાં તે જનાવરોને ચોરી

જતો હતો પણ થોડા દિવસથી તે વધારે સાહસી થયો છે અને રાત્રિના સમયે માણસોને પણ ઉપાડી જવા લાગ્યો છે માટે અમે ઘણાં ભયભીત થઈ ગયાં છીએ. હવે આ ચોરને પકડી પાડવાનો કાંઈ બંદોબસ્ત કરો; નહિ તો અમે લોકો આપના રાજ્યનો ત્યાગ કરી અન્ય રાજ્યમાં જઈ નિવાસ કરીશું."

પ્રજાજનોના મુખથી તેમનું દુઃખ સાંભળી રાજા ઘણો ચિંતાગ્રસ્ત થયો. તેણે પ્રજાજનોને આશ્વાસન આપતાં કહ્યું: "આજથી હું પોતે રાત્રિએ પહેરો ભરવા નીકળીશ અને રાત્રિના સમયે જે ચોર ચોરીઓ કરી તમને હેરાન કરે છે તેને પકડી કાઢીશ. જો થોડા દિવસમાં હું તે ચોરને પકડી ન કાઢું અને ચોરીઓ થતી જ રહે તો પછી તમારી મરજીમાં આવે તેવી રીતે તમે વર્તજો."

રાજાનું આ કથન સાંભળીને સંતુષ્ટ થઈ લોકો પોતપોતાના ઘર તરફ ગયા. એક વિશ્વાસુ કર્મચારીને દિવસના સમયમાં નગરરક્ષામાટે નિયુક્ત કરી રાજા પોતે પોતાના વિશ્રામભવનમાં ગયો.

તે રાજકર્મચારીએ આખો દિવસ ઘણી સાવધાનીથી નગરરક્ષા કરી અને સાયંકાળે તે રાજા પાસે ગયો. રાજાએ તેને જવાની રજા આપીને છદ્મવેશ ધારણ કરીને અશ્વપર આરોહણ કરી નગરમાં ફરવાનો આરંભ કરી દીધો.

આ પ્રમાણે રાત્રિ અને દિવસ રાજાએ તે ચોરને પકડી કાઢવાનો પરિશ્રમ કરવા માંડ્યો; કિન્તુ ચોર હાથમાં આવ્યો નહિ. સાત દિવસ વીતી ગયા તોપણ રાજ્યમાંના તે ભયંકર ચોરને પકડી કાઢવાને રાજા શક્તિમાન્ થયો નહિ. સપ્તાહના અંતે રાજાએ નગરનાં મુખ્ય મુખ્ય માણસોને બોલાવી મંગાવ્યાં.

તે માણસો રાજા પાસે આવ્યાં એટલે રાજાએ તેમને પૂછ્યું: "નગરના હાલમાં શા સમાચાર છે? આ અઠવાડીઆમાં કોઇના ઘરમાંથી કાંઈ ચોરી થયેલી છે કે?"

હસ્તદ્વય જોડીને તે માણસોએ કહ્યું: "ના, મહારાજ! નગરરક્ષાનું કાર્ય જ્યારથી આપે પોતાના માથાપર લીધું છે ત્યારથી શહેરમાં એક પણ ચોરી થઈ નથી. આપના હસ્તથી પકડાઇ જવાના ભયથી તે ચોર આ નગરનો ત્યાગ કરીને ચાલ્યો ગયેલો હોવો જોઇએ, એમ જ જણાય છે."

પ્રજાજનોનું આ બોલવું સાંભળીને રાજાનું મન સંતુષ્ટ થયું. ચોર હાથમાં ન આવવાથી તેના મનમાં જે દુઃખ થતું હતું તે રાજ્યમાંથી હવે ચોરીઓ થતી બંધ થઈ ગઈ છે એ સમાચાર સાંભળી ઓછું

થઈ ગયું. ચોર હવે શહેરમાંથી જતો રહ્યો હશે એમ ધારીને રાત્રિએ શહેરમાં ભ્રમવાનું તેણે બંધ કરી દીધું.

બે ત્રણ દિવસ સુધી તો શહેરમાં કોઈ પણ પ્રકારનો ઉત્પાત થયો નહિ કિન્તુ ચોથે દિવસે રાજાનો એક ભૃત્ય રાજસભામાં આવીને રડતો રડતો કહેવા લાગ્યો કે: "મહારાજ! ગયા બે દિવસથી આપની ગૌશાળામાંથી ત્રણ ચાર ગાયો રાત્રિના સમયે અદૃશ્ય થાય છે. ગાયોને કોણ લઈ જાય છે તેને પકડી કાઢવા ગઈ રાત્રિએ આખી રાત હું જાગતો રહ્યો હતો પણ ચોર ક્યાંથી આવ્યો અને ક્યાં થઇને અને કેવી રીતે ગાયોને લઈ ગયો તે મને કાંઈ જણાયું નહિ."

તે ભૃત્યનું આ કથન સાંભળીને રાજા આશ્ચર્યાન્વિત થયો. તેણે પોતાના મનમાં ધાર્યું કે: 'ચોર નગરમાંથી ચાલ્યો ગયો નથી પણ રાજ-ગૌશાળામાંથી ચોરી કરી તેને પકડવાનું કામ કેવું દુર્ઘટ છે તે મને બતાવવાનો પ્રયત્ન કરે છે. પણ કાંઈ ફિકર નહિ; તે ચોરને હું અવશ્ય પકડી કાઢીશ.'

આ ચોરને કેવી રીતે પકડવો તે વિશે રાજા વિચાર કરતો હતો એવામાં એક ભૃત્ય રડતો રડતો તેની પાસે આવીને ઉપસ્થિત થયો અને હસ્ત જોડી રાજા આગળ બોલવા લાગ્યો કે: "મહારાજ! આપની અશ્વશાળામાંથી દરરોજ બે ત્રણ સારા સારા અશ્વો ચોરાઈ જાય છે. મેં ઘણી ઘણી ચેષ્ટાઓ કરી પરંતુ ચોર હાથમાં આવતો નથી. હવે જો આપ સખ્ત ઇલાજ નહિ લ્યો તો આપનું અશ્વબળ થોડા દિવસમાં નાશ પામશે."

ભૃત્યનું આ કથન સાંભળીને રાજાના આશ્ચર્યમાં વધારો થયો. હવે શું કરીને અને કેવા ઉપાયથી ચોરને ચતુર્ભુજ કરીને પોતાની ગાયો, પોતાના અશ્વ અને પોતાની પ્રજાની રક્ષા કરવી એ વિષયના વિચારમાં તે લીન થઈ ગયો. ઘણો વખત સુધી તેણે વિચાર કર્યો પણ એક ઉપાય તેને જડ્યો નહિ. તે ચોરને પકડવા વિશેની નાના પ્રકારની ચિન્તામાં રાજા આકાશ પાતાળ એક કરવા લાગ્યો. તેના શાણા શાણા મંત્રીઓ પણ તેને કાંઈ ઉપાય બતાવી શકયા નાહ.

રાજા નાના પ્રકારની ચિન્તા કરી રહ્યો હતો એવામાં મોટી રાણીની એક દાસી ધીમે પગલે તેની પાસે આવીને ઉભી રહી. રાજા પાસે આવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને અતિશય સન્માનપૂર્વક તેણે કહ્યું: "મહારાજ! આપ સમક્ષ આવવામાટે હું આપની ક્ષમા માગું છું."

મોટી રાણીની તે દાસીને જોઇને રાજાને ઘણો જ ક્રોધ ચઢ્યો; કિન્તુ તેની શ્રદ્ધા અને ભક્તિને જોઈ પોતાના ક્રોધને દાબીને તેણે કહ્યું:

"દાસી, તું જે કાંઈ કહેવા આવી હોય તે કહી નાખ. પણ, ખબરદાર! હવે પછી મારા ખાસ હુકમ વિના તારે કોઈ દિવસ મારી પાસે આવવું નહિ."

દાસીએ તેમ કરવાનું કહીને કહ્યું: "મહારાજ! દરરોજ રાત્રિએ આપની નવી રાણીના મહાલય તરફથી એક પ્રકાંડ પક્ષી ઉડતું ઉડતું આવે છે અને રાત્રિના પાછલા પહોરમાં તે નગરમાં ફરીને પાછું જાય છે. મહારાજ! આવું કાંઈ એક બે દિવસથી બનતું નથી પણ આપ નવી રાણીને લાવ્યા છો ત્યારથી દરરોજ રાત્રિના સમયે આવી રીતે એક પહોર રાત્રિ વીતી ગયા પછી એક પક્ષી મહેલમાંથી ઉડતું ઉડતું બહાર નીકળે છે અને પાછલા પહોરે તે મહેલમાં પાછું જાય છે."

હસી પડીને રાજાએ કહ્યું: "રાત્રિના સમયે પક્ષી જેવું પ્રાણી મહાલય તરફથી ઉડતું ઉડતું નગર તરફ જાય અને રાત્રિના અવશેષ કાળે તે મહાલય તરફ ઉડતું ઉડતું પાછું જાય તો એમાં મને શું ક્ષતિ કે વૃદ્ધિ હોય! એમ તો ઘણાં પક્ષી દરરોજ આકાશમાં ઉડ્યાં કરે છે તેથી તું શું કહેવા ઇચ્છે છે?"

દાસીએ કહ્યું: "મહારાજ! રાજ્યની સેવામાં જ હું ઘરડી થઈ છું. મેં મારી આંખે આપની ત્રણ પેઢી જોઇ છે. આપના પિતાને પણ મ મારા હાથે રમાડ્યા હતા. જે પક્ષી દરરોજ રાત્રિએ આપના મહાલયમાંથી બહાર નીકળે છે તે કેવા પ્રકારનું પક્ષી છે તે હું જાણું છું. તે કાંઈ સાધારણ પક્ષી નથી. જો એકાદ વખત આપ તેને જોશો તો આપને જણાશે કે તે ભયંકર અને રાક્ષસીય પક્ષી છે. આખા રાજ્યમાં જે દુઃખ વ્યાપી રહ્યું છે, તે દુઃખ કરનાર આ પક્ષી છે એમ હું આપને અતિશય નમ્રતાથી કહું છું. બંને હાથ જોડી હું આપને પ્રાર્થના કરું છું કે આ વૃદ્ધ દાસીનું કહેવું ધ્યાનમાં લઈ આપ તે પક્ષી વિશે તપાસ કરજો; કારણ કે, તેથી આપની પ્રજાનું દુઃખ ટળી જઈ પુનઃ રાજ્યમાં શાન્તિ અને સુખનો વિસ્તાર થશે!"

દાસીની વાત સાંભળી હૃદયમાં સંતુષ્ટ થઈ રાજાએ તેને મિષ્ટ વચન કહી વિદાય કરી અને તે દિવસથી દરરોજ રાત્રિએ મહાલય આગળ પ્રહરીનું કામ કરી તે પક્ષી કેવું છે તે જોવાને પોતાના મનમાં સંકલ્પ કર્યો.

રાજા નવી રાણીના મહાલયમાં જ સૂઈ રહેતો હતો. દરરોજ તે આખો દિવસ કામ કરીને મહાલયમાં આવતો અને વાળુ કરીને સૂઈ રહેતો એટલે એક પહોરની અંદર નિદ્રાવશ થઈ જતો. આજ દાસીએ

તેને જે વાત કહી હતી તેથી તેનું મન વિહ્વળ થઈ ગયું હતું. આજ તેણે મહાલયમાં સુકોમળ શય્યામાં શયન કર્યું પણ જો નિદ્રાવશ થઇ જઇશ તો તે પક્ષીને જોવાનો પ્રસંગ જતો રહેશે એમ તે ધારતો હોવાથી તેને નિદ્રા આવી નહિ તોપણ પોતે નિદ્રાવશ થઈ ગયો છે એમ રાણીને બતાવવાને તે આંખો મીંચીને જાગતો સૂતો.

તે કેટલીકવાર સુધી આ પ્રમાણે સૂઈ રહ્યો એટલે તેને તંદ્રા આવવા માંડી. તોપણ રાજા જોરાવરીથી જાગતો રહ્યો. શયનાગારમાં ફક્ત એક જ આછો દીવો બળી રહ્યો હતો. નવી રાણી રાજાથી કેટલેક દૂર એક સોનાના પલંગપર સૂઈ રહી હતી.

કેટલીકવાર પછી સહસા રાજાની આંખ ઉઘડી ગઈ. તેણે જોયું તો નવી રાણી બહુ ધીરે ધીરે પોતાના પલંગમાંથી ગાત્રોત્થાન કરતી હતી. પલંગપરથી નીચે ઉતરી ધીમે પગલે તે રાજાના પલંગ પાસે આવી. તેને પલંગ પાસે આવતી જોઇને રાજાએ આંખો બંધ કરી લીધી અને જાણે ભર ઉંઘમાં પડ્યો ન હોય તેમ નસ્કોરાં બોલાવવા લાગ્યો. રાજા નિદ્રાવશ થઈ ગયો છે એ વિશે પોતાના મનની ખાતરી કરી લઇને રાણી ધીમે પગલે મહાલયની બહાર જવા લાગી. આ દશ્ય જોઈ રાજાને ઘણું જ આશ્ચર્ય થયું. તેને એક પ્રકારનું કુતૂહલ થયું. આવી ગંભીર રાત્રિએ નવી રાણી આવી છુપી રીતે ક્યાં જતી હશે એ જાણવામાટે રાજાનું મન ઘણું જ વ્યગ્ર થયું. પલંગમાંથી ઉઠીને તે ધીરે ધીરે ઘર બહાર ગયો પરંતુ નવી રાણીને તેણે ત્યાં જોઈ નહિ.

રાણીને આમ એકાએક અદશ્ય થઈ ગયેલી જોઇને રાજા આશ્ચર્યચકિત થઈ ગયો. તે નીરવ રહીને ચારે તરફ અન્વેષણ કરવા લાગ્યો કિન્તુ નવી રાણી તેની દૃષ્ટિએ પડી નહિ. થોડીવાર પછી શઁા શઁા શબ્દ તેના કાને પડ્યો. જે દિશામાંથી તે અવાજ આવતો હતો તે દિશા તરફ રાજાએ જોયું. ત્યાં તેણે જે દશ્ય જોયું તેથી તેના મનની ખાતરી થઈ ગઈ કે જૂની રાણીની દાસીએ જે વાત કહી હતી તે ખરી હતી! મહાલયની ટોચપરથી એક પ્રકાંડ પક્ષી જેવું એક અદ્ભુત પ્રાણી શઁા શઁા અવાજ કરતું ઉડતું ઉડતું જતું હતું. તેના મનમાં સંદેહ થયો કે એકાએક રાણી ક્યાં જતી રહી અને આ પક્ષી કોણ હશે!

કેટલાક સમય પછી રાજા પોતાના શયનાગારમાં પાછો આવ્યો અને જાણે ગાઢ નિદ્રામાં પડ્યો હોયની! તેવો દેખાવ કરીને સૂઇ રહ્યો. શયનાગારનું બારણું તેણે ખુલ્લું જ રહેવા દીધું.

રાત્રિ સમાપ્ત થવા આવી તે સમયે રાણી પાછી આવી. રાજાના પલંગ આગળ જઈ હજી તે નિદ્રાવશ જ છે એની ખાતરી કરીને તે પોતાના પલંગપર જઇને સૂઈ રહી.

બીજે દિવસે રાજાએ રાત્રિએ પોતે જોએલા દસ્ય વિશે કોઇને કાંઈ પણ કહ્યું નહિ; પણ તે દિવસે રાત્રિએ શું બને છે તે બરાબર જોવામાટેનો તેણે પોતાના મનમાં નિશ્ચય કરી નાખ્યો. યથાસમય રાજા શયનાગારમાં જઇને પલંગપર પડ્યો અને ગત રાત્રિ પ્રમાણે નિદ્રાવશ પડ્યો હોય એમ ડોળ કરીને સૂઈ રહ્યો.

તે રાત્રિએ પણ બે પ્રહર રાત્રિ વીતી ગયા પછી રાણી સહસા પોતાના પલંગપરથી ઉઠી અને દરરોજની માફક રાજાના પલંગ પાસે જઈ તે ઉંઘે છે એની ખાતરી કરીને મહાલયમાંથી બહાર નીકળી.

બરાબર પાંચ દિવસ સૂધી રાજાએ લાગ લાગટ આખી રાત્રિ જાગી તપાસ કરી. હવે તેના મનની ખાતરી થઈ ગઈ કે પેલા ભયંકર પક્ષી અને રાણીને કાંઇક સંબંધ છે. સર્વે માણસોની સમક્ષ રાણીને બોલાવીને આ બાબત પૂછવાનો રાજાએ પોતાના મનમાં નિશ્ચય કર્યો.

નવી રાણી પોતાના ખંડમાં પોતાની સખીઓ સાથે બેસીને આમોદ-પ્રમોદ કરી રહી હતી એવામાં એક દાસી તેની પાસે આવી અને તેણે કહ્યું: "રાણી સાહેબ! મહારાજ આપને બોલાવે છે."

રાજા પોતાના સ્વતંત્ર ખંડમાં એકલો બેઠો હતો. નવી રાણી તેની પાસે જઇને ઉભી રહી એટલે રાજાએ તેને પૂછ્યું: "દરરોજ રાત્રિના સમયે મહાલયમાંથી નીકળી તું કયાં જાય છે!"

રાજાને શું ઉત્તર આપવું તે ન સૂઝવાથી રાણીએ કહ્યું: "મહારાજ! રાત્રિએ હું શયનાગારમાં જ સૂઈ રહું છું. મહાલયમાંથી નીકળી હું બહાર જાઉં છું એ વાત આપને કોણે કહી?"

રાણીનું આ ઉત્તર સાંભળી ક્રોધથી રાતા પીળા થઈ જઈ રાજાએ કહ્યું: "અરે, દુષ્ટા! તું શું મને ભોટ સમજે છે! રાત્રિના સમયે તું બહાર જાય છે એ વાત મને કોઇએ કહી નથી; પણ મેં તને મારી આંખે બહાર નીકળતી જોઇ છે. આજ આઠ આઠ દિવસથી તારી ચેષ્ટાઓને હું મારી આંખે જોઇ રહ્યો છું છતાં તું મને ઉડાવવા ઇચ્છે છે?"

પોતાની ચેષ્ટાને રાજાએ જોઈ લીધી છે એટલે હવે કાંઈ ઉપાય નહિ ચાલે એમ જાણી રાણીએ અટ્ટહાસ કરીને કહ્યું: "મહારાજ! આપે મારામાટે જે આહારસામગ્રીનો બંદોબસ્ત કર્યો હતો તેથી મારું પેટ ભરાતું નહોતું તેથી દરરોજ રાત્રિએ આહારની ચેષ્ટામાટે જ હું મહાલયમાંથી બહાર નીકળતી હતી."

આમ કહીને નવી રાણીએ એક દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો એટલે તેનું રૂપાંતર થવા માંડ્યું. નિમેષ માત્રમાં જ તેણે એક વિકટ રાક્ષસીનું સ્વરૂપ ધારણ કરી લીધું. રાજા પૂર્ણ સાવધ બેઠો હતો એટલે એક-

દમ તેણે મ્યાનમાંથી તલ્વાર બહાર ખેંચી કાઢી અને જોતજોતાંમાં તે રાક્ષસીનું શિર ધડથી જૂદું કરી દીધું. એક ભયંકર ચીત્કાર કરી તે રાક્ષસી–નવી રાણી–નો પ્રાણપક્ષી આ દુનિયામાંથી ઉડી ગયો. રાજાને હવે ખબર પડી કે તેણે એક રાક્ષસી સાથે લગ્ન કર્યું હતું અને આટલો સમય તે તેની સાથે જ રહ્યો હતો.

તે ને તે દિવસે જ આ વાત લોકોમાં જાહેર થઈ ગઈ. રાક્ષસીને જોવાને માટે લોકોનાં ટોળાં ને ટોળાં રાજમહાલયમાં આવવા લાગ્યાં. હવે લોકોને જણાયું કે આ ક્રૂર રાક્ષસી જ દરરોજ રાત્રિએ પક્ષીનું સ્વરૂપ ધારણ કરીને મહાલયમાંથી ઉડતી ઉડતી બહાર નીકળતી હતી અને પ્રજાનું નાના પ્રકારનું અનિષ્ટ કરીને સવાર થતાં પહેલાં રાજમહાલયમાં પાછી જતી રહેતી હતી!

તે દિવસથી રાજાને મોટી રાણીમાટે દયા આવવા લાગી. તે દિવસથી જ જૂની૰ રાણીના સૌભાગ્યસૂર્યનો ઉદય થયો. અલ્પ સમયમાં જ મોટી રાણીને ગર્ભ રહ્યો અને પૂરે મહિને તેને એક કુંવર જન્મ્યો. રાજા અને રાણી તે નાના કુંવરને રમાડતાં પૂર્ણ સુખમાં પોતાના દિવસ વીતાડવા લાગ્યાં.



## સાત ભાઈ ચંપા

કોઈ દેશમાં એક રાજા હતો. તેને બે રાણીઓ હતી. એક સોરાણી અને બીજી દોરાણી! સોરાણીને રાજા ઘણો જ ચહાતો હતો અને તેની સાથે તે રાજમહાલયમાં વાસ કરતો હતો; પણ દોરાણી પ્રતિ તેનો લેશમાત્ર પણ પ્રેમ નહોતો તેથી તે તેની ખબર અંતર કાંઈ લેતો નહોતો. રાજમહાલયમાં તેને વસવામાટે સ્થાન આપવામાં આવ્યું નહોતું. તે બિચારી ગૌશાળામાં પડી રહેતી અને છાણ મૂતર કાઢવાનું કામ કરી દિવસમાં બે વખત પોતાના પેટને ભાડું આપતી.

કેટલાક દિવસ પછી સોરાણીને ગર્ભ રહ્યો. રાજા અને પ્રજાજનોના આનંદનો કાંઈ પાર રહ્યો નહિ. પરમેશ્વર કરે ને સોરાણીને કુંવર અવતરે એવી આશાથી સર્વ લોકો દિવસ ગણવા લાગ્યા.

પોતાની શોકય ગર્ભવતી છે અને તેને પુત્ર આવે એમાટે પ્રજાવર્ગ પ્રાર્થના કરે છે એ સમાચાર સાંભળી દોરાણીનું કાળજું ચીરાઈ જવા લાગ્યું. તેનો દ્વેષાગ્નિ એકદમ ભભકી ઉઠયો. ધાત્રીની સાથે પરામર્શ કરી તેને ધન આપી દોરાણીએ તેને પોતાના પક્ષમાં લઈ લીધી અને સોરાણીને જે સંતાન અવતરે તેને છુપી રીતે રાજમહાલયમાંથી ઉડાવી ધાત્રીએ તેને મારી નાખવું એવો તેણે બંદોબસ્ત કરી દીધો.

યોગ્ય સમયે મોટી રાણીને પ્રસવવેદના થવા માંડી. ધાત્રીએ આવી સૂતિકાગૃહમાં પ્રવેશ કર્યો. કેટલીકવારે રાણીના પેટે ગુલાબના પુષ્પ જેવી એક સુંદર કન્યાનો જન્મ થયો; પરંતુ રાણીએ એક મૃત કન્યાને જન્મ આપ્યો છે એવી વાત જાહેર કરીને ઘણી છુપી રીતે ધાત્રી રાજકન્યાને મહેલમાંથી લઇને બહાર નીકળી ગઈ અને તેને શહેરથી ઘણે દૂર એક સ્થળે નાખી આવી નાની રાણીને ખબર મોકલી એટલે નાની રાણીએ તેને યોગ્ય ઇનામ આપ્યું.

રાણીએ મૃત કન્યાને જન્મ આપ્યો છે એ ખબર સાંભળીને રાજા અને પ્રજાને ઘણું જ દુઃખ થયું; કિન્તુ જન્મ મરણમાં મનુષ્યનો કાંઈ અધિકાર નથી એમ વિચારી તેમણે પોતાના મનનું સાંત્વન કર્યું. કેટલાક દિવસ પછી સોરાણીને ફરીથી ગર્ભ રહ્યો. આ વાર્ત્તા સાંભળી રાજા અને પ્રજા સકળ આનંદિત થયાં. કેવળ દોરાણીનું કાળજું કપાઈ જવા લાગ્યું. આ વખત પણ તેણે ધાત્રીને પોતાની પાસે બોલાવીને તેની સાથે મળીને ષડ્યંત્ર રચ્યું.

યથાસમય સોરાણીનો પ્રસવકાળ નિકટ ઉપસ્થિત થયો. આ વખતે તેણે ચંપાના પુષ્પ જેવા એક સુંદર પુત્રને જન્મ આપ્યો. કુંવર જીવતો જન્મ્યો હતો કિન્તુ ધાત્રીએ એવી ખબર ફેલાવી કે રાણીને મરેલો કુંવર જન્મ્યો છે. આ સમાચાર સાંભળી રાજાનું મન ઘણું જ દુઃખિત થયું. કેટલાક દિવસ સુધી તેણે રાજ્યમાં તમામ ઉત્સવાદિ બંધ કરાવી દીધા.

ઉપર લખ્યા પ્રમાણે સોરાણીએ સાત પુત્ર અને એક કન્યાને જન્મ આપ્યો કિંતુ દોરાણીની ચાલાકીથી અને ધાત્રીની નમકહરામીથી તે પોતાના એક પણ સંતાનનું મુખ જોવા પામી નહિ. સંતાનનો જન્મ થતો કે તરત જ ધાત્રી એવી ખબર ફેલાવતી કે રાણીએ મરેલા છોકરાને જન્મ આપ્યો છે અને પછી તે તે છોકરાને શહેરથી ઘણે દૂર જઇને નાખી આવતી અને દોરાણી પાસેથી ઇનામ લેતી હતી.

ઉપર પ્રમાણે દોરાણીએ સોરાણીનાં આઠ સંતાનોનો નાશ કરાવ્યો તેનું ફળ તેને મળ્યું. આઠ મૃત સંતાન જન્મવાથી રાજા સોરાણીપર ઘણો જ ગુસ્સે થયો. તેણે દોરાણીને બોલાવીને મહાલયમાં રાખી અને સોરાણીને ગોશાળામાં દાસીવૃત્તિ કરવા મોકલી આપી. દોરાણીની મનઃકામના સિદ્ધ થઈ અને સોરાણી હૃદય ફાટી જાય તેવું રુદન કરતી કરતી ગોશાળામાં દાસીનું કામ કરવા લાગી.

આ પ્રમાણે કેટલોક કાળ વીતી ગયો; તથાપિ દોરાણીના ગર્ભે કાંઈ સંતાન રહે એવો સંભવ દેખાયો નહિ. નિતાન્ત દુઃખિત થઇને

પરમેશ્વર પોતાપર કૃપાવંત થઇને દોરાણીને ગર્ભવતી કરે એમ ધારી રાજા નાના પ્રકારનાં ધર્મકાર્ય કરવા લાગ્યો. એક દિવસ રાજપુરોહિતને પોતાની પાસે બોલાવીને રાજાએ તેને પૂછ્યું કે: "નાની રાણી ગર્ભવતી થાય એમાટે મારે કયું ધર્મકાર્ય કરવું?" કેટલીક વાર સુધી વિચાર કરીને પુરોહિતે કહ્યું: "મહારાજ! સંતાનપ્રાપ્ત્યર્થ પુત્રેષ્ટિયજ્ઞ કરવાનું શાસ્ત્રમાં લખ્યું છે માટે આપ તે યજ્ઞ કરાવો."

તે યજ્ઞ કરવાને જેટલી સામગ્રીઓ જોઇએ તેટલી એકદમ એકઠી કરવામાટે રાજાએ માણસોને કામ સોંપી દીધું. અલ્પ સમયમાં જ સર્વ સામગ્રીઓ એકઠી કરી દેવામાં આવી કિન્તુ એકલાં ફૂલ કયાંયથી મળી શકયાં નહિ. આખા રાજ્યના તમામ બાગ બગીચામાં તપાસ કરાવી પણ કોઈ સ્થળે પુષ્પરોપામાં ફૂલ આવેલું જણાતું નહોતું. પુષ્પ-માટે રાજા ઘણો વિહ્વળ થઈ ગયો અને પુષ્પ શોધી લાવવા તેણે ચારે તરફ માણસ મોકલ્યાં; કારણ કે, યજ્ઞકાર્યમાં પુષ્પની ખાસ જરૂર હોય છે અને પુષ્પ વિના દેવનું અર્ચન થઈ શકતું નથી.

જે માણસો પુષ્પના શોધમાં નીકળી પડ્યા હતા તે સર્વ વીલા મુખે પુષ્પ લીધા વિના પાછા આવ્યા. રાજા પાસે આવી તેમણે કહ્યું: "મહારાજ! દૂર દૂરના દેશ સૂધી અમે અન્વેષણ કર્યું પણ કોઈ પણ સ્થળે કોઈ પણ પ્રકારનાં પુષ્પ હાથ લાગતાં નથી."

એક દિવસ રાજાનો એક ભૃત્ય નગર પાસેના અરણ્યમાં થઇને જતો હતો તેવામાં તેણે એક ગુલાબના રોપાપર એક ગુલાબની કળી અને ચંપાના એક રોપાપર સાત ચંપાની કળીઓ જોઈ. 'આખા રાજ્યમાં કોઈ પણ સ્થળે પુષ્પ પ્રાપ્ત થતાં નથી તેથી જો હું આ કળીઓ લઈ જઇશ તો તે પુષ્પની ગરજ સારશે અને રાજા મને ભારે ઇનામ આપશે;' એમ તે ભૃત્યે ધાર્યું અને તે કળીઓ તોડવામાટે જેવો તેણે પોતાનો હાથ લાંબો કર્યો કે તરત જ તે કળીઓ ઉઘડી ગઈ અને તેમાંથી આઠ સુંદર શિશુનાં મુખ દેખાવા લાગ્યાં. ગુલાબની કળીમાં જે મુખ દેખાતું હતું તેણે કહ્યું:—

"ચંપા, મારા ભ્રાત! જાગો છો કે ઉંઘતા?"

ચંપાની સાત કળીઓમાંથી જે સાત સુંદર મુખ દેખાતાં હતાં તે સર્વેએ એક સાથે કહ્યું:—

"ગુલાબ! વ્હાલી બેન, અમને ક્યમ બોલાવતાં?"

ગુલાબની કળીમાંના મુખે કહ્યું:—

"રાજા કેરા લોક, આવ્યા ફૂલો શોધવા;
દેવાં ફુલડાં આજ, કે નહિ ભાઈ આપણે?"

ચંપાની કળીઓમાંના સાત શિશુઓએ કહ્યું:—

"ગોશાળામાં હાય, માતા છાણાં થાપતી;
ફૂલ નહીં દેવાય, તે નહિ આવે જ્યાં લગી."

આમ કહીને તે શિશુઓએ પોતાનાં મુખ કળીમાં સંતાડી દીધાં એટલે કળીઓ એકદમ બીડાઈ ગઈ અને પહેલાં જેવી હતી તેવી થઈ ગઈ. વગર ખીલેલી કળીઓમાં છોકરાંનાં મુખ દેખાતાં જોઇને તથા તેમને મનુષ્યની માફક બોલતાં સાંભળીને રાજાના ભૃત્યને ઘણો જ ભય લાગ્યો અને તેથી તે એક પળ માત્ર પણ થોભ્યા વિના ત્યાંથી જીવ લઇને નાઠો અને જ્યાં સુધી તે રાજા પાસે જઇને ઉભો રહ્યો ત્યાં સુધી તેણે પાછું વાળીને જોયું જ નહિ. રાજા પાસે જઇને તેણે જોએલી સર્વ બીના તેને કહી સંભળાવી.

ભૃત્યની વાત સાંભળીને રાજાને ઘણું જ આશ્ચર્ય થયું અને તેણે પોતાના મંત્રીને પુષ્પ લઈ આવવા મોકલ્યો. ભૃત્ય મંત્રીને લઇને અરણ્યમાં જે સ્થળે તેણે પેલા બે છોડ જોયા હતા ત્યાં ગયો. વગર ખીલેલી ફૂલની કળીઓ જોઇને મંત્રીને ઘણો જ આનંદ થયો. તે કળીઓ ચૂંટવામાટે તેણે પોતાનો હાથ લંબાવ્યો એટલે તત્કાળ ગુલાબની કળી ઉઘડી ગઈ અને તેમાંથી ગુલાબના પુષ્પના જેવું સુંદર મુખ દેખાવા માંડ્યું. તેણે કહ્યું:—

"ચંપા, મારા ભ્રાત! જાગો છો કે ઉંઘતા?"

તેનો આ અવાજ સાંભળી ચંપાની સાત કળીઓ એકદમ ઉઘડી ગઈ અને તેમાંથી ચંપાના પુષ્પ સમાન સુંદર સાત શિશુનાં મુખ દેખાવા લાગ્યાં. સમસ્વરે તેમણે કહ્યું:—

"ગુલાબ, વ્હાલી બેન! અમને કયમ બોલાવતાં?"

ગુલાબે કહ્યું:—

"ફુલડાં લેવાકાજ, પ્રધાન આવ્યો ભૂપનો;
દેવાં ફુલડાં આજ, કે નહિ, ભાઈ, આપણે?"

સાત ભાઇ ચંપાએ કહ્યું:—

"ગોશાળામાં હાય, માતા છાણાં થાપતી;
ફૂલ નહીં દેવાય, તે નહિ આવે જ્યાં લગી."

આમ કહીને તેમણે પોતાનાં મુખ સંતાડી દીધાં અને કળીઓ બીડાઇને પહેલાં જેવી હતી તેવી થઈ ગઈ. આ વ્યાપાર જોઇને મંત્રી ઘણો જ આશ્ચર્યચકિત થઈ ગયો. તે સ્થળે ઝાઝી વાર ઉભો ન રહેતાં તે નગર તરફ ભૃત્ય સાથે ચાલ્યો અને રાજા પાસે જઇને બધી વાત અથેતિ કહી.

રાજા મંત્રીની વાત સાંભળીને અત્યન્ત વિસ્મિત થઈ ગયો. તે પોતાનું લાવ લશ્કર લઇને વનમાં પેલા છોડ પાસે ગયો. રાજા ગુલાબના છોડ પાસે ગયો કે તરત જ ગુલાબ ખીલી ઉઠયું અને તેમાંથી એક સુંદર બાળાનું મુખ દેખાવા લાગ્યું. તે બાળાએ કહ્યું:—

"ચંપા, મારા ભ્રાત! જાગો છો કે ઉંઘતા?"

તેનું બોલવું સાંભળી સાત કળીઓ ખીલી અને તેમાંથી સાત છોકરાંનાં મુખ દેખાવા લાગ્યાં. તેમણે પોતાની બહેનને સમભાવથી ઉત્તર આપ્યું.

"ગુલાબ, વ્હાલી બેન, અમને ક્યમ બોલાવતાં?"

ગુલાબ પુષ્પમાંની બાળાએ કહ્યું;

"રાજા પંડોપંડ, આવ્યા લેવા ફૂલને;
દેવાં ફૂલ અખંડ, કે નહિ, ભાઇ, આપણે"?

ચંપા પુષ્પમાંના તેના ભાઇઓએ કહ્યું:—

"ગોશાળામાં હાય, માતા છાણાં થાપતી;
ફૂલ નહિ દેવાય, તે નહિ આવે જ્યાં લગી."

આમ બોલીને તે સર્વ છોકરાંએ પોતાનાં મુખ સંતાડી દીધાં અને કળીઓ પહેલાં હતી તેમ બીડાઈ ગઈ.

આ છોકરાંનાં વચન સાંભળીને રાજાને ઘણી જ નવાઈ લાગી. તેને પોતાની સોરાણી સાંભરી આવી. તેણે તે બિચારીને વિના દોષે ગોશાળામાં રાખી હતી અને તેની પાસેથી સખ્ત મજૂરી લેવાની જે આજ્ઞા કરી હતી તે તેને યાદ આવ્યું. તેણે રાજધાનીમાં જઇને તેને બોલાવી લાવવામાટે પોતાના એક કર્મચારીને મોકલ્યો.

કર્મચારી નગરમાં જઇને સોરાણીને તેડી લાવ્યો. તેને જોતાં જ ગુલાબની કળી ખીલી ઉઠી અને તેમાંથી એક અતિ સ્વરૂપવતી બાલિકા બહાર નીકળી, સોરાણી તરફ જોઇને બોલી:—

"ચંપા, મારા ભ્રાત! જાગો છો કે ઉંઘતા?"

ચંપાની કળીઓ પણ એકદમ ખીલી ઉઠી અને તેમાંથી અતિ સુંદર સાત બાળકો બહાર નીકળ્યાં. તેમણે સમસ્વરથી કહ્યું:—

"ગુલાબ, વ્હાલી બેન, અમને ક્યમ બોલાવતાં?"

ગુલાબમાંથી નીકળેલી બાલિકાએ કહ્યું:—

"દુ:ખ દરિયે ડૂબેલી, માતા દેખો મળવાને આવે;
આનંદિત તેને તો, કરવી ઘટે છે હૃદયતણા ભાવે."

બહેનનું આ બોલવું સાંભળી સાત ભાઈ અને બહેન પોતે સોરાણી તરફ દોડ્યાં અને તેને બાઝી પડ્યાં, અને 'મા મા' એવા શબ્દો કાલી

કાલી ભાષામાં બોલી માતાને હર્ષોત્ફુલ્લ કરવા લાગ્યાં. રાજાએ વિસ્મિત થઇને સોરાણીને સમસ્ત વાત પૂછી એટલે તેણે તેને ખરી વાત કહી સંભળાવી. દોરાણીએ કપટકળાથી ધાત્રીને પોતાના પક્ષમાં કેવી રીતે મેળવી લીધી હતી અને ધાત્રીએ ખોટી ખબરો ફેલાવી સોરાણીના સાત પુત્ર અને એક કન્યાને અરણ્યમાં કેવી રીતે નાખી દીધાં હતાં અને તેમણે કેવી રીતે ગુલાબ અને ચંપાની કળીઓનાં સ્વરૂપ ધારણ કર્યાં હતાં એ વાર્તા સાંભળીને દોરાણી ઉપર રાજાને અત્યંત ક્રોધ ચઢ્યો. પોતાના સાત રાજપુત્ર અને એક રાજકન્યાને લઇને સોરાણી સાથે તે રાજધાનીમાં ગયો. એક ઉંડો ખાડો ખોદાવી તેમાં દોરાણીને જીવતી દાટી દેવાની રાજાએ આજ્ઞા કરી અને પેલી દુષ્ટ અને લોભી ધાત્રીને દેશનિકાલ કરી. પછી પોતાના રાજપુત્ર, રાજકન્યા અને સોરાણી સાથે રાજા ઘણા આનંદમાં પોતાના જીવનના અવશિષ્ટ કાળને વીતાડવા લાગ્યો.



# નિદ્રિત નગર

કોઈ એક દેશમાં એક રાજા હતો. તેને કેવળ એક જ રાણી હતી. રાજા રાણીને ઘણો જ ચહાતો હતો. તે રાજાને માત્ર એક જ રાજકુમાર હતો. રાજકુંવર જેવો રૂપવાન્ તેવો જ ગુણવાન્ હતો. રાજા તેને પોતાના પ્રાણથી પણ અધિક ચહાતો હતો અને તેના ગુણથી પ્રજા પણ તેને ઘણી જ ચહાતી હતી.

એક દિવસ રાજકુંવરે રાજા પાસે જઇને દેશ પરદેશની મુસાફરી કરવા જવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી. તેણે કહ્યુંઃ "પિતાજી! દેશમાં રહીને ગમે તેટલો અભ્યાસ કરીએ પરન્તુ વિદેશગમન કર્યાં વિના શિક્ષા પૂરી થતી નથી. અન્ય દેશના આચાર, વ્યવહાર, રીતિ અને નીતિ આદિથી ઘણું જાણવાનું મળે છે. જે રાજા કોઈ દિવસ સ્વદેશની બહાર ગયો નથી તેના કરતાં વિદેશગમન કરી આવનાર રાજા સારી રીતે રાજ્ય ચલાવે છે. મારી માતાના મુખથી મેં સાંભળ્યું છે કે ગાદીએ આવતાં પહેલાં આપે પણ કેટલાક દેશોની મુસાફરી કરેલી છે; માટે આપ કૃપા કરી મને દેશાટન કરવા જવાની આજ્ઞા આપો.

રાજકુંવરની આ ઇચ્છાની વાત અલ્પ સમયમાં જ આખા શહેરમાં પ્રસરી ગઈ. રાણીએ આહાર અને નિદ્રાનો ત્યાગ કર્યો. પ્રજાજનોના હૃદયમાં પણ ભારે આઘાત થયો. કેવળ રાજાએ આનંદથી રાજકુમારને દેશાટનમાટેની અનુમતિ આપી.

જે દિવસે રાજકુંવરને નીકળવાનું હતું તે દિવસે પ્રજા ટાળેટાળાં મળીને તેની સાથે જવાને પ્રસ્તુત થઈ. રાજાએ તેની સાથે એક જબરું લશ્કર મોકલવા તૈયાર કર્યું અને રાણી એક સોનાના થાળમાં પ્રચુર ધન રત્નાદિ લઇને આવી કિન્તુ રાજપુત્રે પોતાની સાથે કાંઈ લીધું નહિ. શસ્ત્રાગારમાંથી પોતાને મનગમતાં અને જોઇતાં હથિયાર લઇને નવો પોશાક પરિધાન કરી નગરજનો, સગાંસહોદર અને દોસ્ત બિરાદરને મિષ્ટ વચન કહી તેણે રાજધાનીમાંથી પ્રસ્થાન કર્યું.

યથાસમય પોતાના રાજ્યમાંથી બહાર નીકળી રાજકુંવરે પરરાજ્યમાં મુસાફરી કરવા માંડી. કોણુ જાણે કેટલાંય ગામ, નદ, નદીઓ તથા સાગરને પાર કરી કેટલાંય વન, ઉપવન અને કુંજકાનનોનો અતિક્રમ કરી, એક દિવસ તે એક અતિ સુંદર નગરના દ્વાર પાસે આવી ઉભો રહ્યો.

પોતાના રાજ્યમાંથી નીકળ્યા પછી આટલા દિવસમાં રાજકુંવરે ઘણાં રાજ્યમાં મુસાફરી કરી હતી, તેણે અનેક સુંદર રાજ્યો જેયાં હતાં; પણ આ નગર જેવું સુંદર નગર કોઈ રાજ્યમાં તેને નયનગોચર થયું નહોતું.

રાજકુંવરે સાહસ કરીને નગરમાં પ્રવેશ કર્યો. તે સીધો રાજમહાલય આગળ જઇને ઉભો રહ્યો. તે રાજમહાલય સમાન સુંદર મહાલય તેણે કયાંય જોયો નહોતો. તે રાજમહાલયની દીવાલો દૂધ સમાન શ્વેત વર્ણની હતી. તેનું ભોંયતળિયું દર્પણ સમાન ચકચકિત હતું. આખા મહાલયને ચારે બાજૂએથી શૃંગારી લેવામાં આવ્યો હતો; કિન્તુ આશ્ચર્યની વાર્તા એ હતી કે ત્યાં કોઈ માણુસ દષ્ટિગોચર થતું નહોતું. આખા શહેરમાં કોઈ પણુ માણુસ હોય એમ જણાતું નહોતું; કારણુ કે ત્યાં નીરવતા અને નિસ્પન્દતાનું સામ્રાજ્ય પૂર્ણ કળામાં વિસ્તરી રહ્યું હતું.

રાજપુત્ર અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયો. વ્યગ્રભાવથી તે ચારે તરફ જોવા લાગ્યો કિન્તુ કોઈ જીવતું પ્રાણી તેની દષ્ટિએ પડયું નહિ. કેટલીક વાર સુધી વિચારમગ્ન સ્થિતિમાં ઉભા રહ્યા પછી તેણે આગળ ચાલવા માંડયું. થોડી વારમાં જ તે એક મોટા ચોગાનમાં આવીને ઉભો રહ્યો.

તે ચોગાનમાં રાજપુત્રે જે દશ્ય જેયું તેથી તે હતબુદ્ધિ થઈ ગયો. તે ચોગાનમાં સેંકડો હાથી, ઘોડા, ભૃત્ય, સૈનિક, પ્રહરી અને સૈન્યાધ્યક્ષ નીરવભાવથી ઉભા હતા; પરંતુ તેમાંથી કોઈ હાલતો ચાલતો કે બોલતો કરતો નહોતો.

આ જેઈ રાજપુત્રના આશ્ચર્યમાં વિશેષ વધારો થયો. એક વખત તો તે શાંત ઉભેલા માણુસો પાસે ગયો અને તેઓ આમ ચુપચાપ

અને શૂન્ય થઇને કેમ ઉભા રહ્યા હતા તેનું કારણ પૂછવા લાગ્યો; પરંતુ તેના પ્રશ્નોનાં કોઇએ ઉત્તર આપ્યાં નહિ. આશ્ચર્યથી દિગ્મૂઢ થઈ ગયેલા રાજપુત્રે તેમનાં મુખ તથા પગપર હાથ ફેરવ્યા તો તે પત્થરનાં પૂતળાં સમાન હોયની! તેવા દેખાવા લાગ્યા. તે ચોગાનમાં ઉભેલા સર્વ માણુસો એક જ સ્થિતિમાં નહોતા. એક માણુસ એક સ્થિતિમાં ઉભો હતો તો બીજો બીજી સ્થિતિમાં જ ઉભો હતો. જાણે તેઓ પોતાના કાર્યમાં પ્રવૃત્ત હોય એવામાં એકાએક કોઈ મહાત્માના શાપ અથવા કોઈ જાદૂગરના મંત્રપ્રયોગથી તેઓ આમ પત્થરનાં પૂતળાંમાં પરિણુત થઈ ગયા ન હોય! એમ તેમને જોતાં જણાતું હતું.

તે ચોગાનને ઓળંગી રાજપુત્રે અંદર પ્રવેશ કર્યો. ત્યાં તેણે જોયું તો જૂદા જૂદા ખંડને જૂદી જૂદી રીતે શૃંગારેલા હતા. એક ખંડમાં તેણે પ્રવેશ કરીને જોયું તો ત્યાં તીર, તલ્વાર, ધનુષ્ય, બાણુ, ઢાલ, કટારી વગેરે હથિયારો તેમાં ગોઠવેલાં હતાં; છતાં ત્યાં કોઇ પણ મનુષ્ય દૃષ્ટિગોચર થતું નહોતું.

રાજપુત્રે એક વિશાળ ખંડમાં પ્રવેશ કર્યો. તે રાજસભાગૃહ હતું. સુવર્ણના સિંહાસન ઉપર રાજા સ્વયમ્ મનોહર રાજકીય પરિચ્છદવડે ભૂષિત થઈ વિચારમગ્ન અવસ્થામાં બેઠો હતો. રાજા અને પરિષદ્ગણુ પોતપોતાની મર્યાદાનુસાર સુસજ્જિત થઈ યથાસ્થાને ઉપવેશન કરી પૂર્ણ ધ્યાનથી રાજાની આજ્ઞા અને તેના વિચાર સાંભળવાને આતુર જણાતા હતા. તે ખંડના દ્વાર આગળ કેટલાક પ્રહરીઓ ઉભેલા હતા. તે ખંડમાં પ્રવેશ કરી ત્યાંના સમસ્ત વ્યાપારનું અવલોકન કરતાં રાજકુમારના હૃદયમાં ભય અને ભક્તિનો ઉદય થયો. ત્યાંના સર્વ મનુષ્યો પાષાણુપ્રતિમા સમાન નીરવ અને નિસ્પન્દ હતા. ભક્તિભાવથી પોતાનું મસ્તક નમાવી રાજકુમારે ત્યાંથી પ્રસ્થાન કર્યું.

તે સભાગૃહનો ત્યાગ કરી રાજપુત્ર એક બીજા ખંડમાં ગયો. ત્યાં જઈ તેણે જોયું તો તે ખંડ ઉજ્જ્વલ પ્રકાશવડે પ્રકાશિત થઈ રહ્યો હતો! તે ખંડમાં પ્રચુર ધન, રત્ન, મણિ, માણિક્ય અને મુક્તા-આદિ દૃષ્ટિગોચર થતાં હતાં. રાજપુત્રે વિસ્મિત નેત્રોવડે તે સમસ્ત ધન રત્ન આદિ જોયાં કિન્તુ તેણે કોઈ પણ વસ્તુને હસ્તસ્પર્શ કર્યો નહિ.

ત્યાંથી ગમન કરી રાજપુત્ર એક વિસ્તીર્ણ ખંડમાં જઈ ઉપસ્થિત થયો. ત્યાં જઇને ઉભા રહેતાં જ સદ્યઃ પ્રસ્ફુટિત પુષ્પના ગંધે તેના નાસિકારંધ્રમાં પ્રવેશ કર્યો. તેણે ચારે તરફ જોવા માંડ્યું પણ ત્યાં એક પણ પુષ્પ જણાતું નહોતું. તે સુગંધ ક્યાંથી આવતો હતો તે જાણુવા-માટે રાજપુત્રે ચારે તરફ અન્વેષણુ કરવા માંડ્યું.

કેટલાંક ક્ષણ પશ્ચાત્ રાજપુત્રે એક પુષ્પોદ્યાન જોયું. ત્યાં હજારો અને લાખો પ્રસ્ફુટિત પદ્મ અને અન્યાન્ય સુગંધિત પુષ્પ તેના જોવામાં આવ્યાં; કિન્તુ આશ્ચર્યની વાર્તા એ હતી કે તે સર્વ પુષ્પ પાષાણુના રૂપમાં પરિણુત થઈ ગયેલાં હતાં!

કેટલીકવાર સુધી રાજપુત્રે તે ઉદ્યાનમાં ભ્રમણ કર્યું અને તે તેની અપૂર્વ શોભાને જોવામાં નિમગ્ન થઈ ગયો. તેણે જોયું કે એક સ્થળે કેટલાંક મોટાં મોટાં પદ્મ ઉગેલાં હતાં. તે પદ્મવાટિકા પાસે એક હીરકખચિત સુવર્ણનો પલંગ હતો. રાજપુત્ર તે પલંગ પાસે ગયો અને ત્યાં જઇને તેણે જોયું તો તેનાપર એક કોમળ શય્યામાં એક અતુલ લાવણ્યવતી લલના ગાઢ નિદ્રામાં પડેલી હતી.

તે લાવણ્યવતી લલનાને જોઇને રાજપુત્રને અગાધ કુતૂહલ થયું. તેની પાસે જઇને તે નિર્નિમેષ નયનવડે તેની તરફ જોઇ રહ્યો. તે સમયે તે એટલો બધો આશ્ચર્યમુગ્ધ થઈ ગયો હતો કે પોતે કયાં ઉભો છે તેનું પણ તેને ભાન નહોતું!

કેટલીકવાર સુધી તે રૂપવતી રમણીના સૌન્દર્યનું નિરીક્ષણ કર્યાં પછી તે રાજકુમારે આજૂ બાજૂ જોયું તો પલંગપર તેણે એક સુવર્ણદંડ જોયો. તે સુવર્ણદંડને સ્પર્શ કરવાની રાજકુમાર હિંમત કરી શકયો નહિ. તેણે પોતાના મનમાં વિચાર્યું કે: "આ સુંદરી નિદ્રાવશ થયેલી છે. થોડા વખતમાં જ્યારે તે જાગશે ત્યારે તેને હું પૂછીશ કે આ નગરમાં આ બધો આશ્ચર્યમય વ્યાપાર શો છે?" તેણે કેટલીકવાર સુધી અપેક્ષા કરી કિન્તુ તે રમણી જાગી નહિ. તે રમણીની શય્યામાં સુવર્ણદંડ શામાટે પડેલો હશે તે જાણવાની અને તે દંડ લઇને બરાબર જોવાની રાજકુમારને પ્રબળ જિજ્ઞાસા થઈ એટલે તેને ઉપાડી લઇને તેણે જોવા માંડ્યો.

એવામાં તે રમણીના પલંગપર રાજપુત્રે બીજો દંડ જોયો. આશ્ચર્યચકિત થઈ ઘણી સાવધાનીથી તેણે તે દંડને પણ ઉપાડી લીધો. તે દંડ સુવર્ણનો નહોતો કિન્તુ રૂપાનો હતો. તે યુવતીના પલંગ પાસે ઉભો રહી બંને હાથમાં બંને દંડ ઝાલીને રાજકુંવર તપાસી તપાસીને જોતો હતો એવામાં એકાએક તેના હાથમાંથી પેલો સુવર્ણનો દંડ પડી ગયો અને તેનો સ્પર્શ તે રમણીના દેહને થયો.

જેવો તે સુવર્ણના દંડનો સ્પર્શ તે યુવતીની કાયાને થયો કે તરત જ તેની આંખ ઉઘડવા લાગી. અત્યાર સુધી તે સુંદરી મૃતવત્ પડી હતી, પણ હવે તેના દેહમાં જીવનનો સંચાર થવા લાગ્યો. તે રમણીનાં ચક્ષુકમળ ઉઘડ્યાં. રાજપુત્ર તેની તરફ એકી ટસે જોઈ રહ્યો હતો. એટલે તે રમણીનાં ચક્ષુ ઉઘડ્યાં કે તરત જ તેમની ચાર આંખો મળી ગઇ અને બંને જણે પોતાનાં મસ્તકોને અવનત કર્યાં.

બરાબર આ સમયે જ પક્ષિગણનો કલધ્વનિ રાજકુમારને કર્ણગોચર થયો. અત્યાર સુધી જે જે વસ્તુઓ પાષાણના રૂપમાં પરિણત થઈ ગઈ હતી તે સર્વેએ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. પાષાણનાં પુષ્પ એકદમ તરતનાં જ ખીલેલાં તાજાં પુષ્પ થઈ ગયાં અને તેમના સુગંધથી ચારે દિશાઓ આમોદિત થવા લાગી. ઉદ્યાનમાંનાં સર્વ વૃક્ષોને પણ નવું જીવન પ્રાપ્ત થયું. વૃક્ષોમાં જે પક્ષીઓ વાસ કરતાં હતાં અને અત્યાર સુધી પત્થરનાં બની ગયાં હતાં તેમણે પોતાનું મૂળ સ્વરૂપ પુનઃ પ્રાપ્ત કર્યું અને તેઓ વૃક્ષની એક શાખામાંથી બીજી શાખામાં ઉડી સુમધુર સ્વરથી ગાન કરવા લાગ્યાં.

રાજસભામાં સિંહાસનપર બેઠેલા રાજાનાં ચક્ષુ પણ ઉઘડ્યાં. છત્રધારી સંભાળથી રાજછત્ર ઝાલવા લાગ્યા. મંત્રી અને અન્ય રાજકર્મચારીઓ પોતપોતાનાં કાર્ય કરવા લાગ્યા. સૈનિકો પોતાના સરદારની આજ્ઞાનું પાલન કરવા લાગ્યા. નિદ્રિત અવસ્થામાં પડેલું નગર એકાએક જાગ્રત થયેલું દેખાવા લાગ્યું!

રાજકુંવર આ સમસ્ત દેખાવને જોઇને સ્તંભિત જ થઈ ગયો. હવે શું કરવું તે વિશે તે પોતાના મનમાં કાંઈ પણ નિશ્ચય કરી શકયો નહિ.

પોતાના પૂર્વ સ્વરૂપમાં પરિણત થતાં જ રાજા ઘણો આનંદિત થઈ ગયો. તેણે પોતાના મનમાં ધાર્યું કે: "અવશ્ય મારા રાજ્યમાં કોઈ મહાત્મા આવેલો હોવો જોઇએ અને તેણે જ અમારો ઉદ્ધાર કર્યો છે." તે કેટલા સમય સુધી નિદ્રિત અવસ્થામાં રહ્યો હતો તે પોતે જાણતો નહોતો. રાજસિંહાસનનો પરિત્યાગ કરીને પોતાપર ઉપકાર કરનારને મળવામાટે તે બહાર જવા લાગ્યો. તે ઘણે દૂર નહિ ગયો હોય એટલામાં એક અનુચરે આવીને તેને કહ્યું: "મહારાજ! એક રાજપુત્ર આવ્યો છે અને તેણે સમસ્ત નગરને નિદ્રામાંથી જગાડયું છે!" આમ બોલતો બોલતો તે રાજા પાસે ગયો. રાજમહાલયમાં નોબતો વાગવા માંડી.

પોતાનું લશ્કર લઇને રાજા રાજકુંવર પાસે ગયો. તેની સાથે અતિમિષ્ટ ભાષણ કરતાં તેણે કહ્યું: "મહાશય! તમારા દેખાવપરથી તમે રાજકુમાર જેવા દેખાઓ છો. આપનો દેશ કયો છે? કઈ સ્વર્ગીય ભૂમિમાંથી અહીં પધારીને આપે આસન્નમૃત્યુમાંથી અમારો ઉદ્ધાર કર્યો છે?"

લજ્જાથી રાજપુત્રે પોતાનું મુખ નમાવી લીધું. તે સમસ્ત વ્યાપાર જોઇને એક પ્રકારે તે પણ હતબુદ્ધિ થઈ ગયો! તે પોતાના મુખથી એક શબ્દ પણ બોલી શકયો નહિ.

રાજા તેના મનોગત ભાવને સમજી ગયો. તેણે તેને પુનઃ કહ્યું: "હે મહાશય! એક દુર્દાન્ત રાક્ષસ અમારા નગરમાં આવ્યો હતો અને એક રજતદંડના પ્રભાવથી અમો સર્વને નિશ્ચેષ્ટ કરી નાખ્યાં હતાં. અમો મરણની સ્થિતિને અનુભવતાં હતાં. સુભાગ્યે આપે અહીં પધારીને અમારી રક્ષા કરી છે. આપે અમારાપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો અમારાથી કદાપિ આપી શકાય તેમ નથી; તથાપિ અમારાથી આપી શકાય એવી કાંઈ વસ્તુની આપને ઇચ્છા હોય તો તે નિઃસંકોચ વ્યક્ત કરશો."

આમ બોલી રાજા કેટલીક વાર સુધી નીરવ રહ્યો. તેનાં ચક્ષુમાંથી દડદડ આનંદાશ્રુ વિગલિત થતાં હતાં. કેટલાંક ક્ષણ પશ્ચાત્ આત્મસંવરણ કરી તેણે પુનઃ કહેવા માંડયું: "હે રાજકુમાર! હું ઘણો વૃદ્ધ થઈ ગયો છું. મારાથી મારા રાજ્યનાં તમામ કામો ઉપર બરાબર દેખરેખ રાખી શકાતી નથી. તમો કોઈ રાજવંશી છો. મારે માત્ર એક જ કન્યા છે. અને તેના માટે યોગ્ય પતિ શોધી કાઢવાનો મેં ઘણો પ્રયત્ન કર્યો છે. છતાં અદ્યાપિ કોઇ યોગ્ય વર મળી શકયો નથી. રૂપે ગુણે આપ તેના માટે સર્વથા યોગ્ય જણાઓ છો માટે હું મારી કન્યા આપના ચરણોમાં સમર્પવા ઇચ્છુ છું. આજને આજ હું મારી કુંવરી આપને પરણાવી દઇશ અને પહેરામણીમાં મારું આખું રાજ્ય આપને આપીશ. આપ ઘણા ધાર્મિક અને સચ્ચરિત્ર જણાઓ છો. આપ આ દેશના રાજા થશો તેથી મારી પ્રજા અત્યન્ત આનંદિત થશે એવી મારી સોએ સો ટકા ખાતરી છે. આપે મારી પ્રજાના જીવનની રક્ષા કરીને તેના રાજા થવાનો અધિકાર પ્રાપ્ત કર્યો છે."

તેજ દિવસની રાત્રિએ મોટી ધામધૂમથી રાજકન્યા સાથે રાજકુમારનો વિવાહ થઈ ગયો. આઠ દિવસ સુધી આખા રાજ્યમાં મોટો ઉત્સવ ચાલ્યો. પોતાપર ઉપકાર કરનારને પોતાનો રાજા થયેલો જોઇને પ્રજાને ઘણો જ આનંદ થયો હતો. પરમસુંદર સ્ત્રીરત્નની પ્રાપ્તિ થવાથી રાજકુંવરના આનંદનો પણ કાંઈ પાર નહોતો. જીવનના અંતિમ ભાગમાં પોતાના મનને ગમતો જમાઈ પ્રાપ્ત થવાથી વૃદ્ધ રાજા અત્યંત આનંદથી જીવનયાત્રા કરવા લાગ્યો.

પોતાના પિતાના રાજ્યમાંથી નીકળ્યાને છ માસ વીતી ગયા હતા તોપણ રાજકુંવર પાછો ગયો નહોતો તેથી તેની માતા પોતાના પુત્રને માટે ચિન્તા કરવા લાગી. કુંવર આજ પાછો આવશે, કાલ આવશે એમ ધારીને રાણી કાગને ડોળે તેની વાટ જોતી હતી; પણ કુંવરને પાછો ન આવેલો જોઇને રાણીનું મન ઉદ્વિગ્ન થવા માંડયું.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. એક વર્ષ વીતી ગયું તોપણ રાજકુંવર પાછો આવ્યો નહિ અને તેથી રાજાનું પોતાનું મન પણ અસ્થિર થવા લાગ્યું. તે પણ ચિંતાતુર રહેવા લાગ્યો. રાજકુંવર પાછો ન આવેલો હોવાથી રાજ્યની સમસ્ત પ્રજાને પણ ચટપટી થવા માંડી હતી. રોઈ રોઇને રાણી બે આંખે આંધળી ધબ થઈ ગઈ, તોપણ તેનું રોદનકાર્ય બંધ થયું નહિ. પરમેશ્વર કુંવરને સ્વદેશમાં પાછો મોકલે એમાટે પ્રતિદિન દેવાલયોમાં ઈશ્વરભજન અને પ્રાર્થનાઓ થવા લાગી. રાજકુંવરનું પ્રત્યાગમન ન થવાથી રાજકુટુંબ અને રાજ્યમાં ઉદાસીનતાનો વિસ્તાર થઈ ગયો હતો.

એકાએક એક દિવસ પ્રભાતમાં રાજમહાલયના સન્મુખ મંગળવાદ્ય વાગવા માંડ્યાં. રાજા, રાણી અને સર્વ કર્મચારી વિસ્મિત થઈ ગયાં. જે દિવસથી રાજકુંવર વિદેશયાત્રા કરવા નીકળી પડ્યો હતો ત્યારથી રાજ્યમાં કોઈ પણ જાતનો ઉત્સવ થતો નહોતો અને કોઈ પણ પ્રકારનું વાદ્ય વાગતું નહોતું એટલે એકાએક તે વાદ્ય વાગતાં જોઇને તેનું કારણ જાણવા રાજાએ પોતાના માણસ મોકલ્યા.

થોડી વારમાં જ રાજકર્મચારીઓ પાછા આવ્યા અને રાજાને શુભ સમાચાર કહ્યા કે: "મહારાજ! રાજકુંવર સાહેબ આવ્યા છે; યુવરાજ પધાર્યા છે." પોતાના કુંવરને મળવામાટે હર્ષથી ગાંડા જેવો થઈ ગયેલો રાજા મહાલય બહાર દોડ્યો અને રાજકુંવર તથા તેની નવવધૂને રાજમહાલયમાં લઈ આવ્યો. પ્રજાએ પરમાનંદથી રાજપુત્ર અને તેની નવવધૂને અભિનંદન આપ્યું.

રાણી બિચારી અંધ થઈ ગયેલી હતી તેને એક દાસી દોડીને રાજકુંવર પાસે લાવી. માતાની અવસ્થા જોઇને રાજકુંવરને અત્યન્ત દુ:ખ થયું. સુવર્ણનો દંડ તે પોતાની સાથે લાવ્યો હતો તે તેણે પોતાની માતાને અડકાડ્યો કે તરત જ તે દેખતી થઈ ગઈ! પુત્ર અને પુત્રવધૂને જોઇને તેને નિરવધિ આનંદ થયો. તેમને બંનેને પોતાના ખોળામાં લઇને કોણ જાણે તેણે કેટલોય આદર કર્યો! રાજકુંવર પરદેશમાંથી એક રૂપાળી કન્યા પરણી લાવ્યો છે એ સમાચાર સાંભળી પ્રજાને પણ મહાન્ આનંદ થયો. તે દિવસથી રાજ્યમાં મોટો ઉત્સવ શરૂ થયો અને તે કેટલાક દિવસ સુધી ચાલ્યો. રાજકુંવરની નવવધૂને જોવામાટે રાજ્યના તમામ લોકો શહેરમાં આવવા લાગ્યાં અને તેઓ પણ ઉત્સવમાં ભાગ લેતા હતા. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી ચાલ્યું. પછી રાજ્યનો કાર્યભાર કેટલાક દિવસ સુધી ચલાવવાનું મંત્રીને સોંપી રાજકુંવર પોતાનાં માતા પિતા અને પત્નીને લઇને પોતાના સસરાના

રાજ્યમાં ગયો. ત્યાંનો બરોબર બંદોબસ્ત કરી તે પોતાના કુટુંબ સાથે પોતાના રાજ્યમાં પાછો આવ્યો. કેટલેક દિવસે રાજકુંવરની પત્નીને એક કુંવર સાંપડ્યો. પૌત્રને રમાડતાં રાજા રાણી ઘણા આનંદમાં દિન યાપન કરવા લાગ્યાં. ગુણિયલ પત્ની મળેલી હોવાથી રાજકુંવર પણ પૂર્ણ સુખમાં પોતાનો સંસાર ચલાવતો હતો.

---

## ગોપકન્યા

એક દેશમાં એક ડોસી રહેતી હતી. તે ઘણી જ ગરીબ હતી. દિવસમાં એક વખત પણ તેને પેટ પૂરતું ખાવા જેટલું મળતું નહોતું. ગરીબ હોવા છતાં પણ ભિક્ષા માગી ઉદરપોષણ કરવાની ઇચ્છા કદાપિ તેને થઈ નહોતી.

તે ડોસીને માત્ર એક કન્યા હતી. તે કન્યા વિના આખા ગામમાં તેનું કોઈ સગું નહોતું. તે કન્યાને સાથે લઇને ડોસી ખેતરોમાં જતી અને અડાયાં છાણાં વગેરે એકઠાં કરતી અને પછી તે ગામમાં લાવી તેને વેચી જે ધન મળતું તેથી તે પોતાનું તથા કન્યાનું ગુજરાન ચલાવતી.

જો કે ડોસીની કન્યા નાની હતી તોપણ તે ઘણી બુદ્ધિમતી હતી. જ્યાં સૂધી તે નાની હતી ત્યાં સૂધી ડોસી તેને પોતાની સાથે ખેતરોમાં લઈ જતી અને છાણાં તથા અડાયાં વગેરે ગામમાં વેચવા જતી ત્યારે પણ તેને પોતાની સાથે જ રાખતી. પણ જ્યારે તે મોટી અને સમજણી થઈ ત્યારે તે છોડી એકલી ખેતરમાં જઈ અડાયાં વીણવા લાગી અને ગામમાં ફરી તે વેચવાનું કાર્ય પણ તે જ કરવા લાગી. હવે ડોસી તેની સાથે મુદ્દલ જતી નહોતી. છોડી એકલી જંગલમાંથી છાણાં લાવતી અને તેને ગામમાં વેચી જે પૈસા મેળવતી તે તે ડોસીના હાથમાં આપતી.

જે દિવસ તે છોડી સારા પૈસા લાવતી તે દિવસ તેને દિવસમાં એક વખત પેટ પૂરતું ભોજન મળતું હતું; પરંતુ જે દિવસે તેને બરાબર પૈસા મળતા નહિ તે દિવસે ડોસી તેને કાંઈ ખાવા આપતી નહિ; પણ ઉપરથી તેને મારતી હતી. આથી તે બિચારી છોડીનું શરીર હોડકાના માળા સમાન થઈ ગયું હતું. ડોસી તેનાપર આટલો બધો જુલ્મ કરતી હતી તોપણ તે છોડી કાંઈ બોલતી નહોતી. શાંતિથી તે તેનો જુલ્મ સહન કરતી હતી. કોઈ દિવસ નક્કોયડો અપવાસ કરીને તો કોઈ દિવસ અર્ધ આહાર કરીને તે પોતાના દિવસ ગાળતી હતી.

તે એક ભાંગી તૂટી ઝૂપડીમાં વાસ કરતી હતી. શિયાળામાં અને ઉનાળામાં વૃષ્ટિનો ઉપદ્રવ હોતો નથી તેથી તે દિવસોમાં સીમમાં

ફરી તે પુષ્કળ અડાયાં એકઠાં કરતી; એટલું જ નહિ, પણ છાણુ ભેગું કરી ઘેર છાણાં પણ થાપતી. આથી તે દિવસોમાં તેને સારા પૈસા મળતા હતા પણ કોઈ દિવસ ડોસી તેને દિવસમાં બે વખત ખાવા આપતી નહોતી. વર્ષાકાળમાં વર્ષાદ પડતો એટલે જંગલમાંથી અડાયાં કે છાણુ મળી શકતું નહિ અને ઘરમાં છાણાં પ્રસ્તુત ન હોવાથી છોડી શું વેચીને પૈસા લાવે ભલા? જે દિવસે છોડી કાંઈ પૈસા લાવતી નહોતી તે દિવસે ડોસી તેનાપર ઝાડ થતી. તે દિવસે ડોસી તેનાપર જે જુલ્મ ગુજારતી તે જોઇને પત્થર પણ પીગળી જાય તો પછી માણુસનું તો કહેવું જ શું?

આ સંસારમાં તે ડોસીને તે છોડી અને છોડીને તે ડોસી જ હતી. છોડીએ માતાના મુખથી સાંભળ્યું હતું કે તેને એક માસી હતી અને તે તેને બહુ જ ચાહતી હતી. તે માસીને છોડીએ કદાપિ જોઈ હોય તેમ તેને સાંભરતું નહોતું. જો કોઇ માણુસ તેના પ્રતિ દયા બતાવતું અથવા તેની સાથે મિષ્ટતાથી બોલતું તો છોડી પોતાના મનમાં વિચારતી કેઃ "જો મારી માસી જીવતી હોત તો તેણે મારી સાથે આવો જ વર્તાવ કર્યો હોત." આ વિચાર આવતાં જ તેની આંખમાં આંસુ આવી જતાં હતાં અને તેની આંખમાં આંસૂ જોઇને ડોસી ચંડીનું સ્વરૂપ ધારણુ કરતી અને તેને ખૂબ મારતી હતી. છોડી માતાનો અત્યાચાર શાંતિથી સહન કરતી હતી અને વચ્ચે વચ્ચે કોઈ વખત તે પોતાના મનમાં એમ વિચારતી હતી કેઃ "જો મારી માસી જીવતી હોત તો મારી આવી વલે ન થાત!"

આવી રીતે તે છોડી પોતાના દિવસ વીતાડતી હતી. એક દિવસે વર્ષાકાળમાં ઝરમર ઝરમર વર્ષાદ વર્ષી રહ્યો હતો. આવા સમયમાં ટોપલીમાં છાણાં લઈ છોડી ગામમાં વેચવા ગઈ. વર્ષાકાળમાં બળતણુની સર્વને અગત્ય હોય છે તેથી જેવી તે છોડી પાસેની પોળમાં ગઈ કે તરત જ લોકોએ તેને બોલાવવા માંડી પણ છાણાંને ભીંજાયલાં જોઇને કોઇએ તે લીધાં નહિ.

છોડી આખો દિવસ ફરી પણ એક પૈસાનાં પણ છાણાં વેચી શકી નહિ. ત્રણુ ચાર દિવસથી લાગટ વર્ષાદ વર્ષતો હતો અને તેના ઘરમાં સૂકાં છાણાં મુદ્દલ નહોતાં તેથી છોડી કાંઈ છાણાં વેચી શકી નહોતી તેથી તેને ચાર દિવસના અપવાસ હતા. આવી સ્થિતિમાં આખો દિવસ વર્ષાદમાં ફરવાથી સાંઝ પડતાં થાકીને લોથપોથ જેવી થઈ ગઈ. સંધ્યા થવા આવી એટલે તે એક અટ્ટાલિકા પાસે વીસામો ખાવા બેઠી. એકાએક આકાશમાં નવાં વાદળાં ચઢી આવ્યાં અને હવે મુશળધાર વર્ષાદ વર્ષવા લાગ્યો.

અટ્ટાલિકાની પાસે છોડી એવા સ્થાને બેઠી હતી કે ત્યાં તેના ઉપર વર્ષાદનું પાણી પડી શકતું નહોતું, પરંતુ ઠંડો પવન ઘણા જ જોરમાં વાતો હતો અને તેની ઝાપટો છોડીને લાગવાથી તે થરથર કંપતી હતી. તેણે ફકત એક જ સેંકડો થીગડાંવાળું લૂગડું પરિધાન કરેલું હતું. તેને સંકોરી હાથ પગનાં ટુંટીયાં વાળી તે અટ્ટાલિકાની એક ભીંતને બરાબર અડીને બેઠી હતી. તેને ચચ્ચાર દિવસના અપવાસ હતા, ઘરમાં કાંઈ સૂકાં છાણાં નહોતાં અને જેટલાં હતાં તેટલાં લઇને તે બહાર વેચવા નીકળી હતી; પણ હવે તે સર્વ ભીંજાઇને ધોવાઈ ગયાં હતાં તેથી "હું ઘેર જઇશ એટલે મારી માતા મને પુષ્કળ માર મારશે!" એ વિચાર તેના મનમાં થતો હતો. વિચારમાંને વિચારમાં તે છોડીને નિદ્રા આવી ગઈ. થોડી વારમાં જ તેનાં ચક્ષુ બંધ થઈ ગયાં અને તે નિદ્રિત થઈ ગઈ.

નિદ્રામાં તે છોડીને સ્વપ્ન આવ્યું: જાગ્રતાવસ્થામાં તે પોતાના ભાગ્યનો દોષ કાઢતી હતી અને પોતાની માસીને સંભારતી હતી તેથી સ્વપ્નમાં પણ તેને તેની માસી દેખાઈ. તેને એમ દેખાયું કે જાણે તેની માસી તેની પાસે આવી અને તેને પોતાના ખોળામાં બેસાડીને સારું સારું ખાવાનું આપીને કહ્યું કે: "દીકરી! તું ગભરાઇશ નહિ. હવે તારે દુઃખ સહન કરવું પડશે નહિ. આજથી તારા દુઃખનો અંત આવી ગયો છે."

સ્વપ્નમાં માસીના આવા શબ્દો સાંભળી તે છોડી ઝબકી. તેની આંખો ઉઘડી ગઈ. જાગી ત્યારે તેને સ્પષ્ટ જણાયું કે તેને સ્વપ્ન જ આવેલું હતું. નિદ્રાનો ભંગ થતાં તેના મનમાં અસહ્ય દુઃખ થયું. તેની આંખોમાં આંસૂ ભરાઈ આવ્યાં અને પાછી તેની આંખો બંધ થઈ ગઈ. થોડીવારમાં તેને બીજું સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે જોયું કે એક સોનાના થાળમાં કેટલીક મિઠાઈ ભરેલી હતી અને તેની પાસે પડેલા સોનાના એક ઘડામાં સોનાની મોહોરો ભરેલી હતી. તે સત્ય દૃશ્ય જોઈ રહી છે કે કેમ એ વિશે પ્રથમ તો તેના મનમાં શંકા ઉદ્ભવી અને તેથી બંને હાથે બંને આંખોને ચોળીને પુનઃ તેણે જોયું તો ખરેખર તે મિષ્ટાન્નપૂર્ણ થાળ અને મોહોરોનો ભરેલો ઘડો તે સ્થળે ઉપસ્થિત હતા. આંખો ફાડી તેણે ચારે તરફ નજર કરીને જોયું તો તેને જણાયું કે પહેલાંની માફક મુશળધાર વર્ષાદ વર્ષી રહ્યો હતો અને તેની પાસે કોઈ પણ માણસ નહોતું. રાત્રિ ઘણી વીતી ગઈ હતી અને ચારે તરફ ઘોર અંધકાર ફેલાઈ ગયો હતો. માત્ર તે અટ્ટાલિકાના બહારના દ્વાર આગળ એક દીવો મંદ મંદ બળી રહ્યો હતો.

તે બાળાને ભૂખ તો કડકડીને લાગી હતી તેથી સુવર્ણના થાળમાંની મિઠાઇમાંથી તેનાથી ખવાઈ તેટલી તેણે ખાધી અને પછી તેણે તે થાળ તથા મિઠાઇને પોતાના વસ્ત્રમાં બાંધી લીધાં અને મોહોરોથી ભરેલા ઘડાને હાથમાં ઝાલી લઇને તેનાપર પોતાનું વસ્ત્ર નાખી ધીમે ધીમે તે પોતાના ઝૂપડા તરફ જવા લાગી.

વર્ષાદ વધારે જોશમાં વર્ષવા લાગ્યો, કિન્તુ તે છોડીનું ધ્યાન તે તરફ મુદ્દલ હતું નહિ. ચાર દિવસ પછી તેને પેટ ભરીને ખાવા મળ્યું હતું, જે વાનીઓ તેણે પોતાના આખા જન્મારામાં જોઈ નહોતી તે તેને ખાવા મળી હતી, તેને સુવર્ણનો થાળ અને મોહોરોનો ભરેલો ઘડો પ્રાપ્ત થયા હતા અને તેથી હું મારી માને જ્યારે આ વસ્તુઓ આપીશ એટલે "તે મારાપર પ્રસન્ન થશે અને કોઈ દિવસ મને તાડન કરશે નહિ!" આવા આવા વિચાર તેના મનમાં ઉઠી રહ્યા હતા. વર્ષાદથી તેનું આખું શરીર ભીંજાઈ ગયું હતું; પરંતુ તે તરફ તેનું મુદ્દલ લક્ષ નહોતું.

પ્રભાત થતાં તે પોતાના ઝૂપડા પાસે પહોંચી. તે વખતે તેણે જોયું તો તેની મા છેડો વાળી રોદન કરી રહી હતી. માતાને રડતી જોઇને છોડીના મનમાં દયાનો ઉદ્ભવ થવાથી તેણે વિચાર્યું કે: "હજાર તોએ માતા તે માતા! તે મારાપર ગમે તેટલો અત્યાચાર કરે છે તોએ મને વખતસર પાછી ન આવેલી જોઇને તેને કેટલું બધું દુઃખ થાય છે. ખરેખર, તે મને ચહાય છે. ગમે તેમ હોય તોએ પેટના કીડા! તેનાપર તેને પ્રેમ કેમ ન હોય? સિંહ વ્યાઘ્ર જેવાં ક્રૂર અને વિકરાળ પ્રાણી પણ પોતાનાં બચ્ચાંને ચાહે છે તો માણસ કેમ ન ચહાય!"

માતાને રડતી જોઈ તે દોડતી દોડતી તેની પાસે જઇને બોલી: "માતા, માતા, તમે રોશો નહિ. હું આવી છું અને આ શું લાવી છું તે જુઓ." પોતાની પુત્રીનો કંઠસ્વર સાંભળીને ડોસીએ મોં ઉઘાડ્યું અને જોયું તો તેની દૃષ્ટિ સુવર્ણના થાળ અને મોહોરોથી ભરેલા ઘડાપર પડી! તે છોડીને પોતાના ખોળામાં લઇ ઘણા વહાલથી બચ્ચી કરીને તેણે કહ્યું: "મારી વ્હાલી દીકરી! હવે પછી કોઈ દિવસ હું તને મારીશ નહિ તેમ કોઈ રીતનું દુઃખ પણ નહિ દઉં. આજે મારી મોટી બહેન મારી પાસે આવી હતી અને તારી સાથે હું ખરાબ રીતે વર્તતી હતી તેમાટે તેણે મને ઘણો ઠપકો આપ્યો હતો. મારી આંખોની કીકી! તું અત્યાર સુધી ક્યાં હતી? આવા વર્ષાદમાં તું ઘણી જ ભીંજાઈ ગયેલી છે. આવ, આવ, મારા ઝૂપડાના આધાર, મારી અંધની યષ્ટિ, આવ. હું છાણાં સળગાવી તાપણી કરું છું તેના તાપે તું તાપ. તને શરદી થશે તો મારા તો ભોગ લાગશે."

આમ બોલતાં બોલતાં તે ડોસીની આંખમાં આંસુ આવી ગયાં. આજ માતાએ તેના તરફ આટલું બધું વ્હાલ બતાવ્યું તે જોઇને તે છોડીને ઘણો જ આનંદ થયો. તેણે સુવર્ણનો થાળ તેના મોં આગળ મૂક્યો. ડોસીએ ત્રણ ચાર દિવસમાં કાંઈ ખાધું નહોતું તેથી તેણે ઘણા આનંદથી મિષ્ટાન્નનો આહાર કર્યો. પછી છોડીએ સોના મોહોરોનો ઘડો તેના મોં આગળ ઠાલવી દીધો. આટલી બધી મોહોરો જોઇને ડોસી તો દિગ્મૂઢ થઈ ગઈ. તેના મનમાં ભય લાગ્યો કે મારના ભયથી છોડી કોઇનું ઘર ફાડી, ચોરી કરીને આ લાવી હશે. કેટલીક વાર સુધી તે તે છોડી તરફ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહી.

છોડીએ રાત્રિએ બનેલા બનાવની વાત પોતાની માતાને અથથી ઇતિ પર્યન્ત કહી. ડોસીએ તે વાત સાચી માની; કારણ કે તેને પણ રાત્રિએ એવું જ સ્વપ્ન આવ્યું હતું.

તે દિવસે તેમની વચ્ચે અન્ય કાંઈ વાતચીત થઇ નહિ. બંને જણીઓ ઘણી જ ક્લાન્ત થઈ ગયેલી હોવાથી એક ફાટેલી તૂટેલી સાદડી પાથરી તેનાપર સૂઈ ગઈ અને થોડી વારમાં જ ગાઢ નિદ્રામાં પડી ગઇ.

બીજે દિવસે જ્યારે તેઓ જાગી ત્યારે બરાબર મધ્યાહ્નનો સમય હતો અને સૂર્ય માથાપર આવેલો હતો. દિવસ ઘણો થઇ ગયેલો જોઇને તે બેઠી થઈ ગઈ. ચક્ષુ ખોલી તેમણે જોયું તો જે દૃશ્ય તેમના જોવામાં આવ્યું તેથી તેમને અત્યન્ત ભય થયો. આગલે દિવસે ફાટી તૂટી સાદડીપર તેઓ એક ઝૂપડીમાં સુઇ રહેલી હતી અને અત્યારે તેઓ બે માળની હવેલીમાં અને સુવર્ણના ખાટપર સૂતી હતી. આ શો ચમત્કાર! તેમની ઝૂપડી કયાં ગઈ, સાદડી કયાં ગઇ અને તેમને આ હવેલીમાં કોણ અને કેવી રીતે લાવ્યું હશે? ઉભયના મનમાં એવો વિચાર આવ્યો કે: "આ તે અમે સ્વપ્ન જોઇએ છીએ કે સત્ય દૃશ્ય જોઇએ છીએ?"

ખાટપર બેઠેલી મા દીકરીના મનમાં ઉપર પ્રમાણે વિચાર આવ્યા પછી કેટલીક વારે તેઓ ઉભી થઇ અને બારીએથી જોયું તો આ શું? તેમનું ઝૂપડું જ હવેલીના સ્વરૂપમાં ફરી ગયેલું હતું. તેમની પડોશનાં સર્વ ઘર જેમનાં તેમ હતાં; અને માત્ર તેમનું ઝૂપડું જ ફરી ગયું હતું! આ શો ચમત્કાર હશે, એ વિશે ડોસી વિચાર કરતી હતી તેવામાં તેણે પોતાની મોટી બહેનના પડછાયા જેવું કાંઇક જોયું.

તે દિવસે રાત્રિએ ડોસીના સ્વપ્નમાં તેની મોટી બહેન આવી અને તેના ઘરમાં આવી તેના પલંગપર તેના માથા આગળ બેસીને બોલી: "બહેન! છોડી પરણાવવા લાયક વયની થઇ ગઇ છે; માટે તેના લાયક

વર શોધી કાઢી આ ધન દોલત અને હવેલી તેને આપી દે અને તા પુત્રી અને જમાઈ સાથે રહીને તું તારો વખત આનંદમાં વીતાડ."

આ સ્વપ્ન જોઈ ડોસીની આંખ ઉઘડી ગઈ પણ તે રાત્રિએ છોડી લસલસાટ ઉંઘી ગઈ હતી. તેને કાંઈ સ્વપ્ન આવ્યું નહોતું. બીજે દિવસે સવારમાં માતાએ રાત્રિએ તેને જે સ્વપ્ન આવ્યું હતું તેની વાત પોતાની પુત્રીને કહી સંભળાવી અને તે દિવસથી જ ડોસી કન્યાના વિવાહ સંબંધી ચેષ્ટા કરવા લાગી.

કેટલાક દિવસ પછી એક રૂપગુણમંડિત છોકરો મળી આવ્યો. ડોસીએ નિજ હસ્તે પોતાની પુત્રીને તેની સાથે પરણાવી અને પહેરામણીમાં તેને આખું ભર્યું ભાદર્યું ઘર આપી દીધું. જમાઇને ઘરબાર કે આગળ પાછળ કોઈ નહોતું તેથી તે તે ડોસીને ઘેર ઘરજમાઈ થઇને રહ્યા. ડોસીને ત્યાં પૈસાની કાંઈ ખોટ નહોતી તેથી છાણાં વીણનારી ગોપ-કન્યા પોતાના પતિ સાથે એક મોટી રાણી પ્રમાણે રહેવા લાગી. પુત્રી અને જમાઇને સુખ શાંતિમાં રહેતાં જોઇને ડોસીની આંતરડી ટાઢી રહેતી હતી. ઘરકામનો સર્વ ભાર તેણે પોતાના માથાપર લીધો હતો. જમાઈ કે પુત્રી કોઈ દિવસ તેની ઇચ્છા વિરુદ્ધ વર્ત્તતાં નહોતાં અને તેથી ઘરમાં તે જે કહેતી તેજ થતું હતું.



# વૈદ્યરાજના વરઝોળા

કોઈ એક દેશમાં એક રાજા હતો. તેને એક રાણી હતી અને એક કુંવર હતો. તે બંને પ્રતિ રાજાને ઘણો જ પ્રેમ હતો. રાજપુત્ર જેવો સ્વરૂપવાન્ હતો તેવો જ ગુણવાન્ હતો. પ્રજાના લોકો કુંવરના રૂપ અને ગુણનાં ઘણાં જ વખાણ કરતા હતા અને તેને પોતાના જીવ કરતાં પણ અધિક ચાહતા હતા. રાજપુત્ર જે જે ગામમાં હોય ત્યાંના દીન દરિદ્રને ઘેર નિત્ય જતો, તેમની ખબર અંતર પૂછતો અને સાંઝે જો કોઇને કાંઈ પણ ખાવાનું ન મળ્યું હોય તો તે પોતે પોતાના તરફથી ખાવાનું મોકલી આપતો. રાજપુત્રના આવા ગુણોને લીધે પ્રજા તેનાપર મરી ફીટે એ કાંઈ આશ્ચર્યની વાત તો નહોતી જ.

રાજપુત્રને શિકારનો ઘણો જ શૌક હતો. શહેરના કોટવાળનો પુત્ર તેનો પરમ મિત્ર હતો. બંને મિત્ર દરરોજ સાથે શિકાર કરવા નીકળી પડતા અને રાત્રિના સમયે નાના પ્રકારના પશુઓનો શિકાર કરીને પાછા આવતા. રાજા પોતે પણ શિકારનો ઘણો શોકીન હતો તેથી તેને પોતાના પુત્રની આ ટેવ ગમતી અને ઘણી વાર તેને શિકારની વાતો પૂછીને તેને ઉત્તેજન આપતો.

એક દિવસ રાજકુંવર અને કોટવાળપુત્ર શિકાર કરવા અરણ્યમાં ગયા. તેમની દૃષ્ટિ એક વાઘપર પડી. તેનો શિકાર કરવાનો વિચાર કરીને રાજકુંવરે પોતાના બાણુને તેનાપર છોડ્યો અને તે બાણુ વાઘના શરીરને વાગ્યો એટલે પ્રાણભયથી તે ત્યાંથી જીવ લઇને નાઠો અને જંગલના ધાડા ભાગ તરફ દોડવા લાગ્યો. રાજપુત્ર અને કોટવાળપુત્રે પણ પોતાના અશ્વોને તે વાઘની પાછળ છોડી મૂક્યા. સંધ્યાસમયે વાઘ જંગલના એક ધાડા ભાગમાં જઈ પહોંચ્યો અને થોડીવારમાં જ અદૃશ્ય થઈ ગયો. રાજકુંવર અને તેના મિત્રે તેને શોધી કાઢવાનો બહુ પ્રયત્ન કર્યો, પણ તે વાઘ તેમની દૃષ્ટિએ પડ્યો નહિ એટલે હતાશ થઈ જઇને તેઓ ઘેર જવાના વિચારથી પાછા જવા લાગ્યા. કેટલેક દૂર ચાલ્યા પછી તેમને જણાયું કે તેઓ કોઈ આડે રસ્તે ચડી ગયા હતા. જે રસ્તેથી તેઓ તે અરણ્યમાં આવ્યા હતા તે રસ્તો તેમને જડી શક્યો નહિ. હવે કઈ દિશામાં જવું એનો કાંઈ નિર્ણય ન કરી શકવાથી તેઓ એક મોટા વૃક્ષ નીચે બેઠા.

એકાએક તેમના કાને એક ભયંકર ગર્જનાનો અવાજ પડ્યો. તે વિકટ અવાજ સાંભળીને બંને મિત્રે ધાર્યું કે વાઘ નિકટમાં જ છે. બંને પાકા શિકારી હતા અને પશુનો શિકાર તેમને મન નાના છોકરાની રમત સમાન હતો, તેથી વાઘની ભયંકર ગર્જના સાંભળી તેમના હૃદયમાં કિંચિન્માત્ર પણ ભયનો સંચાર થયો નહિ. પોતાનાં હથિયાર બરાબર ઝાલી વાઘનો શિકાર કરવાને તૈયાર થઇને તેઓ ઉભા રહ્યા!

એકાએક એક મોટા વાઘે રાજકુંવર ઉપર આવીને તરાપ મારી અને રાજપુત્ર તેનાપર શસ્ત્રપ્રહાર કરે તે પહેલાં તેના શરીરપર તેના પ્રચંડ પંજાનો તેણે એવો ઘા કર્યો કે રાજપુત્ર બેભાન થઈ ભૂમિપર પડ્યો. કોટવાળપુત્ર પાસે જ હતો. મિત્રપર વાઘને આક્રમણ કરતો જોઇને તેણે મ્યાનમાંથી પોતાની તલ્વારને બહાર ખેંચી કાઢી અને વાઘની સામે જઇને તેને એવો આઘાત કર્યો કે જેથી એક ભયંકર ગર્જના કરી વાઘ જમીનપર તૂટી પડ્યો અને અલ્પ સમયમાં જ આ ફાની દુનિયાનો ત્યાગ કરીને પરલોકમાં ચાલ્યો ગયો.

વાઘ જમીનપર પડ્યો હતો તોએ કોટવાળપુત્ર તેનાપર પોતાના શસ્ત્રનો પ્રહાર કરતો હતો. તેણે તેનું શિર ધડથી જૂદું કરી નાખ્યું અને ત્યાર પછી બેભાન થઇને પડેલા પોતાના મિત્ર પાસે તે ગયો.

રાજપુત્ર બેભાન થઇને જ્યાં પડ્યો હતો ત્યાંથી થોડે દૂર એક મોટું તળાવ હતું. કોટવાળપુત્ર તે તળાવપર ગયો અને પોતાનાં વસ્ત્રોને જળમાં ભીંજાવી રાજપુત્ર પાસે આવી તેનાં મુખ તેમ જ નેત્રો ઉપર પાણી

છાંટવા લાગ્યો. કેટલીકવારે રાજપુત્રને ભાન આવ્યું. ઘણા કષ્ટથી તે બેઠો થયો અને મિત્રનો હાથ ઝાલીને ધીમે ધીમે તે જળાશય આગળ ગયો. કોટવાળપુત્રે પોતાના ઉત્તરીય વસ્ત્રને ફાડીને રાજકુંવરને જ્યાં જ્યાં ઘા લાગેલા હતા ત્યાં પાટા બાંધી દીધા હતા.

ઘણું લોહી વહી જવાથી રાજકુંવરમાં ઘણી અશક્તિ આવી ગઈ હતી તેથી તે ચાલવાને તદ્દન નાલાયક થઈ ગયો હતો. ઉભા રહેતાં પણ તેને ઘણું જ દુઃખ થતું હતું. તેની આવી સ્થિતિને જોઇને ઘણા કષ્ટે કોટવાળપુત્રે તેને પોતાના અશ્વપર બેસાડ્યો અને પછી પોતે તેની પાસે બેસી તેને બરાબર ઝાલીને અશ્વને રાજધાની તરફ ચલાવવા લાગ્યો.

કોટવાળપુત્ર અને રાજપુત્ર રસ્તો ભૂલી ગયા હતા પણ કોટવાળપુત્રના અશ્વને તે બરાબર સ્મરણમાં હતો. કોટવાળપુત્રે તેને તેની મરજીમાં આવે તે દિશામાં જવા દેવા માંડ્યો એટલે તેણે રાજધાની તરફ ચાલવા માંડ્યું. મધ્યરાત્રિ પછી અશ્વ રાજધાની આગળ આવી પહોંચ્યો.

દરરોજ સંધ્યા સમયે બંને મિત્ર શિકાર કરીને પાછા આવતા હતા. કુંવર શિકાર કરીને પાછો આવ્યા પછી તેના શિકારની વાર્તા સાંભળી રાજા તેને લઇને પાકશાળામાં જતો અને બંને સાથે બેસીને જમતા હતા. આજ સંધ્યા વીતી ગઈ તોએ કુંવર અને તેના મિત્રને પાછા આવેલા ન જોવાથી રાજાને ચિન્તા થવા લાગી. એક સ્થળે બેસી તે કુંવર કેમ નહિ આવ્યો હોય એ વિશે ચિન્તા કરવા લાગ્યો.

એક પ્રહર રાત્રિ ચાલી ગઈ તોએ રાજપુત્ર અને કોટવાળપુત્ર પાછા ન આવ્યા એટલે રાજાની ચિન્તા વધવા લાગી. તે એક વખત ઘરમાં તો એક વખત બહાર જવા લાગ્યો. તેને માત્ર એક જ કુંવર હોવાથી તે તેને પોતાના જીવથી પણ અધિક વ્હાલો હતો. શિકારેથી તેને પાછો ન આવેલો જોઇને રાજાનું મન અસ્થિર થઈ ગયું. તેના મનમાં સેંકડો શુભાશુભ વિચાર આવવા લાગ્યા. રાજપુત્રનો શોધ કરવામાટે તેણે ચારે તરફ માણસોને દોડાવ્યા.

કેટલોક સમય ચાલ્યો ગયો. રાજપુત્ર અને તેના મિત્રની તપાસ કરવા ગયેલા માણસો એક પછી એક પાછા આવવા લાગ્યા; તોપણ બન્ને મિત્રમાંથી એક પણ આવ્યો નહિ. રાજાનો જીવ હવે બહુ ગભરાવા લાગ્યો. કુંવરને શું થયું હશે તેનો વિચાર કરીને તે રોવા લાગ્યો. રાજકુંવરની માતા પણ પુત્રના ગુણ સંભારી સંભારીને રડવા લાગી. રાજમહાલયની આસપાસ જે માણસો રહેતાં હતાં તે રાજા રાણી પાસે આવીને તેમને આશ્વાસન આપવા લાગ્યાં. આખા શહેરના લોકોને

કુંવર જીવથી પણ અધિક વ્હાલો હતો તેથી તેને ન આવેલો જોઇને તેના અમંગળની આશંકા કરી સર્વ રોતાં હતાં.

રાત્રિના ત્રીજા પહોરે બંને મિત્રો રાજમહાલય .આગળ આવી લાગ્યા. રાજા, રાજકર્મચારીગણુ અને નજીકમાં રહેનારાં સર્વ માણુસો મહાલયની બહાર રાજપુત્રના આગમનની અપેક્ષા કરતાં હતાં; એટલે તેમને પાછા આવેલા જોઇને સર્વને આનંદ થયો. તેમને તેડી લાવવા-માટે તેઓ સામા ગયાં. પાસે જતાં રાજાએ જે દસ્ય જોયું તેથી તેના જીવ ઉડી ગયો! તેણે જોયું તો રાજપુત્રનો ઘોડો ત્યાં નહોતો અને કોટવાળપુત્રના અશ્વપર બંને મિત્રોએ આરોહણુ કરેલું હતું. રાજપુત્રનું આખું શરીર લોહીથી ખરડાઈ ગયું હતું. તેના સ્કંધમાંથી હજી પણુ શોણિત બહાર નીકળતું હતું. આ સર્વ દસ્ય જોઇને રાજાના મનમાં ઘણું જ દુઃખ થયું અને રાજપુત્રની આવી દશા કઈ રીતે થઈ છે તે જાણુવા-માટે તે કોટવાળપુત્રને ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા લાગ્યો.

પહેલાં અશ્વપરથી પોતે નીચે ઉતરીને કોટવાળપુત્રે ઘણી સંભા-ળથી રાજકુંવરને નીચે ઉતાર્યો. લોહી ઘણું વહી જવાથી તે ઘણો અશક્ત તો થઈ ગયો હતો અને ઉપરથી એક કે સવાપ્રહર સુધી અશ્વ-પર પ્રવાસ કર્યો હતો, એટલે રાજકુંવર ઘણો જ અશક્ત થઈ ગયો હતો. જે સમયે તેને રાજમહાલયમાં લઈ જવામાં આવ્યો તે સમયે તે પુનઃ બેભાન થઈ ગયો.

કુંવરને સંજ્ઞાશૂન્ય જોઇને રાજા ઘણો જ ગભરાઈ ગયો અને ઉચ્ચ સ્વરથી ચીત્કાર કરી કરીને રોદન કરવા લાગ્યો. કોટવાળપુત્રે ઘણા કષ્ટથી તેના મનનું સાન્ત્વન કરીને પોતાના મિત્રને ભાનમાં લાવવાની ચેષ્ટા કરવા માંડી. રાજાના દુઃખનો ઉભરો કાંઇક ઓછો થયો હતો તેથી તે પણુ કુંવરને શુદ્ધિમાં લાવવાનો યત્ન કરવા લાગ્યો.

કેટલીક વારે રાજકુંવરને ભાન આવ્યું. જેવી તેણે પોતાની આંખો ઉઘાડી તેવી જ તેની દૃષ્ટિ તેના પિતાપર પડી. તેનામાં હતું તેટલું જોર એકઠું કરીને તેણે ઉઠવાનો પ્રયત્ન કરવા માંડ્યો પણુ તેના શરીરમાં કાંઈ સામર્થ્ય રહ્યું નહોતું તેથી એકદમ ઉઠવા જતાં તે પડી ગયો અને ફરીથી બેભાન થઈ ગયો.

તેને ફરીથી બેભાન થઈ ગયેલો જોઇને રાજા અને અન્ય સર્વ માણુસો ગભરાઇ ગયાં અને તે સર્વ રાજકુંવરની સેવામાં નિયુક્ત થઇ ગયાં. તેમના ઉપચારથી અલ્પ સમયમાં જ તેને ભાન આવ્યું એટલે બધા માણુસો મળી બહુ જાળવીને તેને શયનાગારમાં લઇ ગયા. શય્યામાં શયન કરતાં જ રાજપુત્રને નિદ્રા આવી ગઇ.

પછી કોટવાળપુત્રે રાજા અને અન્યાન્ય માણુસોને બધી વાત આદ્યોપાન્ત કહી. તેની વાત સાંભળી સર્વ ઘણાં જ દુઃખિત થયાં અને રાજકુંવરને શીઘ્રતાથી આરોગ્યપ્રાપ્તિ કઇ રીતે થાય તેમાટેના ઉપાય તેઓ કરવા લાગ્યા.

બીજે દિવસે સવારમાં જ રાજવૈદ્ય આવી ઉપસ્થિત થયો અને તેણે ઘા પડેલા ભાગો ધોઇને તેનાપર દવા ચોપડી પુનઃ પાટા બાંધી દીધા. ગત રાત્રિએ રાજકુંવર સંજ્ઞાશૂન્ય હતો તેથી તેને જે અસહ્ય વેદના થતી હતી તે લાગી નહોતી; પરંતુ રાજવૈદ્ય દવા ચોપડી પાટા બાંધી ચાલ્યો ગયો એટલે એકદમ તેને ભયંકર દુઃખ થવા માંડયું. ધીમે ધીમે વધતાં વધતાં તે દુઃખ એટલું બધું વધી પડયું કે તે શય્યામાં શાંત થઇને સૂઇ પણ શકયો નહિ. દુઃખથી ગભરાઇને તે આ પાસેથી તે પાસે ફરવા લાગ્યો તથા હાથ પગ પછાડવા લાગ્યો. તેની ભૂખ સર્વથા મરી ગઈ હતી અને તે એટલે સુધી કે દૂધ જેવો હલકો ખોરાક પણ તેનાથી લઈ શકાતો નહોતો. કેવળ વચ્ચે વચ્ચે "જળ, જળ," બોલી તે ચીત્કાર કરતો હતો.

રાજા, રાજકર્મચારીઓ, રાજપુત્રના મિત્રો અને આખા રાજ્યની પ્રજા સર્વ રાજપુત્રમાટે ચિન્તાતુર થઈ ગયાં હતાં. તે સર્વ તેને ઘણો જ ચાહતાં હતાં. તેને દુઃખથી હાથ પગ પછાડતો જોઇને તેમને ઘણું જ દુઃખ થતું હતું. શું કરવાથી તેની યાતનાની નિવૃત્તિ થાય અને શું કરવાથી રાજકુંવર સાજો થઈ જાય, એ વિચારમાં જ સર્વનાં મન ગુંથાઈ ગયાં હતાં. જે જેની મરજીમાં આવે તે રસ્તો બતાવતો હતો કિન્તુ કાંઈ પણ ફળ નીપજતું નહોતું. રાજપુત્રની તબીયત વધારે ને વધારે બગડવા માંડી અને તે દિવસની રાત્રિ પૂરી થતાં પહેલાં સવ માણસોને રોતાં કકળતાં મૂકી તેનો પ્રાણાત્મા આ અસાર સંસારમાંથી નીકળી સ્વર્ગમાં ચાલ્યો ગયો.

રાજા અને રાણીપર કુંવરના મરણથી ભારે આઘાત થયો. પુત્રના વિયોગને તેઓ સહન કરી શકયાં નહિ. રાજકુંવરના મરણ પછીના એક સમાહમાં જ તે બંને જણાં દુઃખમાં ઝૂરી ઝૂરીને મરણ પામ્યાં. મિત્રવિયોગના દુઃખથી ખિન્ન થઇને કોટવાળપુત્ર પણ થોડાક દિવસમાં મરણ પામ્યો.

દૈવયોગથી કે બીજા કોઈ કારણથી દેશમાં એકાએક મહામારી ફાટી નીકળી. પ્રજા રાજા અને રાજપુત્રના મરણના શોકથી જર્જરિત તો થયેલી હતી જ એવામાં મહામારી ફાટી નીકળવાથી ડબોડબ માણુસો મરવા લાગ્યાં. જે માણુસો જીવતાં રહ્યાં હતાં તેઓ પ્રાણભયથી તે રાજ્યનો ત્યાગ કરીને બીજા રાજ્યમાં ચાલ્યાં ગયાં. રાજકુંવરના મરણ પછીના

૭ માસમાં તે પ્રફુલ્લ રાજ્ય મરુભૂમિ સમાન ઉજ્જડ ખખ થઈ ગયું.

આ વાતને કેટલાક દિવસ થઈ ગયા. તે દેશમાં કોઈ માણસની વસતી નહોતી અને પાસેના રાજ્યમાંથી કોઈ તે રાજ્યમાં આવવાની હિંમત કરતું નહોતું.

આવી રીતે બે વર્ષ વીતી ગયાં. શિયાળામાં એક દિવસ પાસેના રાજ્યનો એક રાજવૈદ્ય રાત્રિનું ભોજન કર્યા પછી પોતાના ખાનગી ઓરડામાં વિશ્રાંતિ લેતો બેઠો હતો એવામાં એક નોકરે તેની પાસે આવીને કહ્યું: "અન્નદાતા, કેટલાક લોકો દૂર દેશમાંથી આપને બોલાવવામાટે આવ્યા છે અને તેમણે પોતાના અનુચરને આપની પાસે મોકલ્યો છે."

આ વૈદ્ય કાંઈ જેવો તેવો માણસ નહોતો. તે તે દેશના રાજાનો વૈદ્ય હતો. કોઈ માંદું સાજું થાય તો તેની ચિકિત્સા તત્કાળ થઈ શકે તેટલામાટે તેને રાજમહાલયનો એક ભાગ વસવામાટે અપાયલો હતો. રાજ્ય તરફથી તેને માસિક જે વેતન મળતું હતું તેનાથી બમણી ત્રમણી કમાણી ખાનગી ગ્રાહકોમાંથી થતી હતી. તેની અટ્ટાલિકામાં દાસ દાસીઓ વિપુલ સંખ્યામાં હતાં. તેના નોકરોએ તે અપરિચિત વ્યક્તિને જોઇને તે દૂર દેશમાંથી આવ્યો હશે એમ ધારી લીધું અને પોતાના સ્વામીને તે બાબતની ઉપર પ્રમાણે ખબર આપી. રાજવૈદ્યે તે અનુચરને અંદર મોકલવાનું કહ્યું અને તેના મુખથી દૂર દેશમાંથી તેને બોલાવવામાટે માણસો આવ્યા છે તે સમાચાર સાંભળીને રાજવૈદ્યને ઘણો જ આનંદ થયો. તે તે વખતે જ તેની સાથે જવાને તયાર થઈ ગયો. તે અમાવાસ્યાનો દિવસ હતો અને આકાશમાં વાદળાં ચઢી આવ્યાં હતાં તેથી ચારે તરફ ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. પોતાની સાથે એક માણસને લઈ જવાનો રાજવૈદ્યે નિશ્ચય કર્યો હતો તે વાત જ્યારે તેને તેડવા આવનાર ભૃત્યે સાંભળી ત્યારે તેણે કહ્યું: "સાથે નોકર ચાકર લેવાની કાંઈ આવશ્યકતા નથી. હું મારી સાથે ફાનસ લાવ્યો છું તે ફાનસના અજવાળે આપ ઘણી સહેલાઇથી આવી શકશો. મારા શેઠની મુલાકાત લીધા પછી હું પોતે આપને મૂકવા આવીશ એટલે નોકરનું સાથે શું કામ છે?"

રાજવૈદ્ય કાંઈ ભીરુ માણસ નહોતો. તેના શરીરમાં યથેષ્ટ બળ અને મનમાં અત્યન્ત સાહસ હતું. આગન્તુક અપરિચિત ભૃત્યના કહેવા પ્રમાણે એકલો તેની સાથે જવા તે સંમત થયો અને જે નોકર તેની સાથે જવા તૈયાર થયો હતો તેને ઘેર રહેવાની આજ્ઞા કરી દીધી.

તે અજ્ઞાત ભૃત્યની સાથે કેટલેક દૂર ગયા પછી રાજવૈદ્યના મનમાં સંદેહ થવા લાગ્યો. તે ભૃત્યને નાના પ્રકારના પ્રશ્ન પૂછવા લાગ્યો પણ ભૃત્ય તેને એકાક્ષરી ઉત્તર આપી તથા અસંતોષકારક ઉત્તર આપી

વાતને ટુંકાવવા લાગ્યો. જેમ જેમ તે રાજવૈદ્યના પ્રશ્નોનાં ઉત્તરોને તે ટુંકાવવાને પ્રયત્ન કરતો હતો. તેમ તેમ રાજવૈદ્યના સંશયમાં વૃદ્ધિ થતી હતી; 'પણુ નોકર માણુસ મારી સાથે બોલતાં સંકોચ પામતો હશે' એમ ધારીને તે તેની સાથે જવા લાગ્યો.

ભૃત્ય પોતાના પ્રશ્નોનાં યથાર્થ ઉત્તર આપતો નથી એ જોઇને રાજવૈદ્યે તેને પ્રશ્ન પૂછવાનું જ માંડી વાળ્યું અને ચુપચાપ તે તેની સાથે સાથે જવા લાગ્યો. આશરે બે ગાઉ આ પ્રમાણે ચાલ્યા પછી તેઓ એક મોટી અટ્ટાલિકા પાસે આવીને ઉભા રહ્યા. તે અટ્ટાલિકાનાં દ્વાર ઉઘાડાં જ હતાં તેથી ભૃત્યે તેમાં પ્રવેશ કર્યો અને રાજવૈદ્યને પોતાની પાછળ આવવા કહ્યું.

ચારે મેર કરાલ અંધકાર વ્યાપી રહ્યો હતો અને તે અટ્ટાલિકામાં દીપકનો અભાવ હતો તેથી તે અટ્ટાલિકામાં જવું કે નહિ એનો રાજવૈદ્ય વિચાર કરવા લાગ્યો. તે ઉમરે પહોંચેલો માણુસ હતો અને રાત્રિના સમયે બરાબર જોઈ શકતો નહોતો. તેને પોતાની પાછળ પાછળ આવવાનું કહીને ભૃત્યે અટ્ટાલિકામાં પ્રવેશ કર્યો કિન્તુ સાહસ કરી તે તેની પાછળ પાછળ જઈ શકયો નહિ. ભૃત્યે તેને પુનઃ પોતાની પાછળ આવવા કહ્યું એટલે ઘણા ધીમા પગલે તેણે ચાલવા માંડ્યું. આવી મોટી અટ્ટાલિકાને જોઇને તેણે ધાર્યું કે અવશ્ય આ કોઈ મોટા જમીનદારની અટ્ટાલિકા જ હોવી જોઇએ પણુ તેમાં દીવો કેમ નહોતો બળતો તેનું કારણુ તે સમજી શકયો નહિ.

"ભલે, જે થવાનું હોય તે થાઓ." એવો વિચાર કરી વૈદ્ય ભૃત્યની પાછળ પાછળ જવા લાગ્યો. ભૃત્ય તેને એક વિસ્તીર્ણુ ઓરડામાં લઈ ગયો. ત્યાં રાજવૈદ્યે જોયું તો એક બહુમૂલ્ય શય્યામાં એક ક્ષીણુ દેહધારિણી વ્યક્તિ સૂઈ રહેલી હતી.

તે ખંડમાં પ્રવેશ કરી, તે ક્ષીણુ દેહધારી મનુષ્ય તરફ આંગળી ચીંધીને તે ભૃત્યે કહ્યું: "વૈદ્યરાજ! આ મારા શેઠ છે ને એમની આપે દવા કરવાની છે." આમ કહીને તે એક બારી આગળ જઇને ઉભો રહ્યો. તે ભૃત્યે પોતાનું મુખ રસ્તા તરફ રાખ્યું હતું એટલે વૈદ્ય તેના મુખને જોઈ શકતો નહોતો.

તે ખંડ ઘણો વિશાળ હતો અને તેમાં અનેક બારીઓ હતી; પરંતુ એક જ બારી ઉઘાડી હતી. તેમાં વસ્તુઓ પણુ ઘણી ઉંચી ઉંચી હતી કિન્તુ પ્રકાશનો અભાવ હતો. માત્ર એક જ દીવો મંદ મંદ બળ્યા કરતો હતો.

પર્યંકપર રોગી આંખો મીંચીને પડેલો હતો. માણુસના ચાલ-

વાનો પગરવ સાંભળી તેણે પોતાની આંખો ઉઘાડી અને તે રાજવૈદ્ય તરફ જોવા લાગ્યો. ઘણા ધીમા અવાજે વૈદ્યની સંભાવના કરીને તે માંદા માણસે વૈદ્યને પર્યંક પાસેના એક આસનપર બેસવાનો આગ્રહ કર્યો.

રોગીનું મુખ જોતાં જ રાજવૈદ્યના હોશકોશ ઉડી ગયા. તે જીવતા માણસનું મુખ હોય એમ જણાતું નહોતું અને તે માણસ ખરેખાત જીવતો જ હોય તો તે ફક્ત થોડી ઘડીઓનો જ મેહમાન હતો એમ વૈદ્યના મનની ખાતરી થઈ ગઈ; પણ રોગીને આ વાત કહેવાનું તેને ઉચિત લાગ્યું નહિ તેથી તેણે બતાવેલા આસનપર બેસીને રોગીને રોગ વિશે જૂદા જૂદા પ્રશ્નો પૂછવા માંડ્યા. જો કે તેના જીવનની તેને લેશ માત્ર પણ આશા નહોતી તોએ તે રોગીના હાથને પોતાના હાથમાં લઈ તે તેની નાડી જોવા લાગ્યો.

જેવો રોગીના હાથને તેના હસ્તનો સ્પર્શ થયો કે તરત જ તેને લાગ્યું કે તેના હાથપર કોઇએ બરફનો ગાંગડો ન મૂક્યો હોય! હાથ પકડીને તરત તેણે છોડી દીધો એટલે રોગી ખડખડ હસી પડ્યો. ક્ષીણ કંઠથી તેણે કહ્યું: "આજ સવારથી મારા શરીરમાંની તમામ ગરમી જતી રહી છે અને તે આમ ટાઢુંટમ થઈ ગયું છે. જો મને આમ ભાન છે તેમ ભાન નહોત તો તમે મને મરેલો જ ધારી લીધો હોત."

ઘણે ધીમે ધીમે આ શબ્દો કહીને રોગી ચુપ થઈ ગયો. પરંતુ તેના અટ્ટહાસને સાંભળીને અને ખરેખર હિમ જેવા ઠંડા દેહનો સ્પર્શ થવાથી તેનો જીવ ઉડી ગયા જેવું થઈ ગયું. તે અટ્ટાલિકામાં તે ભૃત્ય અને પોતાના વિના અન્ય કોઈ માણસને તેણે ન જોવાથી તેમાં પ્રવેશ કરતાં પહેલાં જે વિચાર તેના મગજમાં ઉદ્‌ભવ્યા હતા તે વિચાર પુનઃ ઉત્પન્ન થવા લાગ્યા. તે સ્થળેથી પલાયન કરી જવાની તે ચેષ્ટા કરવા લાગ્યો પણ તે ઉઠવાની વાત કરતો અથવા ઉઠવા માંડતો તે વખતે રોગી ઘણી કુશળતાથી તેને ઉઠવા દેતો નહિ.

રાત્રિ સમ્‌સમ્ બોલતી હતી અને બહાર ઘોર અંધકારનો વિસ્તાર થઈ રહ્યો હતો. અટ્ટાલિકામાં જે ખંડમાં તે હતો તે ખંડમાં જ માત્ર બે દીવા હતા અને તે મંદ મંદ બળતા હતા. અટ્ટાલિકામાં બીજા કોઈ પણ માણસને ન જોવાથી વૈદ્યરાજના મનમાં ઘણી જ ભીતિ ઉત્પન્ન થઈ હતી. તે ઘણો પ્રવીણ માણસ હતો. રાત્રિએ ઘણે દૂર દૂર સુધી જઇને તેણે રોગીઓને જોયા હતા પણ આજના જેવી આપત્તિમાં તે કદાપિ આવી પડ્યો નહોતો.

થોડીવાર પછી રોગીએ પુનઃ અત્યંત ક્ષીણ સ્વરથી કહ્યું: "વૈદ્યરાજ મહાશય! આપે ઘણી વખત રાત્રિએ રોગીની મુલાકાતો લીધી

હશે અને પાછા પોતાને ઘેર ગયા હશો! પણ આજની બાબત જૂદી છે. જુઓને પ્રકૃતિએ કેવું ભયંકર સ્વરૂપ ધારણ કરેલું છે. આવા વખતમાં આપને પાછા ઘેર મોકલવા એ મને ઉચિત લાગતું નથી. આજની રાત્રિ આપ અહીં જ રહી જાઓ. કાલે સવારમાં આપ પોતાને ઘેર પધારજો. આવા વખતમાં આપ મને જોવા આવ્યા છો અને આપને જે તસ્દી વેઠવી પડી છે તેનો યોગ્ય બદલો હું આપને આપીશ. કાલ સવારથી હું આપની દવા લેવા માંડીશ અને આપ પોતાને ઘેર જઇને મારા ભૃત્ય સાથે દવા મોકલી આપજો."

તેનું આ કથન સાંભળીને વૈદ્યરાજે કહ્યું: "મેહરબાન! મને માફ કરો. ગમે તેટલી રાત્રિ થઈ હશે તોએ હું મારે ઘેર જઈ શકીશ. જો આપે મને પ્રથમથી અહીં રહેવાનું કહાવી મોકલ્યું હોત અને મેં મારાં ઘરનાં માણસોને તેમ કહ્યું હોત તો હું ઘણી ખુશીથી અહીં રહેત; પણ આજ હું તેવું કહીને આવ્યો નથી જેથી હું અહીં રહી શકીશ નહિ. મારા ઘરનાં માણસો મારા પાછા ફરવાની વાટ જોતાં હશે એટલે તેઓ મને પાછો ફરેલો ન જુએ તો તેમને કેટલી ફિકર થાય ભલા? તેઓ મારા શોધમાટે ચારે બાજૂએ માણસો મોકલે અને હું અહીં રહું અને તે બિચારાં ઉચાટ કરે તે મને મુદ્દલ પસંદ નથી. હું આજકાલથી વૈદું કરતો નથી; કોણ જાણે કેટલાંય વર્ષથી કરું છું. હજારો વખત રાત્રિએ હું રોગીને જોવાને ગયેલો છું તેથી રાત્રિએ એકલા જતાં મને કાંઈ ભય લાગે તેમ નથી જ. અંધારી રાત્રિએ એકલા ચાલવાનો મને અભ્યાસ થઈ ગયો છે માટે એ બાબતમાં ચિન્તા કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી."

કિન્તુ રોગી સહજ માને તેવો નહોતો. તે વૈદ્યરાજને ત્યાં રાત્રિ રહેવાનો વારંવાર અનુરોધ કરવા લાગ્યો; પણ વૈદ્યે ત્યાં રહેવાની ચોખ્ખે ચોખ્ખી ના કહી દીધી અને પોતાનો વિચાર દૃઢ છે એમ રોગીને જણાવી દીધું.

આખરે "આટલી બધી તસ્દી લઇને વૈદ્યરાજ અહીં આવ્યા છે માટે તેમને યોગ્ય પ્રારિતોષિક આપો-અરે, યોગ્યતા કરતાં પણ અધિક આપો." એમ ભૃત્યને કહીને તે રોગીએ પોતાની આંખો મીંચી દીધી. પોતાના શેઠનો આદેશ સાંભળીને ભૃત્ય એક પગ તે ઉભો હતો ત્યાં અને બીજો પગ દશ હાથ દૂર મૂકી લાંબી લાંબી ફલંગો મારતો ત્યાંથી ચાલ્યો ગયો.

આ દશ્યને જોઇને વૈદ્યરાજ તો આશ્ચર્યચકિત થઈ ગયો. હવે વિશેષ સમય ત્યાં રહેવાનું તે સાહસ કરી શક્યો નહિ. પોતાના પારિ-

તોષિકના પૈસા લેવા ત્યાં થોભવું તેને યોગ્ય લાગ્યું નહિ. ભૃત્ય ઘરમાં નથી અને રોગીએ પોતાની આંખો મીંચી દીધી છે એમ જોઈ ધીમે રહીને તે આસનપરથી ઉઠ્યો અને ધીમે પગલે અટ્ટાલિકામાંથી બહાર નીકળી ગયો.

અટ્ટાલિકાની બહારના ભાગમાં એક દીવો મંદ મંદ બળી રહ્યો હતો. તેના અજવાળામાં તેણે પાછા વળીને જોયું તો ભૃત્ય કે બીજું કોઈ તેની પાછળ આવતું નહોતું. આવો સારો પ્રસંગ મળતાં એક પળનો પણ વિલંબ ન કરતાં ઊર્ધ્વશ્વાસથી તે ત્યાંથી દોડવા લાગ્યો.

કયા રસ્તેથી તે તે અટ્ટાલિકા પાસે આવ્યો હતો એની તેને સમજણ પડી નહિ તેથી જે રસ્તો તેને દેખાયો તે રસ્તે તે દોડવા લાગ્યો. તે રસ્તેથી જવાથી તે ક્યાં જશે તેની તેને કાંઈ ખબર નહોતી. દોડતાં દોડતાં વચ્ચે વચ્ચે તે પાછો વળીને જોતો કે કોઈ માણસ તેનું અનુસરણ કરે છે કે નહિ. સૌભાગ્યવશાત: કોઇને પોતાની પાછળ આવતું ન જોઇને તેને એક પ્રકારની નિશ્ચિતતા થઈ.

કેટલીકવાર સુધી દોડ્યા પછી તે એક ગામમાં આવી પહોંચ્યો. એક ઘર આગળ જઈ તે ઘરનાં બારણાં ખખડાવી તે બૂમો પાડવા લાગ્યો. તે ઝાઝીવાર સુધી બૂમો પાડી શક્યો નહિ; કારણ કે અલ્પ સમયમાં જ તે બેભાન થઈ ગયો અને બારણાં આગળ ચત્તોપાટ પડ્યો.

તે વખતે રાત્રિ શેષ થવા આવી હતી. ઘરનાં સર્વ માણસો મીઠી ગુલાબી ઉંઘનો ઉપભોગ કરતાં હતાં. માત્ર ગૃહિણી જ જાગતી હતી અને તેણે વૈદ્યરાજની બૂમો સાંભળી. અંધારી રાત્રિએ કોઈ પરાયા માણસને પોતાના ઘરનાં બારણાં ખખડાવતો તથા બૂમો પાડતો સાંભળીને તેને ઘણો જ ભય લાગ્યો. પોતાના સ્વામીને જગાડીને તેણે તેને આ વાત કહી.

પોતાના એક હાથમાં દીવો લઇને આંખો ચોળતો ચોળતો ગૃહસ્વામી પોતાના ઘરનાં બારણાં પાસે આવ્યો અને બારણાં ઉઘાડી તેણે જોયું તો વૈદ્યરાજને આંગણામાં સંજ્ઞાશૂન્ય પડેલો જોયો. વૈદ્યરાજ કાંઈ જેવો તેવો માણસ નહોતો. આજૂબાજૂનાં કેટલાંક ગામના લોકો તેને ઓળખતા હતા. ગૃહસ્વામીએ વૈદ્યને ઓળખ્યો તેથી પોતાના નોકરને બોલાવીને તેણે તેને ઘરના અંદરના ભાગમાં લીધો અને પછી સઘળાં મળીને તેની સારવાર કરવા લાગ્યાં.

કેટલાક ઉપચાર કર્યાં પછી વૈદ્યને ભાન આવ્યું. ગૃહસ્વામીએ તેને સકળ વાત કહી એટલે વૈદ્યરાજે ધીરે ધીરે બધી વાત કહીને કહ્યું: "મહાશય! આજ મારા કોઈ પૂર્વજના ધર્મના પુણ્યના પ્રભાવે જ

હું જીવતો રહેવા પામ્યો છું; નહિ તો ભૂતની ચિકિત્સા કરવા જતાં હું મારો પ્રાણ ગુમાવી બેસત? આજથી હું હવે પ્રતિજ્ઞા કરું છું કે કોઈ પણ અપરિચિત માણુસ સાથે કોઈ પણ અપરિચિત રોગીને જોવા રાત્રિના સમયમાં હું દૂર જઇશ નહિ. મને સ્વપ્નમાં પણ એવી કલ્પના નહોતી કે ભૂતો પણ આવાં કામ કરતાં હશે!"

વૈદ્યરાજનું આ કથન સાંભળીને ગૃહસ્વામીએ કહ્યું: "મહાશય! આ ગામમાં ભૂતનો મોટો ઉપદ્રવ ચાલ્યા કરે છે. મરકીમાં આ ગામમાં મોટો કેર વર્ત્તી રહ્યો હતો. દરરોજ સેંકડો માણુસો મરકીના ભોગ થઈ પડતાં હતાં. તેમની વાસના અધૂરી રહેલી હોવાથી અને તેઓ અકાળ મોતે મરેલાં હોવાથી ભૂત થયાં છે અને આ ગામના લોકોને હેરાન કર્યા કરે છે. ખરેખર આપ રાજમહાલયમાં જ ગયા હશો. અમે સાંભળ્યું છે કે રાજકુંવર ભર જવાનીમાં મરણ પામેલો છે તેથી તે ભૂત થયો છે. તેનો સાથી કોઈ ભૂત તમને ચિકિત્સા કરવામાટે રાજ-મહાલયમાં લઈ ગયેલો હોવો જોઇએ, એ વાતમાં સંદેહ નથી."

વૈદ્યરાજે કહ્યું: "મહાશય! તમારું કહેવું ખરું હોય એમ મને લાગે છે! જે મકાનમાં હું ગયો હતો તે ખરેખર એક મોટો મહા-લય જ હતો અને તે રોગી રાજવંશીય હોય એમ જણાતું હતું!"

થોડીવારમાં પ્રભાત થયો. ગૃહસ્વામીએ વૈદ્યને દૂધ ઊનું કરી પીવા આપ્યું અને પછી એક પાલખીમાં તેને બેસાડીને તેના ઘેર પહોંચતો કરી દીધો. રાત્રિએ વૈદ્યને પાછો ન આવેલો જોઇને ઘરનાં માણસોને મોટી ચિંતા થઈ રહી હતી. ગામમાં તેમણે તેનો ઘણો શોધ કર્યો પણ તે મળ્યો નહોતો. આખી રાત્રિ ઉદ્વિગ્ન મનથી તેઓ જાગતાં જ રહ્યાં હતાં. વૈદ્યરાજને પાછો આવતો જોઇને તેમને સર્વને ઘણો જ આનંદ થયો અને રાત્રિએ તે કેમ નહોતો આવ્યો ને કયાં રહ્યો હતો તે વિશે તેમણે તેને પૂછ્યું, એટલે વૈદ્યરાજે સર્વ વાત તેમને કહી. તે સાંભળીને ઘરનાં માણુસો બોલ્યાં: "વૈદ્યરાજ! વૃદ્ધ થયા તોએ તમારો લોભ જતો નથી? અમે ઘણી વાર તમને કહેતા હતા કે રાત્રિએ દરદીને જોવા જવું એ ભય ભરેલું છે માટે કોઈ અપરિચિતને ઘેર દૂર જોવા નજ જવું; પણ તમે અમારું કહેલું સાંભળતા જ કયાં હતા? હવે તમને કડવો અનુ-ભવ થયો છે તોએ શું તમે રાત્રિએ દરદીને જોવા જશો કે?"

તેમના મતને મળતા થઇને વૈદ્યરાજે કહ્યું: "ભાઇઓ! હવેથી કોઈ અપરિચિતને ઘેર રાત્રિના સમયમાં દરદીને જોવા ન જવાનો મેં નિશ્ચય કર્યો છે એટલે હવે તમારે ચિન્તા રાખવાનું કાંઈ કારણ નથી. આ સંસારમાં ઠોકર વાગે છે ત્યારે જ માણુસ ઠેકાણે આવે છે એ વાત

મને સત્ય જણાય છે. આજના કડવા અનુભવે મને એક ઘણો જ સારો પાઠ ભણાવ્યો છે."

તે દિવસ પછી કોઈ વખત રાત્રિના સમયમાં વૈદ્યરાજ અપરિચિત દરદીને જોવા ગયા નહોતા અને તેથી મરણ પર્યંત બીજીવાર તેઓ આવી આપત્તિમાં આવી પડ્યા નહોતા.



## વણિકપુત્ર અને રાક્ષસી રાજકન્યા

અથવા

## પુરુષનું ભાગ્ય

કોઈ એક દેશમાં એક સોદાગર રહેતો હતો. તેના જેવો ધનવાન્ તે દેશમાં બીજો કોઈ નહોતો એમ કહીએ તો તે અત્યુક્તિ કહી શકાય નહિ. તેની પાસે એટલી બધી દોલત હતી કે જો તે ઇચ્છે તો જે મકાનમાં તે રહેતો હતો તેને સોનાનું બંધાવી શકે, જે રસ્તેથી તે જતો આવતો હતો તે રસ્તે આરસના પત્થર જડાવે અને જે દેશમાં તે રહેતો હતો તે દેશમાં કોઈ ગરીબ રહી શકે નહિ. પણ સોદાગર આવા કોઈ કામમાં પોતાના ધનનો વ્યય કરતો નહોતો. ભીખારી અથવા દીન દરિદ્રને તેના તરફથી એક મુઠ્ઠી અન્નનું દાન પણ મળતું નહોતું. ધંધોરોજગાર કરી તે જે ધન ઉપાર્જન કરતો હતો, તેનો તે કેવળ સંચય જ કર્યાં કરતો હતો.

પુત્રમાટે ધનસંચય કરી વૃદ્ધવયમાં સોદાગર મરણ પામ્યો. તેને ફક્ત એક જ છોકરો હતો. સોદાગરની તમામ દોલત તે છોકરાને જ મળી. કંજૂસના છોકરાં ઉડાઉ થાય છે એ તો એક સર્વમાન્ય વાર્તા છે એટલે બાપની અગાધ સંપત્તિ હાથમાં આવ્યા પછી છોકરાએ બંને હાથે તેનો વ્યય કરવા માંડ્યો. જે ધન તેના પિતાએ અત્યંત કષ્ટ સહન કરીને ઉપાર્જન કર્યું હતું તે ધનનો તે ઉડાઉ છોકરાએ વગર વિચારે અપવ્યય કરવા માંડ્યો. પોતાના નિવાસમાટે તેણે એક મોટી હવેલી બંધાવી. ગાડી, ઘોડા, દાસ, દાસીઓ વગેરે તેણે રાખ્યાં. પાડોશમાં રહેનાર જે યુવાનો તેના સોબતી હતા તે તેનાં વખાણ કરવા લાગ્યા. ભાઈને મોટા ભા બનાવ્યા, તેમનાં ખોટાં ખોટાં વખાણ કરવા માંડ્યાં એટલે પછી ભાઈને બીજું જોઈતું જ શું હતું! તેઓ જેમ કહે તેમ તે કરતો. એક પણ કાર્ય તે તેમની સંમતિ વિના કરતો નહિ.

બાપના મૃત્યુ પછી થોડા વખતમાં જ તેણે એક રૂપસુંદરી કન્યા શોધી કાઢી અને મોટી ધામધૂમથી તેની સાથે લગ્ન કર્યું. વિવાહ-

કાર્યમાં તેણે ઘણા ધનનો વ્યય કર્યો. આખા ગામમાં આઠ દશ દિવસ સુધી મોટો ઉત્સવ ચલાવ્યો અને તે સર્વનું ખર્ચ તેણે પોતે આપ્યું. ઘણા દૂર દૂરના ભિક્ષુકો તેની પાસે આવ્યા અને સર્વને તેણે છૂટા હાથે દાન આપ્યાં. બન્ને હાથ ઉંચા કરી તેની વાહવાહ બોલતા આશીર્વાદ આપી તેઓ ચાલ્યા ગયા.

વિવાહ થઈ ગયા પછી સોદાગરપુત્ર મોજ શૌકમાં રહેવા લાગ્યો અને અર્થને અનર્થ સમજીને બંને હાથે તેનો અપવ્યય કરવા લાગ્યો.

ટીંપુ ટીંપુ પાણી જવાથી મોટો સમુદ્ર હોય તોપણ તે કેટલાક કાળે સૂકાઈ જાય છે; તો પછી ધનદોલત ખૂટી જાય તેમાં શું આશ્ચર્ય! સોદાગરપુત્ર જે રીતિએ ધન ઉડાવતો હતો તે રીતિએ કેટલાક સમયમાં તેનું ધન ખર્ચાઈ ગયું. તેની તીજોરીનું તળીયું દેખાયું, તેની પ્રાણેશ્વરી પત્ની મૃત્યુ પામી, તેની માતા સ્વર્ગમાં સંચરી ગઈ, પોતાનાં હાથી, ઘોડા, ગાડી વગેરે તેણે વેચી નાખ્યાં; આખરે ઘર હતું તેનો પણ વિક્રય કરી નાખ્યો અને જે પૈસા હાથમાં આવ્યા તે પોતાની મરજીમાં આવ્યા તેમ ઉડાવ્યા. જ્યારે તેની પાસે એક ફૂટી બદામ પણ બાકી રહી નહિ ત્યારે ભિક્ષાવૃત્તિ કરીને તે પોતાનો નિર્વાહ કરવા લાગ્યો! પણ રોજ ઉઠીને ભિક્ષા કોણ આપે વારુ? અને તે આવા અવિચારી માણસને? તેને ઉડાવવામાટે ધન ન મળવાથી અત્યંત દુઃખ થતું હતું. તેને ખાવાનાં પણ સાંસાં પડવા માંડ્યાં. કોઈ વાર તે અનાહાર તો કોઈ વાર અર્ધાહાર રહીને પોતાના દિવસ ગાળતો હતો.

જે લોકો તેના સારા વખતમાં તેના મિત્ર હતા, જેના કહેવા પ્રમાણે તે કાંકરાની માફક ધનને ફેંકી દેતો હતો; અરે, તેની બક્ષીશો લઇને જે મોટા ધનવાન્ થઈ પડ્યા હતા તેમાંના કોઇએ તેના આવા ભૂંડા વખતમાં તેને સહાયતા કરી નહિ; એટલું જ નહિ, પણ તેને ખાવાનો બંદોબસ્ત પણ કરી આપ્યો નહિ. જો કોઈ દિવસ તે તેમને ઘેર ભિક્ષા માગવા જતો તો તેઓ પોતાના નોકર ચાકરો દ્વારા તેનું અપમાન કરાવી તેને કાઢી મૂકાવતા. હવે સોદાગરપુત્રને જણાયું કે આ દુનિયાના લોકો મતલબના જ યાર છે. આખો સંસાર સ્વાર્થનો જ સગો છે. પોતાની ચાલ ચલગતમાટે હવે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે પોતાના કર્મને જ દોષ દેવા લાગ્યો.

આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ તેના એક મિત્રે તેને એક ભાંગેલી જેવી પેટી મોકલાવી ને કહાવી મોકલાવ્યું કે: "મિત્ર! તારી પાસે જે કાંઈ અવશેષ રહેલું હોય તે લઇને આ રાજ્યનો ત્યાગ કરી અન્ય રાજ્યમાં ચાલ્યો જા. આ રાજ્યમાં રહીશ ત્યાં સુધી તારા ભાગ્ય ફરી શકે એવી સંભાવના નથી."

પોતાના તે મિત્રનું આ કહેવું વણિકપુત્રને ઉચિત લાગવાથી તેની પાસે જે કાંઈ રહેલું હતું તેને તેણે પેટીમાં મૂક્યું. તે ઘણી કંગાલ હાલતમાં આવી ગયેલો હોવાથી તેની પાસે સામાન્ય વસ્તુઓ જ હતી અને પેટી ઘણી મોટી હતી તેથી પેટીમાં પોતાની તમામ ચીજો મૂકી તોએ જગ્યા રહી. કેટલીક જગ્યા ખાલી છે તે જોવાને તે પોતે તે પેટીમાં બેઠો.

કેટલીક વાર સુધી તે પેટીમાં બેઠા પછી એકાએક કોણ જાણે તેના મનમાં શોય વિચાર આવ્યો કે જેથી તેણે પેટીનું ઢાંકણું વાસી દીધું અને અંદરથી તાળું વાસ્યું. પેટી બંધ કરતાં જ એકાએક પેટી ઉડી અને ઘણા વેગથી ચાલવા લાગી. જે જે સ્થળે વણિકપુત્ર પેટીને થોભવાની આજ્ઞા કરતો ત્યાં તે થોભી જતી હતી અને જ્યારે તે આગળ ચાલવાની ઇચ્છા કરતો ત્યારે તેનો મનોગત ભાવ સમજી જઇને પેટી ઉંચે ઉડતી અને વણિકપુત્રના ઇચ્છેલા સ્થાને દ્રુતવેગે જતી હતી. પેટીના પરાક્રમને જોઇને વણિકપુત્રને ઘણો આનંદ થયો અને તે તેની સહાયતાથી પોતાની ઇચ્છેલી જગ્યાએ જઈ શકતો.

કેટલાક દિવસ સુધી આમ મુસાફરી કરતાં કરતાં વણિકપુત્ર એક દિવસ બીજા રાજ્યમાં જઈ પહોંચ્યો. તે રાજ્યના નગરની પાસે એક વન આવેલું હતું તે વનમાં પોતાની પેટીને સંતાડીને પોતે શહેરમાં ભ્રમણ કરવા ગયો. થોડી વારમાં જ તે એક પ્રચંડ પ્રાસાદ સમાન અટ્ટાલિકા સન્મુખ જઈ પહોંચ્યો અને અટ્ટાલિકાની બહાર કોઈ પણ માણસ નહોતું તેથી સાહસ કરીને વણિકપુત્ર તેમાં પ્રવેશ કરી શક્યો નહિ; કિન્તુ નિસ્તબ્ધભાવથી આંગણા આગળ જ ઉભો રહ્યો.

થોડીવાર પછી તેણે ત્યાં થઇને એક ડોસીને જતી જોઈ. તેને જોઇને અતિ મિષ્ટ સ્વરથી વણિકપુત્રે કહ્યું: "ડોસીમા! આ અટ્ટાલિકામાં કોણ વાસ કરે છે?"

વણિકપુત્ર દેખાવમાં ઘણો સુંદર—રાજપુત્ર જેવો—હતો. તેનું રૂપ જોઇ તેને રાજપુત્ર સમજીને તેણે કહ્યું: "આ દેશની રાજકન્યા આ અટ્ટાલિકામાં વાસ કરે છે. તેનો હુકમ એવો છે કે કોઈ પણ માણસે તેના મહાલયમાં જવું નહિ. તેણે એવી પ્રતિજ્ઞા કરી છે કે જે માણસ તેની સાથે બાજી રમી તેને હરાવે તેની સાથે જ તેણે લગ્ન કરવું; પરંતુ તેની સાથે બાજી રમવા તૈયાર થનાર માણસ જો હારી જાય તો તેણે યાવજ્જીવન રાજકન્યાના દાસ થઇને રહેવું એવી રાજકન્યાની શર્ત છે. અત્યાર સુધીમાં કોણ જાણે કેટલાય રાજકુંવરો રાજકન્યા સાથે આવીને પાસે રમ્યા છે કિન્તુ દુઃખની વાર્તા એ છે કે કોઈ પણ તેને

પરાજિત કરી શક્યું નથી, તેથી તે સર્વ રાજપુત્રો તેના દાસ થઈ રહ્યા છે. તે રાજપુત્રોને રાજકન્યાએ ક્યાં રાખ્યા છે એની અમને કાંઈ ખબર નથી.”

તે ડોસીની આ વાર્તા સાંભળીને વણિકપુત્રને ઘણો જ આનંદ થયો. તેને પાસા ખેલવાની વિદ્યા ઘણી જ સારી આવડતી હતી. એ વિદ્યામાં તે એટલો બધો નિષ્ણાત હતો કે અત્યાર સુધીમાં કોઇએ કોઈ દિવસ તેને હરાવ્યો નહોતો. ડોસી ઉપર પ્રમાણે કહીને પોતાને રસ્તે આગળ ચાલી ગઈ એટલે વણિકપુત્ર નગર નિકટસ્થ અરણ્યમાં ગયો અને જે ગુપ્ત સ્થળે તેણે પોતાની પેટી સંતાડી હતી ત્યાંથી તે બહાર કાઢીને તેમાં બેસી તેને બંધ કરીને રાજપુત્રીના મહાલયની અગાશીમાં જવાની તેણે ઇચ્છા કરી. એકદમ પેટી આકાશમાં ઉડી અને રાજપુત્રીના મહાલયની અગાશીના મધ્યમાં જઇને ઉતરી. પેટીને અગાશીમાં રાખીને વણિકપુત્ર મહાલયમાં રાજકન્યાને શોધવા લાગ્યો. એક બે કરતાં કેટલાક ખંડ તેણે જોઈ નાખ્યા પરન્તુ રાજકન્યા તેના જોવામાં આવી નહિ.

વિશાળ અટ્ટાલિકામાં વણિકપુત્ર રાજકન્યાને શોધતો હતો પણ રાજકન્યા કે અન્ય કોઈ માણસ તેની દૃષ્ટિએ પડતું નહોતું. આખરે તે એક સુસજ્જિત ખંડમાં ગયો તો ત્યાં એક સુવર્ણના પર્યંકપર મશરુની તળાઈ ઉપર એક અતિ સ્વરૂપવતી સુંદરી સૂતેલી હતી. તે યુવતીને જોતાં જ વણિકપુત્રે ધારી લીધું કે તે જ રાજકન્યા છે! કારણ કે તેના જેવી લાવણ્યવતી લલના તેણે પોતાના આખા જન્મારામાં જોઈ નહોતી.

કેટલીક વાર પછી તે યુવતીની નિદ્રાનો ભંગ થયો. તેણે આંખો ઉઘાડી એટલે ચારે ચક્ષુ સંમીલિત થયાં. ઉભય એક બીજાને જોઇને મોહિત થઈ ગયાં. કેટલીકવાર સૂધી બન્ને જણાં મૌન રહ્યાં પછી વીણા વિનિંદિત કંઠસ્વરથી રાજકન્યાએ કહ્યું: “આપ કોણ છો અને મારી અટ્ટાલિકામાં કેવી રીતે આવી શક્યા છો?”

સોદાગરપુત્રે પોતાનો ખરેખરો પરિચય ન આપતાં કહ્યું: “હે રાજકન્યા! હું માણસ નથી. મને તું સામાન્ય મનુષ્ય ધારી લેતી નહિ. દેવતાના અંશથી મારો જન્મ થયો છે. દેવતાઓની માફક હું મારી ઇચ્છા પ્રમાણેનાં કામ કરી શકું છું. જો તેમ ન હોત તો તું પોતે જ તારા મનમાં વિચાર કરી જો કે તારા મહાલયની અગાશીમાં હું કેવી રીતે આવી શક્યો હોત! મેં એમ સાંભળ્યું છે કે તારી સાથે દ્યૂત રમી જે માણસ તને હરાવે તેની સાથે જ પરણવાનું તેં પણ લીધું છે! તારા રૂપની ખ્યાતિ દૂર દૂરના દેશોમાં પ્રસરી ગઈ છે અને તે સાંભ-

લીને જ હું અહીં આવ્યો છું. તારી સાથે પાસા રમતાં હારી જનારને તારા દાસ થવું પડે છે એ વાતની મને ખબર છે. તારી તે શર્ત મને કબૂલ મંજૂર છે. કિન્તુ હું તારી સાથે એક શર્ત કરવા ઇચ્છું છું કે મારી સાથે પાસા રમતાં પરાજિત થાય તો ફક્ત તારે મારી સાથે પરણવું જોઇએ; એટલું જ નહિ, પણ અત્યાર સૂધીમાં તેં જેટલા રાજકુંવરોને પોતાના દાસ બનાવી લીધા છે, તે સર્વને તારે છોડી મૂકવા જોઇએ. જો મારી આ શર્ત તું કબૂલ કરતી હોય તો હું તારી સાથે દ્યૂત રમવાને તૈયાર છું."

વણિકપુત્રની આ વાત સાંભળી રાજકન્યાના મનમાં ભયનો સંચાર થયો. તે કાંઈ સાચે સાચી રાજકન્યા નહોતી કિન્તુ તે એક ભયંકર રાક્ષસી હતી અને પોતાની માયાના બળથી આહારને પ્રાપ્ત કરવામાટે તેણે નવયુવતીનું સ્વરૂપ ધારણ કર્યું હતું. જે જે રાજપુત્રો તેને પરણવાની લાલચથી આવ્યા હતા અને પાસા ખેલતાં પરાજિત થવાથી યાવજ્જીવન તેના દાસ થવાને કબૂલ થયા હતા તે સર્વને તેણે એક પછી એક મારી ખાધા હતા. એટલે જો વણિકપુત્ર પાસા ખેલતાં જીતે તો તે રાજપુત્રોને પોતે ક્યાંથી છોડી શકે વારુ? આ વિચાર તે રાક્ષસી રમણીના મનમાં આવતાં તેણે કહ્યું: "આપની સાથે પાસા ખેલવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. આપને જોતાં જ હું આપના પર મોહિત થઈ ગઈ છું. આપની અને મારી ચાર આંખો થતાં જ મેં મારા મનમાં નિશ્ચય કરી લીધો છે કે વરવું તો આપને જ! મારા કોઈ પૂર્વજન્મના પુણ્યના યોગે જ આપ અહીં ચાલીને મારા મહાલયમાં આવ્યા છો એટલે જો હું આપની સાથે ન પરણું તો મારા જેવી મૂર્ખ કોણ! જો હું આપની સાથે પાસા રમું અને જો આપ મારાથી પરાજિત થઈ જાઓ તો પછી મારા પણને લીધે હું આપની સાથે પરણી શકું નહિ. આટલામાટે જ દ્યૂત રમ્યા વિના જ હું આપની સાથે પરણવા ઇચ્છું છું. કૃપા કરીને આપ મારી સાથે ગાંધર્વવિધિથી લગ્ન કરી મને આપની દાસી બનાવો એ જ આ કિંકરીની ઇચ્છા છે."

તેને આ પ્રમાણે નમ્રતાથી બોલતી જોઇને સોદાગરના પુત્રે દમમાં જ કહ્યું: "હે રાજકન્યે! તું મને સાધારણ મનુષ્ય માની લેતી નહિ. તું પાસા રમવામાં મને પરાજિત કરી શકે એ સર્વથા અસંભવિત છે. હું છાતી ઠોકીને કહું છું કે તું મને હરાવી નહિ જ શકે."

તેની સાથે પાસે રમવા રાજકન્યા એટલે તે રાક્ષસી કબૂલ થઈ નહિ. જેમ જેમ સોદાગરપુત્ર રમવાની વાત કાઢતો હતો તેમ તેમ તે રાક્ષસી બીજા વિષયની વાત કાઢતી હતી અને તેની વાતને ઉડાવી

દેતી હતી તેથી સોદાગરપુત્રના મનમાં સંશય આવવાથી દ્યૂત રમવાની વાતને છોડી દઇને તેણે કહ્યું: "રાજકન્યે! એક વાતને જાણવાની મને મોટી જિજ્ઞાસા છે તે જો તને ખોટું ન લાગે તો કહું."

તે રાક્ષસી વેષધારિણી રાજકન્યાએ કહ્યું: "બોલો, બોલો, આપ મને શું કહેવા ઇચ્છો છો? આપ તો મારા સ્વામી છો એટલે પછી જે વાત કહેવી હોય તે કહેવા અથવા જે વાત પૂછવી હોય તે પૂછવાનો આપને પૂર્ણ અધિકાર છે. જો મને કાંઈ પૂછવું હોય તો બેલાશક પૂછો; કોઈ પણ વાતની મુંઝવણ રાખતા નહિ. મને કોઈ પણ રીતે ખોટું નહિ લાગે."

રાજકન્યાનાં ઉપલાં વચન સાંભળીને વણિકપુત્રે કહ્યું: "મેં લોકોના મોંઢે સાંભળ્યું છે કે તેં સેંકડો રાજકુંવરોને પરાસ્ત કરીને તેમની જિંદગી સુધીના તારા ગુલામ બનાવી લીધા છે આ વાત શું સત્ય છે?"

બનાવટી રાજકન્યાએ હસતાં હસતાં કહ્યું: "એ વાતની સત્યતા-માટે આપના મનમાં સંદેહ કેમ આવે છે વારુ? શું લોકો જૂઠું બોલતા હશે એમ આપ ધારો છો? પણ આપ તો નિશ્ચિત જ રહેજો; કારણ કે હું આપની સાથે દ્યૂત રમીશ નહિ અને જ્યાં સુધી આ દેહમાં જીવ હશે ત્યાં સુધી હું આપની દાસી થઇને જ રહીશ."

વણિકપુત્રે હસતાં હસતાં કહ્યું: "ભલે, ભલે! એ બાબતમાં ચિન્તા રાખવાનું મને કાંઈ પ્રયોજન નથી; પણ જે રાજપુત્રો તારાથી હારી ગયેલા છે અને તારા ગુલામ થયેલા છે તે ક્યાં છે? આટલા મોટા વિશાળ મહાલયમાં મને તો કોઈ માણસ દૃષ્ટિગોચર થતું નથી."

વણિકપુત્રનું આ કથન સાંભળીને રાજકન્યાએ એક પ્રકારનું હાસ્ય કર્યું અને તેના હસવાનો અવાજ સાંભળીને વણિકપુત્ર તો સ્તંભિત જ થઈ ગયો; કારણ કે, તે કોઈ મનુષ્યના હસવાનો અવાજ નહોતો. ત્યારે આ રાજકન્યા કોણ હશે? એ પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો.

એકદમ વણિકપુત્રના મનમાં ઉપર કહેલો પ્રશ્ન ઉત્પન્ન થવાથી તેનું મન કાંઇક શંકાશીલ બની ગયું. પરંતુ પોતાના મનના ભાવને મનમાં છુપાવીને એક શબ્દ પણ બોલ્યા વિના તે તે રાજકન્યા તરફ જોઇ જ રહ્યો. રાજકન્યાએ હસતાં હસતાં કહ્યું: "શું તેમને મેં અહીં રાખ્યા હશે એમ આપનું ધારવું છે. જો આપ એમ ધારતા હો તો આપ ભયંકર ભૂલ કરો છો. જ્યાં સુધી તેમની સંખ્યા ઓછી હતી ત્યાં સુધી મેં તેમને અહીં રાખ્યા હતા; પણ જેમ જેમ તેમની સંખ્યા વધતી ગઈ તેમ તેમ મને ભય લાગવા માંડ્યો. હું એકલી અને તે

ઘણા! તે બધા એકઠા મળીને મારા સામું કાવતરું રચશે અને મને મારી નાખશે એવી ભીતિ મને લાગવા માંડી તેથી તે સર્વને મેં મારા પિતા પાસે મોકલી દીધા છે. પ્રતિમાસ એકવાર મારાં પિતા માતા મારી પાસે આવે છે. આપ અહીં રહેશો તો તેમને આપ જોઈ શકશો. જ્યારે તેઓ અહીં આવશે ત્યારે તેમના પોતાના મુખથી આપ તે વાર્ત્તા સાંભળશો અને આપના મનની ખાતરી થશે કે હું જે વાર્ત્તા કહું છું તે સત્ય છે કે નહિ."

તેના બોલવા તરફ પૂરેપૂરું લક્ષ ન આપતાં વણિકપુત્રે કહ્યું: "તારાં દાસ દાસીઓ ક્યાં છે? આ સ્થળે તું એકલી કેમ છે? આવા નિર્જન સ્થાનમાં એકલાં રહેતાં શું તારા મનમાં ભયનો સંચાર થતો નથી? તારામાટે અહીં આહારાદિ કોણ તૈયાર કરે છે? આટલા મોટા મહાલયને સાફ સૂફ કોણ રાખે છે? આ મહાલયની અવસ્થા જોતાં એકદમ જણાઈ આવે છે કે તેને કોઈ સારું સાફ સૂફ કરનાર છે. આખા મહાલયમાં સર્વ સ્થળે વસ્તુઓ વ્યવસ્થિત પડેલી છે અને કોઈ સ્થળે કચરો પૂંજો જણાતો નથી. મહાલયને આવો સુઘડ રાખનાર અહીં કોણ વ્યક્તિ છે? હું તો અહીં તારા વિના અન્ય કોઇને જોતો નથી."

વણિકપુત્રનું આ કથન સાંભળીને રાજકન્યાએ પોતાની ભ્રૂકુટી ચઢાવવા માંડી. તેને શું ઉત્તર આપવું તે તે સમજી શકી નહિ. તે સમયે સંધ્યા વીતી ગઈ હતી, ચારે તરફ અંધકારે પોતાની કાળી ચાદર પાથરી દીધી હતી, આકાશમાં બીજનો ચંદ્રમા ઉગ્યો હતો અને પવન સન્ સનાટ કરતો વાતો હતો. કાંઈ પણ ઉત્તર ન મળવાથી વણિકપુત્ર રાજકન્યા તરફ એકી નજરે જોઈ રહ્યો હતો.

રાજકન્યાનો મનોભાવ શો હતો તે વણિકપુત્ર સમજી શક્યો નહિ અને તેથી તે તેને વારંવાર તે પ્રશ્ન પૂછવા લાગ્યો. રાજકન્યાને તેના પર ક્રોધ તો ચઢ્યો જ હતો તેવામાં તેને વારંવાર વણિકપુત્રે એકનો એક પ્રશ્ન પૂછવા માંડ્યો એટલે તેનો ક્રોધ વૃદ્ધિંગત થયો. તે પોતાના મનને કાબૂમાં રાખી શકી નહિ તેથી તેણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરવા માંડ્યું.

અલ્પ સમયમાં જ તે સર્વાંગસુંદરી રમણી એક વિકટાકાર રાક્ષસીના રૂપમાં પરિણિત થઈ ગઈ અને મુખ ફાડીને તે વણિકપુત્રનો ગ્રાસ કરી જવાની તૈયારી કરવા લાગી. વણિકપુત્ર કાંઈ નામર્દ કે ભીરુ નહોતો. તે સદાસર્વદા પોતાની કમરે બે તલવારો રાખતો હતો. બચવાનો અન્ય કોઈ ઉપાય ન હોવાથી બન્ને હાથે મ્યાનમાંથી તેણે બન્ને તલવારોને બહાર ખેંચી કાઢી અને એક પળ માત્રનો પણ વિલંબ કર્યાં વિના તેણે રાક્ષસીના શિરને ધડથી જૂદું કરી નાખ્યું.

એક ભયંકર ગર્જના કરી રાક્ષસી મૃત્યુ પામી. પછી વણિકપુત્રે તે રાક્ષસીના મહાલયમાં ચારે તરફ તપાસ કર્યો અને તેના હાથમાં જે જે કીમતી વસ્તુઓ આવી તે સર્વ પોતાની પેટીમાં મૂકીને તેમાં આરોહણ કરી તેણે ચાંપ દબાવી એટલે થોડીવારમાં તે પોતાના દેશમાં પહોંચી ગયો. પછી પોતાની પાસે જે સંપત્તિ આવી હતી તેથી વણિકપુત્રે એક મોટી અટ્ટાલિકા બંધાવી અને ગાડી ઘોડા વગેરે વેચાતાં લીધાં અને એક ફૂટડી કન્યા સાથે પરણી તે પોતાનો સંસાર પુનઃ ચલાવવા લાગ્યો. હવે પછી તે અર્થનો અપવ્યય કરતો નહોતો અને સ્વાર્થસાધુ મિત્રોનું મુખ પણ જેતો નહોતો; માત્ર તેના જે મિત્રે તેને પેલી અદ્ભુત પેટી ભેટ આપીને સહાયતા કરી હતી તેની સાથે જ તેણે મિત્રતા રાખી હતી. સો સ્વાર્થી મિત્રો કરતાં એક સાચો મિત્ર કરવો એજ વધારે સારું છે એમ હવે તેનો અભિપ્રાય થયો હતો. માથે વિપત્તિ આવી ગયા પછી તે ઘડાઇને સમજૂ થયો હતો તેથી પૂર્ણ વિચાર કરીને જ તે પ્રત્યેક કાર્ય કરતો હતો અને તેનું પરિણામ એ થયું કે દિનપ્રતિદિન તેની ઉન્નતિ થવા લાગી.



## તિલોત્તમાને પુત્ર અથવા જેવી ભૂમિ તેવો પાક.

એક દેશમાં એક રાજા હતો. તેને એક રાણી હતી. રાણી જેવી રૂપવતી હતી તેવી જ ગુણવતી પણ હતી. રાજા તેને પોતાના પ્રાણ કરતાં પણ અધિક ચાહતો હતો. રાણીને સર્વ વાતે સુખ હતું પણ માત્ર પુત્રનું સુખ નહોતું. હજી સુધી તેને કાંઈ સંતાન થયું નહોતું પણ આથી રાજા દુઃખિત થતો નહોતો. તે કહેતો કેઃ “મારા ભાગ્યમાં સંતાન નહિ હોય તેથી તે રાણીને થતાં નાહ હોય, એ માટે રાણીપર ક્રોધ કરવો તે તેને ભયંકર અપમાન અને અન્યાય આપવા સમાન છે.” રાજાના મંત્રી વગેરે તેને ફરીથી લગ્ન કરવા પરામર્શ આપતા હતા કિન્તુ તેમની શીખામણને રાજા કાને ધરતો નહોતો. તેણે બીજીવાર લગ્ન કર્યું નહોતું અને કરવાનો પણ નહોતો.

આ રાજાને શિકારનો ઘણો શૌક હતો. તે ઘણી વાર લાવ લશ્કર લઇને શિકારે ચડતો. રાણીને પણ પશુનો શિકાર જેવાનો ઘણો નાદ હતો. એક દિવસ વાતની વાતમાં રાજાને આ વાતની ખબર પડી તેથી શિકાર કરવા જતો ત્યારે તે તેને પોતાની સાથે લઈ જતો.

આ પ્રમાણે રાજા રાણી પરમ સુખમાં રહેતાં હતાં. એક દિવસ રાજા રાણીને લઇને મૃગયા કરવા નીકળ્યો. શિકાર કરીને જ્યારે તે

રાજધાની તરફ પાછો આવતો હતો ત્યાં રસ્તામાં જ સાંઝ પડવા આવી. સૂર્ય પશ્ચિમ દિશામાં અદ્દશ્ય થવા લાગ્યો. રાજાનું સઘળું લાવ લશ્કર મારેલા પશુને લઇને આગળ ગયું હતું અને રાજા રાણી રથમાં બેસી વનની શોભાને જોતાં જોતાં પાટનગર તરફ જતાં હતાં.

સહસા એક વિશાળ વૃક્ષ નીચે પડેલા એક મૃત્તિકાપાત્ર પર રાજા અને રાણીની દૃષ્ટિ પડી. તે બન્ને જણાં રથમાંથી ઉતર્યાં અને તે વૃક્ષ નીચે ગયાં. ત્યાં જઇને તેમણે જોયું તો એક મૃત્તિકા પાત્ર ત્યાં પડેલું હતું અને તેની ઉપર કાંઈ આવરણ નહોતું. તે પાત્રમાં તેમણે જે કાંઈ જોયું તેથી તે બન્ને જણાં વિસ્મિત થઈ ગયાં. રાજાએ તેને પકડીને બહાર કાઢ્યું તો રાણીને જણાયું કે તે એક તરતનું જન્મેલું બાળક હતું કે જે એક મૂલ્યવાન્ વસ્ત્રથી અધિકાંશે વેષ્ઠિત હતું.

રાજાએ તેને ભૂમિ ઉપર સૂવાડીને કહ્યું: "કોઈ અભાગી સંતાનનું પાલન કરવા અસમર્થ હોવાથી અહીં તેને મૂકી ગયેલો હોય એમ જણાય છે. હવે આ છોકરાની શી વ્યવસ્થા કરવી?"

રાજા ઉપર પ્રમાણે પોતાના મન સાથે બોલતો હતો. રાણી પાસે જ હતી પણ તેને તેણે કાંઈ કહ્યું નહિ. તો પણ રાણીએ તેને કહ્યું: "મહારાજ! જો આપ અનુમતિ આપો તો આ બાળકને હું લઈ લઉં. મારે કાંઇ સંતાન ન હોવાથી હું એને મારા પુત્ર સમાન પાળીશ પોષીશ."

રાણીનું આ કથન સાંભળીને રાજાને તેનાપર ક્રોધ ચઢ્યો. ક્રોધાવેશમાં તેણે કહ્યું: "દેવી! અત્યાર સુધી હું એમ ધારતો હતો કે તમે સારા કુળમાં જન્મેલાં છો. આ બાળક અવશ્ય નીચકુલોદ્ભવ છે. એનાં માતા પિતાનો કાંઈ પત્તો નથી. મને શંકા છે કે એ કોઈ ચાંડાલનો પુત્ર છે. આવા નીચ કુળમાં જન્મેલા છોકરાને ઉછેરીને પોતાના પુત્ર તરીકે રાખવાની તમારા જેવી એક કુલીન સ્રીને કેમ ઇચ્છા થઈ હશે, એનું જ મને મહદાશ્ચર્ય થાય છે. જેના સ્પર્શ માત્રથી સ્નાન કરવું જોઇએ એવા છોકરાને પોતાના પુત્ર તરીકે ઉછેરવો એ ઘણું જ ગર્હિત કાર્ય છે. અત્યારે આ વાત કાઢી તે કાઢી પણ હવે પછી કોઈ દિવસ આવી વાત કરશો નહિ."

રાણી કાંઇક હઠીલા સ્વભાવની હતી. રાજાનાં પદદ્વયમાં પોતાના બન્ને હસ્ત મૂકીને તેણે કહ્યું: "મહારાજ! આ બાળકને જોઇને મને ઘણી દયા આવે છે. કૃપા કરીને એના પાલનપોષણનો ભાર આપ મારાપર નાખો.

રાજાના મનમાં દયા આવવાને બદલે તેનો ક્રોધ વૃદ્ધિંગત થયો અને તેથી રાણીને ધક્કો મારી દૂર ફેંકી દઈ તેણે તેનો તિરસ્કાર કરવા માંડ્યો

તથા ક્રોધના વેશમાં તેણે કહ્યું: "જો આ બાળકનું પ્રતિપાલન કરવાની તું ઇચ્છા કરીશ તો હું તને મારા રાજમહાલયમાં રાખીશ નહિ."

રાજાએ પોતાનો આવો તિરસ્કાર કર્યો તેથી રાણીને પણ તેનાપર ક્રોધ ચઢ્યો. તેણે તે અનાથ બાળકને ઉંચકી લીધો અને પછી તે ઉતાવળે પગલે ખેતરોમાં ચાલવા લાગી. કોપાયમાન થયેલો રાજા રથમાં બેઠા અને રાણીને તેની ઇચ્છામાં આવે ત્યાં જવા દઇને પોતે રાજધાની તરફ જવા લાગ્યો.

રાણી રાજાને ખરા અંતઃકરણથી ચાહતી હતી પરંતુ રાજાએ તે વેળાયે તેની સાથે જે કઠોર આચરણ કર્યું હતું તેથી તે અત્યંત શોકાતુર અને કોપાયમાન થઈ હતી. કોપથી તે પોતાનું ભાન ભૂલી ગઈ હતી એટલે જે તરફ રસ્તો દેખાયો તે તરફ તે ચાલવા લાગી.

તેણે આખી રાત્રિ અને બીજો દિવસ ચાલ ચાલ કર્યું. બીજા દિવસની સંધ્યાના સમયે તે એક ગામ આગળ જઇ પહોંચી. બાળકને એક વૃક્ષ તળે સુવાડીને તેણે પોતાના શરીરપરના સર્વ અલંકારો કાઢી લીધા અને પોતાનાં વસ્ત્રોને ધૂળમાં રગદોળીને મલિન કરી દીધાં. ત્યાર પછી પોતાના અલંકારોને સંતાડી બાળકને પોતાની ગોદમાં લઇને ધીરે ધીરે તે ગામ પ્રતિ જવા લાગી.

ગામમાં ગયા પછી તેણે એક વૃદ્ધ બ્રાહ્મણીને જોઈ. તેને જોઇને રાણીએ કહ્યું: "માતાજી! મને આપની દાસી તરીકે રાખશો? હું આપના ઘરનું તમામ કામકાજ કરીશ, માત્ર આપના પગ નહિ ચાંપું તેમ ઉચ્છિષ્ટને સ્પર્શ નહિ કરું! પરમેશ્વરે જોકે મારાપર દુઃખના દહાડા નાખ્યા છે તોપણ હું ઉંચા કુળમાં જન્મેલી છું. આપ બ્રાહ્મણ કન્યા છો તેથી આપના ઘરમાં રહી દાસીત્વ કરવા હું ઇચ્છું છું. આ પુત્રનું પાલન પોષણ કરવાનું મને ઘણું ભારે થઈ પડ્યું છે. એનો પિતા પ્રભુ જાણે ક્યાંય જતો રહ્યો છે." વૃદ્ધ બ્રાહ્મણીએ ધાર્યું કે: 'તે છોકરો એનો જ છે અને એનો જ સ્વામી ક્યાંય જતો રહ્યો છે તેથી એ બિચારી ઘણી કફોડી સ્થિતિમાં આવી પડી છે. એ બાઇના દેખાવ ઉપરથી એ ગરીબ હોય એમ જણાતું નથી. એનું સ્વરૂપ કહી આપે છે કે એ કોઈ મોટા ઘરની ગૃહિણી જ હોવી જોઇએ પણ પરમેશ્વર સહુના દહાડા સરખા જવા દેતો નથી. તે ઘડીકમાં રાયને રંક અને રંકને રાય કરી નાખે છે. આ પ્રમાણે આ દુઃખિની ઉપર હાલમાં દુઃખ પડેલું હોવું જોઇએ. દુઃખીને સહાયતા કરવી અને તેને આશ્રય આપવો એના જેવું પુણ્ય આ અવનીતળ ઉપર બીજું કાંઈ નથી.' આમ વિચારી તેણે કહ્યું: "બાઈ, તમે ખરેખર ગરીબ નથી. કોણ કહેશે કે તમે ગરીબ ઘરનાં છો? તમારા ગળામાં,

કાનમાં ને હાથે પગે સર્વ સ્થળે અલંકાર પહેર્યાનાં ચિહ્ન સ્પષ્ટ દેખાય છે. તમારું મુખ જોતાં એકદમ જણાઈ આવે છે કે તમારો સ્વભાવ અને ચરિત્ર ઘણાં જ સારાં છે. તમારા છોકરા સાથે તમે મારે ત્યાં ખુશીથી રહેજો. મારે ત્યાં તમારે કાંઈ કામ કરવાનું નથી; કારણ કે મારી પાસે પરમેશ્વરની કૃપાથી ચાર પૈસા છે અને કોઈ ખાનાર નથી. હું તમને મારી પુત્રી પ્રમાણે જ રાખીશ."

રાણીએ તે વૃદ્ધ બ્રાહ્મણીનો ઘણો જ આભાર માન્યો અને પેલા છોકરાને લઇને તે તેના ઘરમાં રહી.

શુકલપક્ષના ચંદ્ર પ્રમાણે તે છોકરો દિવસે દિવસે મોટો થતો ગયો. ધીમે ધીમે બાલ્યાવસ્થાનો અતિક્રમ કરીને તે કિશોર વયનો થયો. ગામનાં સઘળાં માણસો સાથે તેનો સદ્ભાવ હતો અને સર્વ જનો સાથે તે સદ્વ્યવહાર રાખતો હતો તેથી તે લોકો પણ તેને ઘણો જ ચાહતાં હતાં. રમતી વખતે સર્વ છોકરા પોતાના પિતાનાં નામ બોલતા પણ આ છોકરો પોતાના પિતાનું નામ બોલતો નહિ. છોકરાઓ તેને તેના પિતાનું નામ પૂછતા ત્યારે લજ્જાથી તે નીચું જોતો. તેને ખોટું લાગતું હોવાથી કોઇ છોકરો તેના પિતાનું નામ તેને પૂછતો નહિ.

એક દિવસ તે છોકરાએ પોતાની મા પાસે જઇને પૂછ્યું: "માતાજી! મારા પિતાજીનું નામ શું છે? બીજા બધા છોકરા પોતાના પિતાનું નામ જાણે છે અને તું મારા પિતાનું નામ મને કેમ કહેતી નથી? છોકરાઓ મને મારા પિતાનું નામ પૂછે છે ત્યારે હું તે જાણતો ન હોવાથી મને ઘણી જ શરમ આવે છે."

ઉંડો નિઃશ્વાસ નાખીને રાણીએ કહ્યું: "મારી આંખોની કીકીઓ સમાન વ્હાલા પુત્ર! હું પોતે પણ તારા પિતાનું નામ જાણતી નથી, તો પછી હું તને તે કઈ રીતે કહી શકું? હજી તું નાનું બાળક છે એટલે તું મોટો થઇશ ત્યારે હું તને બધી વાત કહીશ. અત્યારે તે જાણવાની ઉપાધિમાં તું પડતો નહિ."

માતાનું આ કથન સાંભળીને તે છોકરાએ તે પ્રશ્ન પૂછવાનું છોડી દીધું. દિવસે દિવસે તે મોટો થવા લાગ્યો. તે સામાન્ય છોકરા જેવો નહોતો. સામાન્ય છોકરાં જે કામ સમજી કે શીખી શકતાં નહોતાં તે કામ તે કરી નાખતો. જે કામ કરવાને સાધારણ છોકરાંને દિવસોના દિવસ લાગતા તે કામ તે એકાદ દિવસમાં કરી નાખતો. શરીરે પણ તે ઘણો મજબૂત હતો. જેટલો ભાર ચાર છોકરા મહા મેહનતે ઉપાડી શકતા તેટલો ભાર તે ઉચકીને સપાટાબંધ દોડતો હતો. આથી ગામનાં સર્વ છોકરાં અને માણસો તેને બહુ જ ચાહતાં હતાં.

આમ કરતાં કરતાં તે છોકરો પંદર વર્ષનો થયો. એ સમયે તે શરીરે મલ્લ જેવો બળવાન્ થયો હતો. એક દિવસ પોતાની માતા રાણી પાસે જઇને તેણે કહ્યુંઃ "માતાજી! હું મોટો થાઉં ત્યારે મારા પિતા વિશે સમસ્ત વાર્ત્તા કહેવાનું તમે મને વચન આપેલું છે. હવે હું પંદર વર્ષના વયનો યુવક થયો છું. હવે હું નાનો અને અણસમજૂ નથી માટે તે વાત તમે મને આજે કહી સંભળાવો."

રાણીએ બધી વાત માંડીને તેને અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવતાં જણાવ્યું કેઃ "દીકરા! તું મારા પેટે જન્મ્યો નથી. હું એક દેશની રાણી હતી અને રાજા સાથે મૃગયા જોવા ગઈ હતી. મૃગયા જોઇને પાછાં ફરતાં માર્ગમાં અમે તને એક વૃક્ષ નીચે જોયો. મારા પેટે કાંઈ સંતાન ન થયેલું હોવાથી તારામાટે મારા હૃદયમાં વાત્સલ્ય ભાવ પ્રકટ્યો અને તને લઇને ઉછેરવાની મેં રાજા આગળ ઇચ્છા વ્યકત કરી એટલે રાજાએ તેઓ તારાં માતા પિતાનાં કુળથી અજ્ઞ હોવાથી તને ચાંડાળપુત્ર ધારી લીધો અને તને ન લેવાની મને આજ્ઞા કરી. અરણ્યમાં તને એકલો રહેવા દઇશ તો તે મરી જશે એમ મેં રાજાને જણાવી તારાપર દયા લાવવા મેં તેમને વિનવ્યા પણ રાજાએ ગુસ્સે થઈ મારો તિરસ્કાર કર્યો અને કહ્યું કે એ છોકરાનું જો તું પાલનપોષણ કરવા ઈચ્છીશ તો હું તને મારા મહાલયમાં નહિ પેસવા દઉં. રાજાનાં આ કટુ વચન અને તિરસ્કારથી મને ઘણું જ ખોટું લાગી ગયું. તારાપર મને ઘણું જ હેત આવી ગયું હતું તેથી રાજસુખનો ત્યાગ કરવાને હું તૈયાર થઈ. મેં તને ઉંચકી લીધો અને તને લઇને હું અરણ્ય તરફ ચાલવા લાગી અને રાજા રથમાં બેસી રાજધાનીમાં ગયા. વન વટાવી બીજા દિવસની સંધ્યા વેળાયે હું આ ગામની ભાગોળ પાસે આવી પહોંચી. ગામમાં આવીને મેં આ વૃદ્ધ માતાજીને મારા દુઃખની વાર્ત્તા કહી. તે સાંભળીને ડોસીમાનું દયાળુ અંતઃકરણ દયાથી પીગળ્યું અને તેમણે મને પોતાના ઘરમાં રાખી. અહીં આ બ્રાહ્મણીનું અન્ન ખાઈ તું મોટો થયો છે. તારા સંબંધી જે વાર્તા હું જાણું છું તે આ છે."

રાણીનું આ કથન સાંભળી તે છોકરાએ કહ્યુંઃ "માતાજી! જે રાજાએ તમારાં જેવાં એક દયાળુ અને ભલાં રાણીને રાજ્યમાંથી કાઢી મૂક્યાં તે રાજા જીવતા છે કે નહિ?"

રાણીએ કહ્યુંઃ "હા, દીકરા! તે હજી જીવતા જ છે. મારા પ્રતિ તેમણે જે ક્રૂરતા દર્શાવી છે તેમાટે તેમને ઉચિત શિક્ષા થવી જોઇએ એવી મારી મનોભાવના છે."

રાણીનું કથન સાંભળીને તે છોકરાનું મન સંતુષ્ટ થયું. તેણે કહ્યુંઃ

"માતાજી! તમે કાંઈ ચિન્તા કરતાં નહિ! હું આપના મોં આગળ પ્રતિજ્ઞા કરીને કહું છું કે જ્યાં સુધી આ ઘટમાં પ્રાણ હશે ત્યાં સુધી તે રાજાને શિક્ષા કરવાનો પ્રયત્ન કરીશ. તે રાજાને જ્યારે પરાસ્ત કરી બંદિવાન્ બનાવીને હું આપની આગળ લાવીને રજૂ કરીશ; ત્યારે જ મને જંપ વળશે. માતાજી! હવે અહીં આમ પરાયા આશરે પડી રહેવું મને ગમતું નથી. અહીંથી કેટલેક દૂર એક સાધુ વાસ કરે છે તે લોકોને ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન સ્થિતિની સર્વ વાતો કહી દે છે તેની પાસે જઈ મારાં માતા પિતાની વાર્ત્તા જાણી લેવા હું ઘણો ઉત્સુક છું. તે પછી કોઈ રાજ્યમાં જઇને નોકરી શોધી ઉચ્ચ પદવીપર ચઢીને તમારું અપમાન કરનાર રાજાને શિક્ષા કરવાનો મારો વિચાર છે."

તે છોકરાનું આ બોલવું રાણીને પણ ગમ્યું. વૃદ્ધ બ્રાહ્મણીને કાંઇ પણ કહ્યા વિના તે છોકરો અને રાણી તેના ઘરમાંથી રાત્રિના સમયે નીકળી પડ્યાં અને સાધુના આશ્રમમાં ગયાં. આશ્રમ પાસેના એક નિરાપદ સ્થાનમાં રાણીને બેસાડીને તે છોકરાએ આશ્રમમાં પ્રવેશ કર્યો.

તે સમયે સાધુ ધ્યાનમગ્ન હતો તેથી તે છોકરાએ તેના ધ્યાનનો ભંગ કર્યો નહિ કિન્તુ તેના મોં આગળ બેઠો. જ્યારે સાધુનાઃ ધ્યાનનો ભંગ થયો અને તેમણે ચક્ષુ ઉઘાડ્યાં ત્યારે બન્ને હાથ જોડી રડતાં રડતાં તે છોકરાએ કહ્યુંઃ "કૃપાનિધાન, પ્રભો! હું આપને એક વાર્ત્તા પૂછવા આવ્યો છું."

તે સાધુએ અમૃતસ્રાવી સ્વરથી કહ્યુંઃ "વત્સ! તું શું પૂછવા આવ્યો છે તે મને કહે. બોલ, તું કયાંથી અને કેમ આવ્યો છે અને તારે શું પૂછવું છે? તને જોઇને મારું મન બહુ જ ચંચળ થઈ જાય છે."

રાણીના મુખથી પોતાના સંબંધી જે સર્વ વાર્ત્તા સાંભળી હતી તે તેણે તે સાધુને કહી સંભળાવી. તે સાંભળીને સાધુ કોઈ ઉંડી ચિન્તામાં પડી ગયો. કેટલીક વાર સુધી તે છોકરાના મુખ, હાથ, પગ વગેરેનું નિરીક્ષણ કરીને તેણે કહ્યુંઃ "વત્સ! તારી પાસે કાંઈ વસ્ત્ર છે કે? અને જો હોય તો તે તું મારી પાસે લાવીશ કે?"

તે છોકરો તે સાધુ પાસેથી વિદાય થઇને રાણી પાસે ગયો. રાણી તે છોકરાને પોતાના પ્રાણ કરતાં પણ અધિક ચાહતી હતી. તેના માટે તેણે સર્વસ્વનો ભોગ આપ્યો હતો. તેને ઉછેરીને મોટો કરવામાટે તેણે રાજસુખને લાત મારી હતી. તે છોકરો પોતાને ત્યાં બેસાડીને સાધુના મઠમાં ગયો અને કેટલીક વાર થઈ ગઈ તોપણ પાછો આવ્યો નહિ તેથી તે ચિન્તા કરતી બેઠી હતી એવામાં તે છોકરો તેની પાસે ગયો અને સાધુએ કહેલી વાત તેને જણાવી.

છોકરાની આ વાર્ત્તા સાંભળીને રાણીના મગજમાં એકદમ વીજળીનો ચમકારો થયો. જે પોટલીમાં તેણે પોતાનાં ઘરેણાં વગેરે સંતાડીને રાખ્યાં હતાં કે આજે તેણે પોતાની સાથે લીધી હતી તેમાં તે છોકરો જન્મ્યો ત્યારે જે વસ્ત્ર તેના શરીરની આસપાસ લપેટેલું હતું તે હતું. તે વસ્ત્ર તેણે તે છોકરાને આપ્યું. નવીન વસ્ત્ર ધારણ કરી તે વસ્ત્ર ઓઢી તે છોકરો સાધુના મઠમાં ગયો.

થોડી વારમાં જ તેને નવીન વસ્ત્ર પહેરી તથા પેલું વસ્ત્ર ઓઢી આવેલો જોઇને ઇષદ્ હાસ્ય કરી તે સાધુ એક ઓરડીમાં ગયો અને તેણે ઓઢેલા વસ્ત્રના જેવા જ એક બીજા વસ્ત્રનો કકડો તેને આપીને તેણે કહ્યું: "વત્સ, તું મારો જ ઔરસપુત્ર છે; કિન્તુ હું સંસારત્યાગી સંન્યાસી હોવાથી તને મારી સાથે રાખી શકું તેમ નથી. તું હાલમાં જેની સાથે રહે છે તેણે તને ઉછેરીને મોટો કર્યો છે માટે તે તારી માતા સમાન જ છે. કોઈ દિવસ તું તેને દુઃખ દેતો નહિ. નિરંતર તેના કહ્યા પ્રમાણે જ વર્ત્તજે એટલે તું સુખી થઇશ."

સાધુનું કથન સાંભળીને તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તે છોકરાએ કહ્યું: "પિતાજી! મારી જનેતા કોણ છે? મારી ખરી માતા કોણ છે તે જાણવાની મને પ્રબળ ઇચ્છા થઈ રહી છે."

સાધુએ કહ્યું: "બેટા! તે એક જૂની વાર્ત્તા છે. કેટલાંક વર્ષોપર મેં કઠોર તપ આદર્યું હતું. મારું તપ જોઇને દેવો વિરક્ત અને ભયભીત થઈ ગયા. જો હું મારું તપ આગળ ચલાવીશ તો ઇંદ્રનું ઇંદ્રાસન મને પ્રાપ્ત થશે એવી ઇંદ્રને ભીતિ લાગવા માંડી, તેથી ઇંદ્રે તિલોત્તમા નામની એક અપ્સરાને મારા તપોભંગ માટે મોકલી. તિલોત્તમા સ્વર્ગની સર્વ અપ્સરામાં સર્વથી અધિક સ્વરૂપવતી છે અને નૃત્ય ગાનમાં તો તે અદ્વિતીય ગણાય છે. મને ધ્યાનભંગ કરવામાટે તે મારી પાસે આવીને નૃત્ય તથા ગાન કરવા લાગી. પહેલાં તો હું તેનાથી મુગ્ધ થઈ ગયો નહિ; પણ આખરે મારું મન વિચલિત થઈ ગયું અને મેં મારાં ચક્ષુ ખોલ્યાં. તેનું સ્વરૂપ જોઇને હું તેનાપર મોહિત થઈ ગયો અને મારા તપને તિલાંજલિ આપી હું તિલોત્તમાના પ્રેમમાં રત થયો. કેટલેક કાળે તિલોત્તમા ગર્ભવતી થઈ અને તારો જન્મ થયો. તું આ સંસારનો સામાન્ય મનુષ્ય નથી. મારા વીર્યવડે અપ્સરાના ગર્ભમાંથી તેં જન્મ ધારણ કરેલો છે. આ અવનીમાં તારા માટે અસાધ્ય હોય એવું એક પણ કાર્ય નથી. જે કાર્ય કરવાની તું ઇચ્છા કરીશ તે કાર્ય અનાયાસ થઈ જશે. મારો તને આશીર્વાદ છે કે જે માણસ તને એક વાર જોશે તે તારા ગુણથી લોભાઇ તને વશીભૂત થઇ જશે."

સાધુનું કથન સાંભળી આનંદિત થઇને, તેની આજ્ઞા લઇને મા પાસે જઈ તે છોકરાએ તમામ વાત તેને જણાવી. પછી પોતાની માતાને સાથે લઇને તે રાણીના ધણીના રાજ્યમાં તેણે જવા માંડયું.

એક બે દિવસની મુસાફરી કરીને તે છોકરો પોતાની માતા સહિત રાજાની રાજધાનીમાં જઈ પહોંચ્યો. રાણીને એક નિર્ભયસ્થાનમાં રાખીને તે પોતે રાજા પાસે ગયો. રાજા તેને જોતાં જ તેને વશીભૂત થઈ ગયો. તેણે તેને મધુર ભાષામાં કહ્યું: "વત્સ! તું કોણ છે અને અહીં કેમ આવ્યો છે?"

તે છોકરાએ કહ્યું: "મહારાજ! હું આપનો એક સામાન્ય પ્રજાજન છું. આપ પોતાની પ્રજા પ્રત્યે ઘણા દયાળુ છો એ વાર્ત્તા સાંભળીને હું આપની પાસે આવ્યો છું. કૃપા કરીને જો આપ મને ગમે તે નોકરી આપશો તો હું શેર બાજરી કમાઈ ખાઇ આપનું કલ્યાણ ઇચ્છીશ."

રાજાએ કહ્યું: "હે વત્સ! તને જોતાં મારા હૃદયમાં આટલી બધી પ્રસન્નતા કેમ થાય છે, તેનું કારણ હું સમજી શકતો નથી. બોલ, તું શું કાર્ય કરી શકે તેમ છે તે તું મને જણાવ એટલે હું તને તારા યોગ્ય નોકરી તને આપું."

તે છોકરાએ કહ્યું: "મહારાજ! આપ મને જે કાંઇ કામ સોંપશો તે કરવાને હું તૈયાર છું. મારી ઉમર નાની જોઇને આપ મને અસમર્થ ધારી ન લેતા. આપ મને જે કાંઇ કામ સોંપશો તે કરવાની મારામાં શક્તિ છે અને તે હું આપને અલ્પ સમયમાં જ બતાવી આપીશ."

મનમાં આનંદિત થઇને રાજાએ કહ્યું: "વત્સ! હાલમાં હું તને મારા મહાલયના દ્વારપાલનું કાર્ય સોંપું છું. પછી જેમ જેમ તું પોતાની શક્તિ બતાવતો જઇશ તેમ તેમ હું તને ઉંચી પદવીયે ચઢાવીશ."

તે છોકરાએ રાજાએ આપેલી નોકરી સ્વીકારી લીધી. તે દિવસથી તે રાજાના મહાલયના દ્વારપાલનું કાર્ય કરવા લાગ્યો. આ કાર્ય તે એવી કાળજીથી કરતો હતો કે તેનું કૌશલ્ય જોઇને મહાલયનાં સર્વ મનુષ્યો તેની પ્રશંસા કરવા લાગ્યાં. જે જે વ્યક્તિ તે છોકરાને એકવાર પણ જોતી તે તેને વશીભૂત થઇ જતી. સર્વ માણસો તેનાં મિત્ર થઇ ગયાં. આખા રાજ્યમાં કોઇ તેનો શત્રુ નહોતો તેમ કોઇ તેની અદેખાઈ કરતું નહોતું.

રાજ્યનાં સર્વ માણસો તેનાં વખાણ કરે છે અને તેની સાથે મિત્રતા કરવાને આતુર રહે છે એ વાતની જ્યારે તે છોકરાને ખબર પડી ત્યારે તે એક પછી એક માણસને વશ કરવાનો યત્ન કરવા

લાગ્યો. અલ્પ કાળમાં જ રાજ્યનાં મોટા મોટા માણસો તેના પક્ષમાં આવી ગયાં. સેનાપતિ પોતે પણ તેના પક્ષમાં ભળી ગયો અને તેના વિરુદ્ધ એક શબ્દ પણ બોલવાનું તે સાહસ કરી શકતો નહોતો.

જ્યારે તે છોકરાએ પોતાના પક્ષને પૂરેપૂરો સબળ થયેલો જોયો ત્યારે તે રાજા વિરુદ્ધ ષડ્યંત્ર રચવા લાગ્યો. રાજામાં કાંઈ ઝાઝા દોષ નહોતા પણ તે રાજ્યકાર્યમાં ઝાઝું ધ્યાન આપતો નહોતો એ તેનો એક મોટો દોષ હતો. રાજ્યનું સઘળું કામકાજ મંત્રી પોતાની મરજીમાં આવે તેમ ચલાવતો હતો. રાજા તો પોતે અંતઃપુરમાં પડ્યો રહેતો અને આનંદ પ્રમોદમાં પોતાના દિવસ વ્યતીત કરતો. જો મંત્રીના હાથે કોઇને અન્યાય થતો તો તેની સામે કાંઇ પોકાર થઈ શકતો નહોતો તેથી જેમને અન્યાય થતો તેઓ રાજાને ગાળો દેતા અને તેનું ભૂંડું બોલતા હતા.

ધીમે ધીમે રાજાના રાજ્યથી અસંતોષ પામનારંની સંખ્યા વધવા માંડી. તે છોકરો ઘણો ચતુર હોવાથી તેમના મનોગત ભાવને સમજી લઇને રાજાના તેઓ કટ્ટાવૈરી થાય એવા ઉપાય યોજવા લાગ્યો. પહેલ વહેલાં તો તે છોકરાના બોલવાપર તેમને વિશ્વાસ આવતો નહોતો; કારણ કે, તે ખાસ રાજાનો માણસ છે એમ તેમનું ધારવું હતું. તે છોકરો બહારથી રાજાનો મોટો હિતૈષી હોય એવો દેખાવ કરતો હતો પણ જ્યારે સામા માણસને રાજાનો વિરોધી જોતો ત્યારે તેને ચાલાકીથી પોતાના પક્ષમાં મેળવી લેતો. આ પ્રમાણે તે પોતાના પક્ષનાં માણસો વધારવા લાગ્યો.

આમ ચાલતાં ચાલતાં આખરે રાજ્યનાં ઘણાં માણસો રાજાના શત્રુ થઈ ગયાં અને તેમણે એકઠાં મળીને રાજાને ગાદીપરથી ઉઠાડીને તે છોકરાને રાજા બનાવવાનો નિશ્ચય કર્યો. રાજાનો મુખ્ય સેનાધિપતિ અને નાના મોટા બધા અમલદારો તથા સૈનિકો પ્રપંચમાં સામેલ થઈ ગયા, તો પણ રાજાને પોતાની સામે થતી ખટપટનો કાંઇ ગંધ આવ્યો નહિ. તે તો પોતે જનાનખાનામાં રાણીઓ સાથે શોક ઉડાવવામાં અને રતિક્રીડામાં જ નિમગ્ન રહ્યા કરતો હતો.

રાજાની સામે જ્યારે પૂરેપૂરું કાવતરું રચાઇ ગયું ત્યારે એક દિવસ તે છોકરો રાજવંશીય પોષાક પરિધાન કરીને તથા શસ્ત્રાસ્ત્રથી સજ્જિત થઇને રાજસભામાં ગયો અને રાજાના ખાલી સિંહાસનપર બેઠો. રાજસભાનાં સર્વ માણસો કાવતરામાં સામેલ હતાં તેથી તેને સિંહાસનપર આરુઢ થતાં કોઇએ રોક્યો નહિ. કેવળ મુખ્ય પ્રધાન કાવતરામાં સામેલ નહોતો તેથી તે છોકરાને સિંહાસનપર બેસતો જોઇને તેને ઘણું જ

આશ્ચર્ય લાગ્યું. રાજાના સ્થાને બેસવામાટે તેણે તેનો તિરસ્કાર કર્યો. મંત્રીના શબ્દપર તે છોકરાએ કાંઇ ધ્યાન ન આપ્યું અને તે રાજ્યનું કામ આગળ ચલાવવા લાગ્યો.

પોતાના બોલવાની તે છોકરા ઉપર કાંઈ અસર થતી નથી અને તે સ્વચ્છંદતાથી વર્તે છે એમ જોઇને તથા રાજકર્મચારીમાંથી કોઈ કાંઇ બોલતું નથી એ સ્વચક્ષુએ નિહાળીને પ્રધાન સમજી ગયો કે આમાં કાંઇ ઉંડો ભેદ છે. તે દરબારમાંથી નીકળી રાજા પાસે ગયો. રાજા પોતાના દરરોજના રિવાજ મુજબ અંતઃપુરમાં આમોદ પ્રમોદ કરતો હતો. તેની પાસે જઇને તેણે સર્વ વાત તેને કહી સંભળાવી. તે સાંભળીને રાજાએ પોતાનો પોષાક પહેરી લીધો અને તે રાજસભામાં ગયો.

રાજાને રાજસભામાં આવેલો જોઇને તે છોકરો સિંહાસનપરથી નીચે ઉતર્યો અને એકદમ રાજા પાસે જઇને તેને એવા જોરથી ઝાલ્યો કે રાજા હાલી કે ચાલી પણ ન શકયો. પોતાને આવી રીતે ત્યાં સપડાઇ ગયેલો જોઇને રાજા સાહાય્યમાટે ચારે તરફ જોવા લાગ્યો; કિંતુ તેને સાહાય્ય કરવા કોઇ માણુસ આવ્યો નહિ. આ જોઇને રાજા સેનાપતિ અને સૈનિકોને બોલાવવા લાગ્યો; પણ તેઓ ફૂટી ગયેલા હોવાથી તેને સાહાય્ય કરવા તેની પાસે ગયા નહિ; માત્ર એટલું જ નહિ, પણ તેથી ઉલટું રાજાને સાહાય્યમાટે બૂમો પાડતો સાંભળીને જે માણસો સભાગૃહમાં હતાં તેઓ એક પછી એક ચાલ્યા ગયાં! પોતાને મોટી વિપત્તિમાં જોઇને રાજાએ અત્યંત મિષ્ટ સ્વરથી કહ્યું: "હે વત્સ! તારા સૌભાગ્યનું મૂળ હું જ છું. જ્યારે તું દીન હીન સ્થિતિમાં મારી પાસે આવ્યો હતો ત્યારે તારાપર કૃપા દર્શાવીને મેં તને નોકરીમાં રાખ્યો હતો તેનો શું તું મને આ બદલો આપે છે? હું જાણું છું ત્યાં સૂધી મારા હાથે મેં તારું કાંઈ અહિત કર્યું નથી કિન્તુ તારી ઉન્નતિનો જ મેં પ્રયત્ન કરેલો છે; તથાપિ તું મારી સાથે આવો વર્ત્તાવ કેમ કરે છે? મારા કયા અપરાધથી તું મને પદચ્યુત કરીને મારું સિંહાસન લઈ લેવાને તત્પર થયો છે?"

રાજાના ઉપલા પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર ન આપતાં તે છોકરો તેના તરફ તાકીને જોઇ જ રહ્યો. તેને આમ પોતાના તરફ જોઈ રહેલો જોઇને રાજાએ પોતાના ભાષણને આગળ લંબાવીને કહ્યું કે: "હે વત્સ! વિના અપરાધે આજ તું મારું આ પ્રમાણે અપમાન કેમ કરી રહ્યો છે? શું તારું એમ ધારવું છે કે તું મને પદચ્યુત કરીને પોતે સિંહાસનપર આરૂઢ થઈ શકીશ? જો તું આમ ધારતો હોય તો તું ભયંકર ભૂલ કરે છે. શું મારા સકળ સૈનિકો મરી ગયા છે? શું તેમણે મારો

પગાર નથી ખાધો કે તેઓ તને આમ સહજ પ્રયત્ને મને પદચ્યુત કરવા દેશે ?"

રાજાના ઉપલા શબ્દો સાંભળીને ગર્વપૂર્વક તે છોકરાએ કહ્યું: "મહારાજ! તમારા સૈનિકો અને તમારું સૈન્ય કયાં છે? તેઓ તમારી સાહાય્યમાટેની બૂમો સાંભળે છે કિન્તુ કોઈ મારી સામો તમને સાહાય્ય કરવા આવતો નથી એ આપને શું બતાવી આપે છે? જો તમે સ્વપ્નમાં હો તો તે સ્વપ્નને દૂર કરીને જુઓ કે આ રાજ્યનો રાજા હું પોતે છું અને જેને તમે પોતાના વેતનદાર નોકરો સમજો છો તે સર્વ મને વશીભૂત છે; મારા સહાયકો છે. જો મારા વચનમાં તમારો વિશ્વાસ ન બંધાતો હોય તો હું આ પળે અને અહીં જ તમારા મનની ખાતરી કરી આપું છું."

આમ કહી કેટલાક સૈનિકો તરફ જોઇને તે છોકરાએ કહ્યું: "હે સૈનિકો! તમે આ વૃદ્ધ રાજાને સત્વર ચતુર્ભુજ કરી લ્યો."

તે છોકરાના મુખમાંથી આ આદેશ નીકળતાંની સાથે જ કેટલાક સૈનિકો રાજા પાસે ગયા અને તેને પકડીને મજબૂત દોરડાવડે તેના હાથ પગ સારી રીતે કસીને બાંધી લીધા. તેમના આ વ્યાપારને રાજા કિંકર્તવ્યમૂઢ પ્રમાણે જોઇ રહ્યો. તે પોતાના મુખમાંથી એક શબ્દ પણ બોલી શકયો નહિ. કયા પાપના પ્રતાપે તે આ પ્રમાણે અપમાનિત અને પદચ્યુત થયો હતો તે રાજા સમજી શકયો નહિ.

કેટલીક વારે તે છોકરા તરફ જોઇને આર્જવતાપૂર્ણ સ્વરથી રાજાએ કહ્યું: "હે છોકરા! મારો અપરાધ શો છે તે તું મને કહી દે. બોલ, મારા કયા દોષને લીધે આજ તેં મારી આવી દુર્દશા કરી નાખી છે અને મારા પોતાના સૈનિકો તને આમ વશીભૂત થઈ ગયા છે? બોલ, બોલ, મારાથી એવું કયું ગર્હિત કાર્ય થઈ ગયું છે કે જેના પ્રતાપે આજે આવી શિક્ષા ભોગવવાનો મારા ભાગ્યમાં વારો આવ્યો છે!"

રાજાનાં એ આર્જવતાપૂર્ણ વચનો સાંભળીને તે છોકરાના મનમાં દયાનો સંચાર થવાથી તેણે કહ્યું: "મહારાજ! તમે ભયંકર પાપી છો. જો એમ ન હોય તો તમે પોતાની સાધ્વી સતી રાણીને અરણ્યમાં એકલી ત્યજી દો ખરા કે? જેને તમે એક વખત ખરા અંતઃકરણથી ચાહતા હતા અને જેને એક દિવસ પણ ન જોવાથી તમે અસ્થિર અને દુઃખિત થઈ જતા હતા, તેને શું તમે એક સામાન્ય કારણમાટે વનમાં રઝળતી મૂકી દીધી નથી? તમે તેને ભયાનક અરણ્યમાં છોડીને રાજમહાલયમાં આવી નીરાંતે નિદ્રિત થયા હશો ત્યારે તે બિચારી અબળા

રાણીની કેવી દશા થઈ હશે તેનું સ્વપ્ન પણ શું તમને આવ્યું હતું ? આવા કઠોર વજ્રહૃદયના પુરુષો પાપી નહિ તો શું કહેવાય વારુ ?"

તે છોકરાનાં આ વચનો સાંભળીને રાજાને પોતાની વિસ્મૃતા રાણીનું સ્મરણ થતાં તેણે કહ્યું: "વત્સ, તું હજી ઉમરે પહોંચેલો નથી એટલે હજી તારામાં બાળકબુદ્ધિ કાંઇક અંશે રહેલી છે. તે રાણી વિશે તને કોઇએ કાંઈ પણ કહ્યું હતું વારુ ? હું આવા મોટા રાજ્યનો અધિપતિ હોવા છતાં એક અજ્ઞાતકુલશીલ બાળકનું રાણીને પાલનપોષણ કરવાની અનુમતિ આપું એ શું ઉચિત હતું કે ? તે છોકરો કોઇ ચાંડાલનો ન હોય એની શી ખાતરી ? મેં રાણીને ઘણીએ સમજાવી પણ જ્યારે તે એકની બે થઇ નહિ ત્યારે જ હું તેને જંગલમાં એકલી મૂકીને મારી રાજધાનીમાં ચાલ્યો આવ્યો હતો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તે વખતે પણ મેં રાણીને તાડન તો નહોતું જ કર્યું. તે રાજી ખુશીથી રીસાઇને અરણ્યમાં ચાલી જવા તૈયાર થઇ હતી અને તેથી જ મેં તેની કાંઇ દરકાર કરી નહોતી. એવા નીચકુલોદ્‌ભૂત છોકરા સાથે રાણીને હું મારા મહાલયમાં રાખું એ સર્વથા અસંભવિત હતું."

રાજાનું આ ભાષણ સાંભળીને તે છોકરાનું મુખ ક્રોધથી લાલચોળ થઈ ગયું. તેની આંખોમાંથી જાણે અગ્નિના કણ ઝરતા ન હોય! તેમ દેખાવા લાગ્યું. ક્રોધથી કંપિત સ્વરે તેણે કહ્યું: "મહારાજ! તમે રાજા છો તો રાજા પ્રમાણે બોલો. તમે રાણીને તાડન કર્યું નહોતું એ વાર્તા સત્ય છે; પણ રાણીને રાજમહાલયમાં ન રાખવાની શું તમે ધમકી નહોતી આપી? તમે તેને મહાલયમાં ન રાખવાનું કહો એટલે પછી તે તમારી રાજધાનીમાં કેવી રીતે આવે?"

રાજાએ નમ્રતાથી કહ્યું: "વત્સ, જો રાણીએ તે વેળાએ કાંઇક નમ્રતા દર્શાવી હોત તો હું તેની સાથે એવી રીતે કદાપિ ન વર્તત."

તે છોકરાએ કહ્યું: "મહારાજ ! તમારે કેવી નરમાશ જોઇતી હતી ? રાણી તમારી સાથે અસભ્યતાથી કદાપિ વર્તી નહોતી. તમારા પગે હાથ દઇને ઘણી નમ્રતાથી તેણે અનુમતિ માગી હતી કિન્તુ તમે તેને પદાઘાત કરી તિરસ્કારી હતી. તે રાણીના મુખે મેં આપનાં ઘણાં વખાણ સાંભળેલાં છે. તેણે પોતાનો સર્વ વૃત્તાંત સ્વમુખે મને કહ્યો છે તથાપિ તમે તેને મારા અપરાધની ઠરાવવાનો યત્ન કરો છો તે યોગ્ય નથી."

આશ્ચર્યચકિત થઇને રાજાએ કહ્યું: "વત્સ, શું તેં તે રાણીને જોઈ છે? શું તેણે સર્વ વાર્તા તને જણાવી છે?" તે છોકરાએ કહ્યું: "હા, મહારાજ! શું તમે મને નથી ઓળખી શકતા? યાદ કરો, પહેલાં તમે મને કોઈ વખત જોયો છે કે નહિ?"

તે છોકરાના શરીરનું બરાબર નિરીક્ષણ કરીને રાજાએ કહ્યું: "વત્સ તું મારો પરિચિત હોય એમ મને સાંભરતું નથી. મેં પહેલાં તને કોઈ દિવસ જોયો હોય એમ મને યાદ આવતું નથી."

તે છોકરાએ કહ્યું: "મહારાજ! જો આપને યાદ ન આવતું હોય તો હું આપને યાદ દેવડાવું છું. જે બાળકને તમારી રાણીએ ઉપાડી લીધો હતો અને પાળીપોષીને મોટો કર્યો હતો તે જ હું છું. મને અજ્ઞાતકુલશીલ સમજીને અને ચાંડાલનો પુત્ર કહીને તમે રાણીને મને રાખવાની ના કહી હતી કિન્તુ હું કાંઈ સામાન્ય માણસ નથી. હું ચાંડાળનો પુત્ર નથી પણ હું એક સાધુના વીર્યથી એક અપ્સરાના પેટે જન્મેલો છું. જો હું આવા દૈવી ગુણવાળો ન હોત તો શું તમે એમ ધારો છો કે તમારાં આટલાં બધાં માણસોને વશીભૂત કરી શકયો હોત?"

તે છોકરાનું આ કથન સાંભળી રાજા તો દિગ્મૂઢ જ થઈ ગયો. તેણે કહ્યું: "વત્સ, તેમ હોય, તો તું મને આવી રીતે બંદીવાન્ બનાવીને શું કરવા ઇચ્છે છે? મેં તારું એવું કાંઈ બગાડયું નથી કે જેથી તું મને પ્રાણદંડ આપવો ઉચિત ધારે."

મંદ હાસ્ય કરીને તે છોકરાએ કહ્યું: "મહારાજ! આપનું શું કરવું તે મારા હાથમાં નથી. જેના આદેશથી આપની આવી દશા કરવામાં આવી છે તેની પાસે હું તમને લઈ જઇશ અને પછી તે જે આજ્ઞા કરશે તેનું હું પાલન કરીશ."

આમ બોલીને તે છોકરાએ કેટલાક રાજકર્મચારીઓને ઈશારત કરી એટલે તેઓ એક પાલખી લઈ આવ્યા અને તેમાં બંદીવાન્ થયેલા રાજાને બેસાડ્યો. પછી તે પાલખીને ઉચકીને તેઓ રાણીના આશ્રમ તરફ ચાલવા લાગ્યા. રાણી એકલી એક સામાન્ય કુટીરમાં રહેતી હતી. દિવસમાં એક વાર તે છોકરો તેને જઇને મળી આવતો. તે દિવસે બે પ્રહર થઈ ગયા હતા તોએ તે છોકરો તેને મળવા ગયો નહોતો તેથી તેને ચિન્તા થતી હતી. તે તે છોકરાને જોવામાટે કુટીરમાંથી બહાર આવતી હતી પણ તેને આવતો ન જોઇને નિઃશ્વાસ નાખી તે કુટીરમાં પાછી જવાની તૈયારીમાં હતી એટલામાં તેણે એક પાલખી અને તેની પાછળ તે છોકરાને આવતો જોયો. રાણી પાસે આવી તેને પ્રણામ કરીને તે છોકરાએ કહ્યું: "માતાજી! આપ આ પાલખીમાં જુઓ. આજ આપની મનઃકામના સિદ્ધ થઈ છે. જે રાજાએ આપના જેવી એક સાધ્વી સતીને વિના કારણ રાજમહાલયમાં રહેવાની ના પાડી હતી તેને આજ યોગ્ય શિક્ષા કરવામાં આવી છે. હવે પછી તેમની સાથે કેવી રીતે વર્તવું તે આપની આજ્ઞા પર અવલંબેલું છે. જેણે

આપને કષ્ટ દીધું છે તેને જો કષ્ટ દેવું હશે તો આપ તેમ કરી શકો તેમ છો; કિન્તુ આ બાબતમાં કાંઈ પણ બોલવાની મારી ઇચ્છા નથી. આપની જેવી ઇચ્છા હશે તેવી રીતે આ રાજા સાથે વર્તાવ થશે."

રાણીએ રાજાને હાથ પગમાં બેડીઓ સાથે બંદીવાન્ થયેલો જોયો. તેને આવી સ્થિતિમાં જોઇને તેનો બહુ દિવસનો રોષ જતો રહ્યો. રાજાએ પણ તેને જોઇ. લજ્જાથી તેણે નીચું જોઇ લીધું. કેટલીકવાર સુધી તે કાંઈ પણ બોલી શક્યો નહિ. અંતે તેણે બહુ કષ્ટથી રાણી તરફ જોઇને કહ્યું: "રાણી, મેં તને વિના કારણ દુઃખ દીધું હતું તેનું ફળ મને મળી ગયું છે; એટલું જ નહિ પણ મારું અપમાન થવામાં કાંઈ પણ મણા રહી નથી. મારા ઉપર તને જે ગુસ્સો ચઢ્યો હોય તે તું કાઢી નાખ અને દયા કરી હવે તું મારી સાથે રાજમહાલયમાં ચાલ. તું મારી પટરાણી હતી અને હજી પણ હું તને મારી પટરાણી તરીકે જ રાખીશ. માણસ માત્ર ભૂલને પાત્ર છે. તારી સાથે ક્રૂરતાથી વર્તવામાં મેં મોટી ભૂલ કરી છે એ વાર્ત્તાનો હું સ્વીકાર કરું છું. મારી ભૂલને માટે અત્યારે મને પસ્તાવો થાય છે. તારી યોગ્યતાનો બદલો હું તને અવશ્ય આપીશ. રાણી, ગઈ ગુજરી ભૂલી જા અને મારી સાથે રાજમહાલયમાં આવીને મારા રાજ્યને પ્રકાશિત કર. મારી ભૂલથી તારા પર જે દુઃખના ડુંગર તૂટી પડ્યા હોય તેમાટે મને ક્ષમા કર."

રાજાનાં એ વચનો સાંભળીને રાણીના મનમાં યોગ્ય પરિણામ થયું.

તેણે તે છોકરાને રાજાના બંધન તોડાવી નંખાવવાનો આદેશ કર્યો. તે છોકરાએ પોતાની માતાના આદેશનો એકદમ અમલ કર્યો. રાણી અને તે છોકરાને લઇને રાજાએ નગરમાં પ્રવેશ કર્યો. રાજા હવે સિંહાસનપર બેઠો નહિ. રાજ્યનું સર્વ કામકાજ તે છોકરાને સોંપી દઇને તેને સિંહાસનપર બેસાડી પોતે રાણીને લઇને તીર્થસ્થાનમાં જઇને રહ્યો. તે છોકરાએ ઘણી સારી રીતે રાજ્ય ચલાવવા માંડ્યું.



## બકરાના મોઢામાં તે ચીભડું સમાય?

એક શહેરમાં એક ગાંયજો રહેતો હતો. તેણે હજામતો કરવાનો ધંધો કરીને સારો પૈસો પેદા કર્યો હતો. શહેરમાં જેટલા મોટા માણસો હતા તે તેની પાસે હજામત કરાવતા હતા. તેનો હાથ એવો હલકો હતો અને હજામત કરવામાં તેનો એવો ગુણ હતો કે જેની તે હજામત કરતો તેને આરામ લાગતો અને તે મીઠી નિદ્રામાં પડી જતો હતો.

તે હજામત કરવામાં એવો ચાલાક હતો કે આંખે પાટા બાંધીને તે ક્ષૌર્યકાર્ય કરતો તોએ કોઇ વાર તેણે કાંઈ ભૂલ કરી હોય કે કોઇને અસ્ત્રો વગાડ્યો હોય એમ કોઈ કહી શકતું નહોતું.

તેના ઉપર દર્શાવેલા ગુણોને લીધે શહેરના સર્વ માણસો તેની પાસે હજામત કરાવવાને ઇચ્છતા પણ તેના હાથે ક્ષૌર્યકાર્ય કરાવાનું માન બધાને મળી શકતું નહોતું. મોટા પરોઢિયામાંથી તેને ઘેર હજામત કરાવવા લોકો આવવા માંડતા અને સૂર્યાસ્ત થવા આવતો ત્યાં સુધી તેને ઘેરથી ગ્રાહકોની ભીડ ઓછી થતી નહોતી. તે ગાંયઝાને માત્ર મોટા મોટા અમલદારો અને શેઠ શાહુકારોની હજામત કરવાનો જ વખત મળતો હતો. બીજા લોકો જે તેને ત્યાં હજામત કરાવવા આવતા તો તે પોતાના નોકરો પાસે તેમની હજામત કરાવતો હતો. પરંતુ તેના સર્વ ગ્રાહકોની ઇચ્છા એવી હતી કે જે તે ગાંયજો પોતે જ તેમની હજામત કરે તો ઘણું સારું!

આવી રીતે સારી ગ્રાહકી ચાલતી હોવાથી તે ગાંયજો ઘણો ધનવાન્ થઈ ગયો. ગાંયજાભાઈ અને વળી પૈસા મળ્યા, પછી વાવડી ચસ્ક્યા વિના કેમ રહે? તેને ને આકાશને માત્ર ચાર વેંતનું જ છેટું રહી ગયું હતું. અભિમાન તો તેના માથાપર ચઢીને બેસી ગયું હતું. ગામના ઘણા સંભાવિત ગૃહસ્થો તેને ઘેર હજામત કરાવવા આવતા પણ ગાંયજો તેમની સાથે સભ્યતાથી વર્તતો નહિ. મગજમાં બાર ખાંડીનો મિજાજ ભરાઈ ગયેલો હોવાથી તે તેમનું કેટલીક વાર અપમાન કરી નાખતો અને કહેતો કેઃ "આખું શહેર ઉલટીને મારે ઘેર અને મારી પાસે જ હજામત કરાવવા આવે છે પણ હું તે શું કરું? શું ચાર હાથ કરું કે બાર હાથ કરું? સર્વ ગ્રાહકોને હું કઈ રીતે પહોંચી વળું? જો શહેરના રાજા, પ્રધાન, કોટવાળ, ન્યાયાધીશ વગેરેની હું પહેલી હજામત ન કરું તો પછી તેઓ મારે ઘેર કેમ આવે વારુ? જ્યાં સુધી એવા મોટા માણસની હજામત કરવાની હશે ત્યાંસુધી તમારી હજામત નહિ થાય. તમારે સાડી સત્તર વખત ગરજ હોય અને પરવડતું હોય તો જ મારે ત્યાં આવજો; નહિ તો શહેરમાં કાંઈ ગાંયજાનો દુકાળ નથી. ગમે તેની પાસે મુંડાવી લેજો. હું ક્યાં તમારા ઘેર ઝોળા પાઘડી કરવા આવું છું કે તમે મારે ઘેર આવો ને આવો! તમારા વિના હું કાંઈ ભૂખે નહિ મરું!"

ગાંયજાનું આવું ચડતું ચડતું બોલવું સાંભળીને ઘણા માણસોને તેના પર ક્રોધ ચઢતો હતો અને તેના દર્પનું કઈ રીતે ચૂર્ણ કરી નાખવું એમાટેના ઉપાયોને તેઓ શોધતા હતા; પરન્તુ જેના ઉપર દેશના રાજા

જોવાના ચારે હાથ હોય તેને એકદમ ઇજા કઈ રીતે થઈ શકે ભલા? જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ હજામભાણ્ડના અહંકાર વધવા માંડ્યો. હવે તો તે સારા સારા માણસોનું પણ અપમાન કરવા લાગ્યો. આવી રીતે તે હજામ પૂર્ણ સ્વચ્છંદતાથી ચાલતો હતો. એવામાં વર્ષાઋતુ આવી. શહેરમાં સૂકાં લાકડાં શોધ્યાં મળતાં નહોતાં. આઠ દિવસ સુધી વર્ષાદ અહોરાત્રિ વરસ્યા કરતો હતો અને તેથી જેનાં ઘરમાં સૂકાં લાકડાં હતાં તે પણ તે બળી જવાથી બળતણમાટે ચિંતામાં પડી ગયાં. કેટલાક ઘરમાં તો બળતણ ન હોવાથી ચચ્ચાર પાંચ પાંચ દિવસથી ચૂલામાં પાણી રેડાયલું હતું. કાષ્ઠને માટે દેશમાં મોટો હાહાકાર થઈ રહ્યો. ધનવાન્ માણસો મોઢે માગ્યા પૈસા આપવા તૈયાર હતા પરંતુ સૂકાં લાકડાં ક્યાંયથી મળતાં નહોતાં.

આવા સમયે એક દિવસ એક કઠિયારો પોતાના ગાડામાં કેટલાંક સૂકાં લાકડાં ભરી ગાંયજાના ઘર પાસે આવ્યો અને તેને સૂકાં લાકડાં જોઇએ છે કે નહિ તે વિશે પૂછ્યું. હજામના ઘરમાં ધન તો પુષ્કળ હતું પણ શુષ્ક કાષ્ઠ ન હોવાથી ચાર દિવસથી કાંઈ રસોઈ રંધાઈ નહોતી. ભૂખના દુઃખથી તે અને તેના પરિવારનાં સઘળાં માણસો દુઃખી થતાં હતાં. કઠિયારો સૂકાં લાકડાં લાવ્યો છે એ સાંભળીને તે દોડતો દોડતો તેની પાસે ગયો અને લાકડાંની કીમત ઠરાવીને લાકડાં પોતાના ઘર આગળ નાખવાનું તેને કહ્યું.

કઠિયારો જાણતો હતો કે તે હજામ ઘણો ધૂર્ત માણસ હતો અને પૈસાનો મદ તેને આવી ગયેલો હોવાથી તે જેની પાસેથી માલ લેતો તેને પૂરા પૈસા આપતો નહોતો અને ગરીબ લોકો મોં વકાસી તેને ગાળો દેતા દેતા ચાલ્યા જતા હતા. આથી લાકડાના પૈસા તેણે પહેલા માગીને કહ્યું:–"શેઠ, મારો નિયમ એવો છે કે પૈસા પહેલા લીધા પછી જ ગાડું ઠાલવું."

તેનું આ કથન સાંભળીને હજામે કહ્યું: "ભલા માણસ, ગાડું તો ઠાલવ, કાંઈ તારા પૈસા ઘાલી તો નહિ જઇએ. તું ગાડું ઠાલવીશ કે તરત જ તને ઠરાવેલી કીમત આપી દેવામાં આવશે. એ વાતની તું કાંઈ ચિંતા કરીશ નહિ."

હજામનું આ બોલવું સાંભળીને કઠિયારાએ પોતાના ગાડામાંથી એક એક કરીને સર્વ લાકડાં ભૂમિપર નાખ્યાં અને પછી હજામ પાસેથી તે લાકડાંની કીમત માગી.

આશ્ચર્યાન્વિત થઈ ગયો હોય તેવો દેખાવ કરીને હજામે કહ્યું: "કેમ રે કઠિયારા! તેં તારી પાસેનાં તમામ લાકડાં નીચે નાખી દીધાં છે?

તારી પાસે જેટલાં લાકડાં છે તેટલાં બધાં તેં મને વેચાતાં આપ્યાં છે એ વાતનું તને સ્મરણ છે કે નહિ? તારા વચન પ્રમાણે તું કેમ નથી વર્તતો?"

વિસ્મિત થઇને કઠિયારાએ કહ્યું: "શેઠ! આપ શું કહો છો તે હું સમજી શકતો નથી. હું જેટલાં લાકડાં લાવ્યો હતો તેટલાં બધાં તમને આપ્યાં છે તથાપિ તમે આમ આડું બોલો એ શું આપના જેવા સારા માણસને શોભે છે? અમારા જેવા ગરીબો ઉપર તો આપના જેવા મોટા માણસોએ મેહરબાની રાખવી જોઇએ."

તે કઠિયારાનું ગાલ્લું બતાવીને હજામે કહ્યું: "વાહરે, શાહુકાર! તું તો અમારા માથાનો મળ્યો ને શું! પૈસાદાર થયા એટલે શું તને એમને એમ પૈસા આપી દેવા? તારા પોતાના બોલવા પ્રમાણે તારી પાસેનાં તમામ લાકડાં તેં મને વેચાતાં આપ્યાં છે તો હવે જો આ ગાડું લાકડાનું છે કે નહિ, તે પણ લાકડું છે કે બીજું કાંઈ? તે પણ તારે મને આપી દેવું જોઇએ કે નહિ?

હજામનું આ બોલવું સાંભળીને કઠિયારો તો સ્તંભિત જ થઈ ગયો. તેણે કહ્યું: "મહારાજ! મેં મારા ગાડામાંનાં બધાં લાકડાં તમને આપી દીધાં છે. અમારા નિયમ પ્રમાણે અમે કેટલાંક આડાં અમારી પાસે રાખીએ છીએ તે પણ જો તમારી ઇચ્છા હોય તો તમને આપી દઇએ; પણ ગાડું તે તમને કેમ અપાય? શહેરમાં હું આટલી જિંદગીથી લાકડાં વેચવા આવું છું પરંતુ કોઇએ તમારી પેઠે મારી પાસેથી ગાડું તો નથી માગ્યું. શેઠ, તમે શું બોલો છો તેનો જરા વિચાર તો કરો."

ગુસ્સે થઇને હજામે કહ્યું: "હવે, વિચાર શેનો કરાવે છે? તેં તારી પાસેનાં તમામ લાકડાં મને વેચાતાં આપ્યાં છે. આ ગાડું છે તે પણ લાકડું જ છે તે કાંઈ લોઢાનું કે પીતળનું નથી માટે તારા બોલવા પ્રમાણે ગાડું પણ મને આપવુંજ જોઇએ. જો તે તું મને નહિ આપે તો હું તને એક ફૂટી બદામ પણ નહિ આપું."

બિચારો કઠિયારો મોટી વિપદ્‌માં આવી પડ્યો. તેણે હજામને ઘણાએ કાલાવાલા કર્યા અને તેને બહુએ સમજાવ્યો; પણ તેનું કહેવું તેણે કાનપર ધર્યું જ નહિ. આખરે થાકીને તેણે દેશના કાજીને ત્યાં જઇને ફરિયાદ કરી. તેની ફરિયાદ સાંભળીને કાજીએ હજામને બોલાવી મંગાવ્યો.

કાજીને ને હજામને ઘણો પરિચય હતો તેથી તેના તરફથી કાંઈ પણ ભય રાખવાનું તેને કાંઈ કારણ નહોતું. કાજી પાસે જઇને નિર્ભયતાથી સર્વ વાત તેણે તેને કહી. કાજીએ કઠિયારાની ફરિયાદ અને હજામનો

જવાબ તથા બન્નેની જુબાનીઓ નોંધી લીધી અને પછી 'કઠિયારાએ ગાડું હજામને આપી દેવું' એવું હજામના લાભમાં હુકમનામું આપ્યું.

કાજી પાસેથી પોતાને બરાબર ન્યાય ન મળવાથી કઠિયારાએ દેશના નવ્વાબ પાસે તે હુકમનામા ઉપર અપીલ કરી. તે દિવસે નવ્વાબ પાસે એક મહત્ત્વનો દાવો આવ્યો હતો અને તે સાંભળવાને દેશના સારા સારા માણસો આવ્યા હતા. અરજદારોને પોકાર્યા ત્યારે પોતાની અપીલ આપીને કઠિયારો દરબારમાં એક સ્થળે ઉભો રહ્યો.

નવ્વાબ ઘણો વિદ્વાન્ અને ન્યાયનિપુણ પુરુષ હતો. આસનપર બેઠા પછી તેણે એક પછી એક કામ કાઢીને ચુકાદા આપવા માંડ્યા. આખરે કઠિયારાનું કામ હાથમાં આવ્યું એટલે નવ્વાબે તેને બોલાવીને તેની ફરિયાદ કહેવાનું તેને કહ્યું. નવ્વાબને બન્ને હાથ જોડીને થર થર કંપતાં કંપતાં કઠિયારાએ સર્વ વાત તેને કહી સંભળાવી.

નવ્વાબ તે હજામને સારી રીતે ઓળખતો હતો અને તેના અત્યાચારની ઘણી વાતો અત્યાર પહેલાં તેના કાન સુધી આવી હતી તેથી કઠિયારાનું કહેવું સાંભળી લીધા પછી તેણે હજામને બોલાવી લાવવાની રાજસેવકોને આજ્ઞા આપી.

રાજસેવકો હજામને ઘેર ગયા અને તેને રાજા બોલાવે છે એમ કહ્યું એટલે પોતાનો પોષાક પરિધાન કરીને હજામભાઈ તે રાજસેવકો સાથે ચાલ્યા. દરબારમાં જઇને કઠિયારા સાથે પોતાને જે વાતચીત થઈ હતી તે નવ્વાબને કહી સંભળાવી. રાજાએ હજામની ચતુરાઇને જોઈ લીધા પછી કઠિયારા તરફ જોઈ તેનો તિરસ્કાર કરીને તેને ગાડું તે હજામને આપી દેવાનો આદેશ કર્યો.

દરબારમાં પોતાનો વિજય થવાથી આનંદિત થતો થતો હજામ પોતાને ઘેર ગયો. કઠિયારાએ પોતાનું ગાડું તે હજામને આપી દીધું એટલે રાજસેવકોએ આવી તેને કહ્યું: "તમને હજૂર બોલાવે છે માટે તેમને મળવા ચાલો."

નવ્વાબ એકાંતમાં બેઠો હતો ત્યાં રાજસેવકો તે કઠિયારાને લઈ ગયા. નવ્વાબે એકાંતમાં તેને કાંઇક કહ્યું.

નવ્વાબે જ્યારે તે કઠિયારાને ગાડું હજામને આપી દેવાની આજ્ઞા કરી હતી ત્યારે તે કઠિયારાને ઘણું દુ:ખ થયું હતું. તે ઘણો જ દરિદ્ર હતો. તેના ઘરની પૂંજીમાં તેની પાસે બે ગધેડાં અને તે ગાડું જ હતાં. તે જંગલમાં જઈ લાકડાં કાપી ગાડામાં નાખી શહેરમાં લાવીને વેચતો હતો. હવે તે ગાડું તેની પાસેથી ચાલ્યું ગયું એટલે તેના હાથ અને પગ બન્ને ભાગી ગયા એમ તે ધારવા લાગ્યો હતો. પણ નવ્વાબે

તેને ગુપ્ત રીતે જે પરામર્શ આપ્યો તેથી તેનાં દુઃખ અને શોક આનંદમાં પરિવર્તિત થઈ ગયાં. તે નવ્વાબ પાસે ગયો ત્યારે તેની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં અને જ્યારે તે તેની પાસેથી આવ્યો ત્યારે હસતે મોઢે આવ્યો હતો.

કેટલાક દિવસ પછી તે કઠિયારો તે હજામને ઘેર કેટલાંક સૂકાં લાકડાં લઇને વેચવામાટે આવ્યો. તે શહેરમાં લાકડાંનું ઘણું દુઃખ હતું. પોતાના ઘરમાં લાકડાં ન હોવાથી હજામે તે રાખી લીધાં. તે કઠિયારાને તેણે ઓળખ્યો નહોતો. તે દિવસ પછી દરરોજ તે કઠિયારો સૂકામાં સૂકાં લાકડાં લઇને હજામને ઘેર આવતો અને તે તેને સસ્તે ભાવે આપતો. તે તેની પાસેથી ઓછા પૈસા લેતો હતો એટલે હજામ લોભી હોવાથી તેને ઘણો ચહાતો હતો.

આમ ઘણા દિવસ સૂધી હજામને ઘેર લાકડાં આપ આપ કર્યાં એટલે તે કઠિયારા અને હજામને ભાઇબંદી થઈ ગઈ. જંગલમાંથી તે કઠિયારો જેટલાં લાકડાં લાવતો તે તમામ તે હજામને સામાન્ય ભાવથી આપી દેતો. આથી હજામ તેને પોતાને ઘેર ઉતરવા દેતો અને જો કોઈ વખત રસોઈ તૈયાર થયેલી હોય તો તેને જગાડતો પણ હતો. થોડો વખત આરામ લઇને કઠિયારો જંગલમાં ચાલ્યો જતો. આમ કેટલાક દિવસ સૂધી ચાલ્યું અને આખરે કઠિયારા અને હજામ વચ્ચે ગાઢી મૈત્રી થઈ ગઈ.

એક દિવસ કઠિયારાએ પોતાના મિત્ર હજામને કહ્યું: "ભાઈ, ઘણા દિવસથી મને એવી ઇચ્છા થાય છે કે હું તમારી પાસે મારી હજામત કરાવું; પણ તમારા ગ્રાહક મોટા મોટા માણસો હોવાથી તમે મારી હજામત કરશો કે નહિ, એ વિશે મારા મનમાં શંકા ઉત્પન્ન થતી હોવાથી હું આપને તે વાત કહી શકતો નહોતો; પણ હવે તો આપણી વચ્ચે મિત્રાચારી થઈ ગઈ છે. જો મારે જરૂર હોય ને તમારી પાસેથી પાંચ પૈસા માગું તોએ તમે મને આપો તેમ છો પણ મારે તમારી પાસેથી કાંઈ પૈસા માગવા નથી. મારે માત્ર એટલું જ માગવું છે કે મારી હજામત તમે પોતે કરો. હું હજામત મફ્ત નહિ કરાવું. બીજા લોકો હજામત કરામણ જે આપે છે તે હું પણ તમને પૂરેપૂરી આપીશ. ભાઇબંદીમાં હું તમારી પાસે આટલી માગણી કરું છું અને મારી માગણીનો તમે સ્વીકાર કરશો એવી હું આશા રાખું છું."

તે કઠિયારાની માગણી સાંભળીને હજામને કાંઇક ગુસ્સો તો ચઢ્યો પણ પ્રકટપણે તે કાંઈ પણ બોલ્યો નહિ. મિત્રની આટલી માગણી પૂરી કર્યાં વિના છૂટકો નથી એમ તેને જણાયાથી તેણે કહ્યું: "અરે,

દોસ્ત! એમાં તે તમે મારી પાસે શું એવું મોટું માગ્યું છે? તમે મારા મિત્ર છો અને મિત્રતાના સંબંધમાં હું તમારું જે કાંઈ કામ ન કરું તે થોડું જ છે. ઘણી ખુશીથી હું તમારી હજામત કરીશ, પણ આજ તે બની શકશે નહિ; કોઈ વખત પુરસદના વખતે તમે મને કહેજો એટલે હું તમારી હજામત કરીશ."

કેટલાક દિવસ પછી એક વખત તે કઠિયારો હજામને ઘેર આવ્યો. તે વખતે હજામ પાસે ઘણું કામ નહોતું તેથી લાગ જોઇને તેણે કહ્યું: "મિત્ર, આજ તમને અવકાશ છે એટલે મેહરબાની કરીને અમો બે જણની આજ હજામત કરશો કે?"

બે જણની વાત સાંભળીને હજામે કહ્યું: "બે જણ કયા કયા? તમે મારા મિત્ર છો એટલે તમારી પોતાની વાત જૂદી છે પરંતુ બીજા કોઈ સામાન્ય માણસની હું હજામત નહિ કરું!"

કઠિયારાએ કહ્યું: "મિત્ર, એ મારો ખાસ ભાઇબંધ છે. તેને છોડીને હું એકલો આપની પાસે કઈ રીતે હજામત કરાવું વારુ? હું તમારો મિત્ર હોવાથી જેમ તમે મારી માગણીનો અસ્વીકાર કરી શકતા નથી તેવી જ રીતે હું પણ મારા મિત્રની માગણીને પાછી ઠેલી શકતો નથી. મારી આપને ખાસ વિનતિ છે કે વધારે વખત નહિ તો માત્ર એક વખત પણ તમે મારા મિત્રની હજામત કરો. પછી કોઇ વખત તે તમારી પાસે હજામત કરાવવા નહિ આવે. આજ મેહરબાની કરીને જો તેની હજામત કરશો તો હું તમને ચાર ગણી હજામત કરામણ આપીશ."

તે હજામ લોભીનો સરદાર હતો. ચાર ગણા દામ મળશે એ વાત સાંભળીને તેનું મન લલચાઈ ગયું. પૈસાના પૈસા મળશે અને મિત્રપર ઉપકાર થશે એમ ધારીને તેણે તે કઠિયારાને કહ્યું: "મિત્ર! જો બીજા કોઈ માણસે આવી માગણી કરી હોત તો તે મેં કાને ધરી નહોત; પણ તમારા જેવા મારા ખાસ દોસ્તદારને માટે તેની હજામત કરવાનું હું કબૂલ કરું છું. અત્યારે તમે પોતે હજામત કરાવવા બેસી જાઓ. મારી પાસે હજામત કરાવીને તમે તમારા મિત્રને બોલાવી લાવજો એટલે હું તેમની પણ હજામત કરીશ. પણ જુઓ, આજ જ હું તેમની હજામત કરીશ અને ભવિષ્યમાં બીજી કોઈ વખત હું તે નહિ કરું એ તમે લક્ષમાં રાખજો."

હજામનાં આ વચન સાંભળીને કઠિયારાને ઘણો જ આનંદ થઈ ગયો. તે પોતે હજામત કરાવવા બેસી ગયો. હજામે તેની હજામત કરી નાખી અને પછી તેના મિત્રને બોલાવી લાવવાનું તેને કહ્યું:

પોતાની હજામતના તથા પોતાના મિત્રની હજામતના પૈસા હજામને આપીને મનમાં ખુશી થતો થતો કઠિયારો હજામના ઘરમાંથી બહાર નીકળ્યો અને પાસેના વૃક્ષના થડે તેણે પોતાના ગધેડાને બાંધ્યો હતો તેને છોડીને હાથમાં દોરડું પકડી તે ગધેડાને હજામના ઘર આગળ દોરીને લઈ ગયો. હજામ કઠિયારાના મિત્રની વાટ જોતો બેઠો હતો તેવામાં કઠિયારાને ગધેડાને લઈ આવેલો જોઇને તેણે કહ્યું: "મિત્ર! જાઓ, જલ્દી તમે તમારા મિત્રને બોલાવી લાવો, નહિ તો પછી સારા સારા ગ્રાહકો ભરાશે તો તેને ખોટી થવું પડશે."

પૂર્ણ ગંભીરતાથી તે કઠિયારાએ કહ્યું: "મિત્ર, મારો મિત્ર આવ્યો છે અને તે આ તમારી આંખો સામે જ ઉભો છે!"

આમ કહી આંગળીના નિર્દેશથી તેણે પોતાના ગધેડાને બતાવ્યો. હજામને સ્વપ્નમાં પણ એવો ખ્યાલ નહોતો કે કઠિયારો ગધેડાને તેના પોતાના મિત્ર તરીકે લાવશે અને તેની હજામત કરવાનું તેને કહેશે. જે માણસ શહેરના મોટા મોટા માણસોની હજામતો કરતો હતો અને જેની હજામત કરવામાટેની ચાલાકીની ખ્યાતિ આખા દેશમાં પથરાઈ ગઈ હતી તેની પાસે કઠિયારો હજામત કરાવવામાટે એક ગધેડાને લાવશે, એ કલ્પના તેના મનમાં ન ઉદ્ભવે એ સ્વાભાવિક હતું. પોતાની આવી મશ્કરી કરવામાટે તે હજામ કઠિયારાનો ઘણો તિરસ્કાર કરવા લાગ્યો; પણ કઠિયારો કાંઈ બોલ્યો નહિ. હજામના ક્રોધને જોઇને તે મનમાં ને મનમાં આનંદિત થવા લાગ્યો. ચૂં કે ચાં બોલ્યા સિવાય હજામ તેના મનના જે ઉભરાને બહાર કાઢતો હતો તેને તે સાંભળ્યા કરતો હતો.

જ્યારે હજામનું વાગ્બળ કાંઇક ઓછું થયું ત્યારે ઠંડે કલેજે મોં ઠેકાણે રાખીને તેણે કહ્યું: "અરે, મિત્ર! તમે આમ અકળાઓ છો શું કરવા? તમે મારા મિત્રની હજામત કરવાનું કબૂલ કર્યું છે. આખી દુનિયામાં મારો વ્હાલામાં વ્હાલો મિત્ર મારો આ ગધેડો છે તેની હજામત કરવાને તમે ખુશી બતાવી હતી; એટલું જ નહિ પણ હજામતના પૈસા પણ પહેલેથી જ લીધાં છે અને હવે તમે તેની હજામત કરવાનું ના કહો તે કેમ ચાલે વારુ?

કઠિયારાનું આ કથન સાંભળીને હજામ ક્રોધથી લાલચોળ થઇ ગયો. કોપના આવેશથી તેનું શરીર વાયુમાં વૃક્ષપત્રસમાન કંપતું હતું. તેણે કહ્યું:—"અરે, ઓ અક્કલના ઓથમીર અને બુદ્ધિના ભંડાર! મેં તારા મિત્રની હજામત કરવાનું કબૂલ કર્યું છે એ વાતનો હું સ્વીકાર કરું છું; પણ મારી બલારાતે જાણતી નહોતી કે તું ગધેડા સાથે મિત્રતા

કરતો હઇશ. માણસનો મિત્ર તો માણસ જ હોઈ શકે; એ તો તારા જેવો ગધેડો હોય તે જ ગધેડાની સાથે ભાઇબંધી કરે."

કઠિયારાએ કહ્યું: "મિત્ર, કરાર કર્યો તો પછી તે પાળવો જ જોઇએ. આમ ગાળો દઇને અને બીજાને મૂર્ખ ઠરાવીને છટકી જવાની વેતરણ કરવી તે તમારા જેવા પ્રામાણિક માણસને શોભતું નથી. કદાચિત્ ધારો કે હું ગધેડો હઇશ અને તેથી જ મેં ગધેડાની સાથે મૈત્રી કરી હશે પણ તમે મારી સાથે મિત્રાચારી કરેલી છે એટલે તમે પણ મારા જેવા જ છો. તમારી માફક જ હું એક વખત બોલતાં બંધાઈ ગયો હતો અને કરાર પ્રમાણે ચાલવાને મારા સામાવાળાએ મને આગ્રહ કર્યો હતો. તમારી માફક જ મેં પણ કહ્યું હતું કે મારું ધારવું આવું નહોતું પણ તેથી કાંઈ વળી શકયું નહોતું. આ રાજ્યમાં વાઘ બકરી એક આરે પાણી પીએ છે અને ચોખ્ખે ચોખ્ખો ન્યાય મળે છે. બીજા દેશોની માફક અહીંનો નવાબ ઉંઘતો નથી. તે વિદ્વાન્ છે અને ન્યાયપરાયણ છે, તેના રાજ્યમાં ગરીબ કે તવંગર કોઇની વચ્ચે ભેદ ગણવામાં આવતો નથી. મારા તારાને સ્થાન જ નથી. દાવાની બીના અને પૂરાવા ઉપરથી ફેસલા આપવામાં આવે છે એટલે તમે કરારમાંથી છટકી જઈ શકશો એમ જો તમે ધારતા હો તો તેમાં તમે ભયંકર ભૂલ કરો છો."

હજામે કહ્યું: "અરે, ઓ મૂર્ખ! શું તું મને બોધ અને બીક આપે છે કે? તારા જેવા એક કાઠને ચીરનાર અને વેચનાર કઠિયારાની હજામત કરી છે તેથી જ મારું ભયંકર અપમાન થયેલું છે. દેશના મોટા મોટા માણસો વિના હું કોઇનું માથું હાથમાં ઝાલતો નથી. આજ તારી મેં હજામત કરી છે એજ તારાપર મોટો ઉપકાર કર્યો છે. તારી હજામત કરવામાં મારી મોટાઇની હાણ થયેલી છે અને હવે ગધેડાની હજામત કરી શું હું મારી મોટાઈ રસાતળમાં મેળવી દઉં? નહિ, નહિ જમીન આસમાન એક થઈ જશે, પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગશે, સમુદ્ર પોતાની માઝા મૂકશે અને પર્વતો જમીનદોસ્ત થઈ જશે તોએ હું હવે મારી જાતને વિશેષ અપમાનિત નહિ જ થવા દઉં! ચાલ, જા, નીકળ અહીંથી, મારા ઘર આગળથી ચાલ્યો જા, નહિ તો તને અને તારા ગધેડા મિત્રને મારા નોકર ચાકરો પાસેથી માર મરાવી કાઢી મૂકાવીશ, સમજ્યો!"

હજામનો મિજાજ હાથથી ગયેલો જોઇને અને હવે જો તે વિશેષ વખત ત્યાં રહીને ગધેડાની હજામત કરવા તે હજામને કહેશે તો તેમાંથી બૂરું ફળ આવશે એવી કઠિયારાની ખાતરી થઈ જવાથી તેણે ત્યાંથી ચાલવા માંડયું અને ગધેડાને લઇને તે નવાબ પાસે ગયો. એક

વખત તેના મનમાં એવો વિચાર આવ્યો કે નવ્વાબને ફરિયાદ કરતાં પહેલાં તેણે કાજી પાસે જવું પરન્તુ તેની પાસે જવાથી કાંઈ શુક્રવાર વળશે નહિ એમ ધારી તે નવ્વાબ સામે જઇને ઉભો રહ્યો.

નવ્વાબ સભામાં બેઠા બેઠા ન્યાય ચૂકવતો હતો એવામાં કઠિયારો ત્યાં ગયો અને કેટલીક વાર સુધી ઉભો રહ્યો. જેટલાં કામ હાથમાં લીધાં હતાં તે પતાવી દીધા પછી નવ્વાબે કઠિયારા તરફ જોયું. તેને જોતાં જ તેણે ઓળખી લીધો. તેને સિંહાસન સમીપ બોલાવીને તે ત્યાં શું કરવા આવ્યો હતો તેનું કારણ પૂછ્યું એટલે મંદ હાસ્ય કરીને કઠિયારાએ કહ્યું: "હુજૂર! આપના આદેશ પ્રમાણે હું હજામને ઘેર ગયો હતો અને તેને ધનનો લોભ બતાવીને મારી અને મારા એક મિત્રની હજામત કરાવવાનું તેની પાસેથી વચન લઈ લીધું હતું. પછી કરેલા કરાર પ્રમાણે મેં પૈસા આપ્યા અને મારી હજામત તેના હાથે કરાવી અને હજામે મને મારા મિત્રને બોલાવી લાવવાને કહ્યું. હું મારા મિત્રને લઇને હજામને ઘેર ગયો પરન્તુ તે કરાર પ્રમાણે તેની હજામત કરતો નથી અને કહે છે કે ગધેડો માણસનો મિત્ર થઈ શકે નહિ અને તેથી તે કરારમાંથી મુક્ત છે. મેં તેને ઘણો ઘણો અનુરોધ કર્યો, મેં તેને તેના કરેલા કરારની ફરી ફરીને યાદ આપી પણ તે મારું કહેવું કાને ધરતો નથી, પણ ઉલટો મારા ઉપર ગુસ્સે થઇને મને ગાળો ભાંડી માર મારવાની ધમકી આપીને પોતાના ઘર આગળથી કાઢી મૂકે છે. મારો વ્હાલામાં વ્હાલો મિત્ર મારો ગધેડો જ છે; એ વિના મારો બીજો કોઈ જિગરજાન મિત્ર નથી. મહારાજ! કાજીને ને હજામને મૈત્રી છે માટે તેની પાસેથી મને ઇન્સાફ નહિ મળે એવું મારું ધારવું છે માટે જ હું બારોબાર ફરિયાદ આપ નામદારની પાસે જ લાવ્યો છું. હવે, જો આપ નામદાર તપાસ કરી મને ન્યાય નહિ આપો, તો હું ગરીબ માણસ માર્યો જઇશ."

કઠિયારાની વાત સાંભળીને અને તેનું કામ જોઇને નવ્વાબને આંતરિક આનંદ થયો. નવ્વાબે પોતે જ તેને આ કાર્ય કરવાની સલાહ આપી હતી. દેશના મોટા મોટા માણસો તે ગાંયજાને ઘેર હજામત કરાવવા આવતા હતા એટલે તે છકી ગયો હતો તેથી તેને ઠેકાણે લાવવાને માટે જ નવ્વાબે તેને આ યુક્તિ બતાવી હતી. દેશના કેટલાક ગૃહસ્થોનું તે હજામ તોછડા બોલ બોલીને વારંવાર અપમાન કરતો હતો તે વાત પણ નવ્વાબના સાંભળવામાં આવી હતી માટે આ વખતે તેના મદનું મર્દન કરવાનો સારો અવસર આવ્યો છે એમ ધારીને નવ્વાબે હજામને બોલાવી લાવવાની રાજસેવકોને આજ્ઞા કરી. રાજભૃત્ય દોડતા દોડતા હજામને

ઘેર ગયા અને નવ્વાબે તેમને તે હજામને ચતુર્ભુજ બનાવીને લાવવાનો આદેશ કર્યો હતો તોપણ તે ઘણો કીમતી પોષાક પરિધાન કરીને ઘરની બહાર નીકળ્યો એટલે તેના હાથમાં બેડીઓ નાખવાની તેઓ હિંમત કરી શકયા નહિ. બન્ને જણાએ તેના બન્ને હાથ ઝાલ્યા અને તેને પકડીને તેઓ દરબારમાં લઈ આવ્યા.

દરબારમાં આવતાં હજામના મનમાં કોઈ પણ પ્રકારની ભીતિ થઈ નહિ. તે એમ ધારતો હતો કે નવ્વાબ પોતે પણ તેની પાસે હજામત કરાવતો હતો અને શુભાશુભ ટાંકણે તે રાજકુટુંબના તમામ માણસોની હજામત કરતો હતો એટલે રાજકુટુંબના સર્વ માણસો તેને ઓળખતા હોવાથી તેમના તરફથી કોઈ પણ પ્રકારનું તેનું અહિત નહિ જ થાય! વળી તેનું ધારવું એવું પણ હતું કે: "કદાચિત્ હું કોઈ મોટું ખૂન કરીને તહોમતદાર તરીકે દરબારમાં જાઉં તોએ મને ભારે સજા થવાનો સંભવ નથી!" આ તેનો વિચાર દૃઢ થઈ ગયેલો હતો તેથી તે રાજભૃત્ય સાથે આનંદ પ્રમોદ અને મશ્કરી ઠઠ્ઠા કરતો કરતો સભાગૃહમાં આવ્યો હતો.

જો કે ધોરી રસ્તાપર હજામના હાથમાં બેડી નાખવાની વાત કહેવાની રાજસેવકો હિંમત કરી શકયા નહિ તોએ તેને એમને એમ છૂટા હાથે નવ્વાબની હાજરીમાં લઈ જવાનું સાહસ પણ તેમનાથી કરી શકાયું નહિ. સભાગૃહ પાસે આવ્યા પછી તેમણે હજામને નવ્વાબની આજ્ઞાની વાત કહી અને તેના હાથમાં બેડી નાખવા દેવાની વિનતિ કરી. હજામ તેમની ઇચ્છાની વિરુદ્ધ પડ્યો અને પહેલાં તો તેણે તેમને ભય બતાવ્યો, પછી ઘણો અનુરોધ કર્યો અને આખરે ઘણું દ્રવ્ય આપવાની લાલચ બતાવી કિન્તુ તે બે રાજસેવકોએ તેનું કહેવું કાને ધર્યું નહિ. તેમણે કહ્યું: "જો હુજૂરની આજ્ઞાનું અમે પાલન ન કરીએ તો અમે ઘેર બેસીએ; એટલું જ નહિ, પણ જો રાજા ગુસ્સે થાય તો અમારાં શિર પણ અમારા ધડપર સહીસલામત રહી શકે નહિ." ભૃત્યના આ શબ્દો સાંભળીને હજામના હૃદયમાં પણ ભયનો સંચાર થયો અને તે કાંઈ દ્વિરુક્તિ કરી શકયો નહિ. ભૃત્યોએ તેને બરાબર બન્દીવાન બનાવીને પછી જ રાજસભામાં આવ્યા.

અત્યાર સુધી કઠિયારો ચુપચાપ એક સ્થળે હજામના આગમનની અપેક્ષા કરતો ઉભો રહ્યો હતો એવામાં ભૃત્યો તેને બંદીવાન કરીને લાવ્યા. તેને બંદીવાન અવસ્થામાં જોઇને કઠિયારાને મનમાં ઘણો જ આનંદ થયો અને તે તેના મુખને જોઇને મૃદુ હાસ્ય કરવા લાગ્યો.

હજામને લાવીને પાંજરામાં હાજર કરવામાં આવ્યો એટલે નવ્વાબે તેને પૂછ્યું: "કેમ બાપુ! તમે આ માણસના મિત્રની હજામત કરવાની ઇચ્છા વ્યક્ત કરી હતી કે?"

નવ્વાબના પ્રશ્નનું સીધું ઉત્તર નહિ આપતાં હજામે આડી અવળી વાતો કરવા માંડી એટલે નવ્વાબે કાંઇક આંખ ફેરવીને કહ્યું: "કેમ, આડાં અવળાં ઉત્તર કેમ આપે છે? આ કાંઈ તારું ઘર ન સમજીશ. અહીં તો તને જે પ્રશ્ન પૂછવામાં આવે તેનાં જ ઉત્તર તારે આપવાનાં છે. અન્ય કાંઈ પણ બોલવાનું નથી."

રાજાની આ ધમકીથી હજામ તો ચીડાઇ જ ગયો. તેણે પહેલાં પોતાના મનમાં એમ ધાર્યું હતું કે નવ્વાબને અષ્ટમ્ પષ્ટમ્ સમજાવીને પેલા દિવસની માફક જય લાભ કરી લઇશ કિન્તુ નવ્વાબના કર્કશ અવાજ અને તિરસ્કારયુક્ત વચનને સાંભળીને તેના તો છક્કા જ છૂટી ગયા. તેને જણાઈ ગયું કે આજનો રંગ કાંઈ ઓર જ છે. તેણે નમ્રતાથી કહ્યું: "હા, હુજૂર! મેં આ માણુસના મિત્રની હજામત કરવા મારી ખુશી દર્શાવી હતી."

પછી નવ્વાબે પૂછ્યું: "આ કામમાટે આ માણુસ પાસેથી તેં કાંઈ પૈસા લીધા છે કે નહિ?"

હજામે કહ્યું: "મહારાજ! પહેલેથી પૈસા લીધા વિના હું કાંઈ કામ કરતો જ નથી."

નવ્વાબે પુનઃ પ્રશ્ન કર્યો: "વારું; પણ સાધારણ રીતે હજામત કરવાને માટે તું જે પૈસા લે છે તેના કરતાં કાંઈ વધારે રકમ આ માણુસના મિત્રની હજામત કરવામાટે તેં લીધી છે, એ વાત શું સત્ય છે કે?"

નવ્વાબના આ પ્રશ્નનું શું ઉત્તર આપવું એ વિશે હજામ ગળચવાં ગળવા લાગ્યો. કેટલીક વાર સૂધી તે ચુપચાપ ઉભો જ રહ્યો. પછી તેણે કહ્યું: "હુજૂર! હજામતના સાધારણ રીતે હું જેટલા પૈસા લઉં છું તેના કરતાં વધારે રકમ આ માણુસ પાસેથી મને મળી છે."

નવ્વાબે સ્મિત સાથે કહ્યું: "ઠીક છે, ઠીક છે. એના તરફથી તને શી રકમ મળી છે? ધારો કે સાધારણ રીતે હજામત કરવાના તું ચાર આના લે છે તો આ માણુસ તરફથી તને તેનાથી કેટલા ગણી વધારે રકમ મળી છે?"

અન્ય ઉત્તર ન સૂજવાથી હજામે કહ્યું: "હુજૂર! આ માણુસ તરફથી મને એક રૂપીઓ મળ્યો છે. તે સાધારણ રકમ કરતાં ચાર ગણી છે. પણ આ રકમ કાંઈ વધારે નથી; કારણ કે, આજ મારે ઘેર સારી આહકી હતી અને ચાર પાંચ માણુસોને મારે હજામત કર્યાં વિના પાછાં મોકલી દેવાં પડ્યાં હતાં એટલે સામટી રીતે હિસાબ જોતાં ખોટ તો મને જ છે."

નબ્વાબે કહ્યું: "વારુ; પણ પૈસા પહેલેથી લેવા છતાં આ માણસના મિત્રની તું હજામત કેમ કરતો નથી? એક વખત તેં કરાર કરી નાખ્યો, પૈસા લઇને ઘરમાં મૂકયા અને કામ નથી આપતો એ શું કહેવાય ભલા? તારા બોલવામાં અને તારા સામાવાળાના બોલવામાં કાંઈ ફેર જણાતો નથી અને વાંધા જેવું પણ કાંઈ જણાતું નથી; તો પછી એના મિત્રની હજામત કરવામાટે તું ના કેમ પાડે છે?"

બન્ને હાથ જોડીને નબ્વાબ હૃદયમાં દયા ભાવ ઉપજાવવાની આશાથી હજામે કહ્યું: "મહારાજ! માણુસનો મિત્ર માણુસ જ હોયને? માણુસનો મિત્ર કાંઈ જાનવર હોઈ શકે વારુ? આ માણુસ કહે છે કે તેનો મિત્ર ગધેડો છે તે ગધેડાની હજામત કર. મારે ગધેડાની હજામત કરવી પડશે એ હું સ્વપ્નમાં પણ જાણતો નહોતો. જો એમ જાણતો હોત તો હું તેની હજામત કરવાનું કબૂલ કરત જ નહિ. અન્નદાતા! આપ જાણો છો કે હું સાધારણુ અને ગરીબ લોકોની હજામત કરતો જ નથી. મોટા મોટા માણુસોની હજામત કરવાને માટે પણ મને વખત નથી. આ તો મિત્રાચારીમાં આ કઠિયારાની હજામત કરવા કબૂલ કર્યું અને જ્યારે તેણે ઘણા ઘણા કાલાવાલા કર્યાં ત્યારે તેના મિત્રની હજામત કરવા હું સંમત થયો. મિત્ર તરફ સદ્ભાવ બતાવ્યો તેનો જુઓ આ મને કેવો બદલો આપે છે? શું મિત્ર મિત્રની આવી મશ્કરી કરતો હશે? માણુસની હજામત કરવાની હોત તો હું ગમે તેટલા હલકા બાપનો થઈને પણ તે કામ કરત પણ ગધેડાની હજામત કઈ રીતે કરવી તે હું સમજી શકતો નથી."

ઈષદ્ હાસ્ય કરીને નબ્વાબે કહ્યું: "બાપુ! તને પેલા દિવસની વાર્તા યાદ છે કે? એક બિચારો કઠિયારો લાકડાં વેચવા આવ્યો હતો તે તારી સાથે બોલતાં બંધાઈ ગયો હતો એટલે તું તેને વળગી પડ્યો હતો અને તેનું ગાડું તેં લઈ લીધું હતું, એ વાતનું સ્મરણુ કર. બીજાનું તારી સાથે જે કરાર કરે તે પ્રમાણે તેમણે વર્તવું જ જોઇએ અને તું કરાર કરે તે તને યોગ્ય લાગે તો જ તું પાળે એટલે શું? શું મોટા મોટા માણુસો તારે ઘેર હજામત કરાવે એટલે તારે લોકોને પીડવા? નહિ, નહિ, એવું હું કદાપિ નહિ ચાલવા દઉં! આ માણુસની સાથે તેં જે બોલી કરી છે તે ગમે તેટલી મૂર્ખતા ભરેલી હોય તોએ તારે પાળવી જ પડશે. વ્યાપારની બાબતમાં મોટા નાનાનો કાંઈ સવાલ રહેતો નથી: જે પૈસા આપે તે કામ લે એવો અસલથી રિવાજ છે. તેં પૈસા લઈ લીધા છે માટે આ રાજસભાના દેખતાં આ ગધેડાની હજામત કર. જો તું તારી બોલી નહિ પાળે તો તને દેહાંતદંડ આપવામાં આવશે."

નવ્વાબનો આ આદેશ સાંભળી હજામભાઇના તો હાંઝાંજ ગગડી ગયાં. તેણે પહેલાં પોતાના મનમાં એમ ધાર્યું હતું કે નવ્વાબ તેનો પક્ષ કરશે અને કઠિયારાને દમ ભરાવીને કાઢી મૂકશે પણ તેની ધારણા કરતાં અહીં તો વિપરીત જ બનાવ બન્યો. જો તેનો સામાવાળો તેને જીતીને જશે તો પોતાની આબરૂ જશે અને નાત જાત અને લોકોમાં તેની હાંસી અને નિંદા થશે એમ ધારીને નવ્વાબ અને સર્વ ગૃહસ્થ તરફ હાથ જોડી તેમની ક્ષમા માગી. તેણે પોતાની આબરૂનું રક્ષણ કરવા તેમને વિનવ્યા પણ તેનું કાંઈ ફળ નીકળ્યું નહિ. નવ્વાબના આદેશની સામે કોણ થઈ શકે? અન્ય કાંઈ ઉપાય ન જોઇને હજામે કાતર હાથમાં લીધી અને ગધેડાના શરીરપરના તમામ વાળ કાતરી નાખ્યા. ત્યાં એકઠા થયેલા સર્વ લોકો હજામની મશ્કરીઓ કરવા લાગ્યા. મગરૂર હજામે ગધેડાની હજામત કરી છે એ વાત વાયુના વેગે આખા રાજ્યમાં પ્રસરી ગઈ. ગધેડાની હજામત કરનારને ઘેર હજામત કરાવવા જવું લોકોને નીચું લાગ્યું અને તેથી તે દુકાન ઉઘાડીને બેસતો તથાપિ કોઈ તેની દુકાને જતું નહિ. પહેલાં તે જેટલો કામમાં ગુંથાયલો રહેતો હતો તેટલી જ હાલમાં તેને નવરાશ મળતી હતી. કોઈ ગ્રાહક આવતું નહોતું એટલે પૈસા આવતા નહોતા. બહારની કમાણી બંધ થઈ એટલે તેણે ઘરનું સંગ્રરેલું ધન વાપરવા માંડયું. એક પાઇની પણ નવી આવક થતી નહિ અને ઉમરાવી કિંવા રાજરાજેશ્વરી રીતે રહેવાને હજામભાઈ ટેવાઈ ગયા હતા તેથી કેટલાંક વર્ષમાં તેની ત્રીજોરીનું તળીયું દેખાવા માંડયું. આખરે તેણે પોતાનાં ઘરબાર તથા જમીન જાગીર સર્વ વેચી નાખ્યાં અને તે દીન દશામાં આવી ગયો.

કઠિયારાએ નવ્વાબના આદેશ પ્રમાણે કામ કર્યું હતું તેથી તે તેનાપર ઘણો જ ખુશ થઈ ગયો હતો. તેણે તેને ઘણું સારું ઇનામ આપ્યું જેથી તેના દૈન્યનું દુઃખ જતું રહ્યું. તે પોતાની નાતની એક રૂપાળી સ્ત્રી પરણ્યો અને બે ત્રણ વર્ષમાં તેને પુત્ર આવ્યો. પુત્ર અને સ્ત્રી સાથે કઠિયારો પૂર્ણ આનંદમાં પોતાનું જીવન ગાળવા લાગ્યો.



## પરીનો પ્રસાદ

કોઈ એક ગામમાં એક ખેડૂત વાસ કરતો હતો. તેને ફક્ત એક જ કન્યા હતી અને તે પ્રાયઃ આઠ વર્ષના વયની હતી. ખેડૂત પોતાનાં ઢોરોને લઇને પ્રભાતમાં પોતાનાં ખેતરોમાં ચાલ્યો જતો અને સૂર્ય આથમવા આવતો ત્યારે પાછો ઘેર આવતો. ખેડૂતની કન્યા હરરોજ પોતાના

પિતાનું ભાતું ખેતરમાં લઈ જતી અને તેનો પિતા ખાઈ રહેતો એટલે તે પાછી ઘેર આવતી હતી.

આ પ્રમાણે તે ખેડૂતના ઘરનો વ્યવહાર ચાલતો હતો. પિતાની આર્થિક સ્થિતિ નબળી હોવાથી તે છોડીને મનગમતું ખાવાનું કે મનને ભાવતું પહેરવાનું મળતું નહોતું. જો કોઈ વખત તેને કાંઈ ચીજ ખાવાની કે પહેરવાની ઇચ્છા થતી તો પણ તે તે ઇચ્છાને પોતાના પિતાના આગળ વ્યક્ત કરી શકતી નહોતી. તેના મનની વાત તેના મનમાં જ લય પામતી હતી. આ પ્રમાણે અનેક વખત તેની અનેક ઇચ્છાઓ તેના મનમાં વિલીન થઈ જતી હતી તેથી તેના મનમાં ઘણું દુઃખ થતું હતું.

એક દિવસ તે પોતાના પિતાને જમાડીને પાછી આવતી હતી તે વખતે તૃતીય પહોરનો સખ્ત તાપ પડતો હતો. ખેતરોમાં કોઈ પણ માણુસ દૃષ્ટિગોચર થતું નહોતું. જ્યાં જુઓ ત્યાં શૂન્ય શૂન્યાકાર જણાતું હતું. વચ વચમાં સન્ સન્ કરતો પવન વાતો હતો. ખેડૂતની છોડી પોતાના મનમાં કાંઈ વિચાર કરતી કરતી રસ્તે ચાલી જતી હતી. તેની પડોશમાં એક ગૃહસ્થ વાણીઓ રહેતો હતો તેની છોડી ઉંચાં ઉંચાં લૂગડાં પહેરતી હતી. તેવાં લૂગડાં પહેરવાની આજ આ છોડીને ઇચ્છા થઈ હતી પણ તે પોતાની ઇચ્છા પોતાના બાપને કહી શકતી નહોતી; કારણ કે, તે ઘણો ગરીબ હતો અને આખો દિવસ અવિશ્રાંત પરિશ્રમ કરતો હતો તથાપિ પેટ પૂરતું તે પેદા કરી શકતો નહોતો. આવા સંયોગોમાં છોડીને માટે તે ઉંચાં ઉંચાં લૂગડાં કયાંથી લાવી આપે ? એ તે છોડી સારી રીતે સમજતી હતી. પોતાની સ્થિતિનો વિચાર કરતી કરતી તે ઘર તરફ આવતી હતી.

તે કાંટાના એક મોટા વૃક્ષ નીચે થઇને જતી હતી એવામાં એકાએક તેણે સુમધુર સંગીતનો આલાપ સાંભળ્યો. તેણે ચારે તરફ નજર કરીને જોયું તો તેટલામાં કોઈ માણુસ નયનગોચર થયું નહિ. ચારે તરફથી ઘુ ઘુ એવો અવાજ થઈ રહ્યો હતો. આવામાં તે વૃક્ષ ઉપરથી કોઇનો સુમધુર કંઠસ્વર આવતો તેને કર્ણગોચર થયો. તે ઝાડ ઉપર કોણ છે તે તેણે જોવા માંડયું કિન્તુ કોઈ માણુસ તેની દૃષ્ટિએ પડયું નહિ. જેમ જેમ એ અદૃશ્ય માણુસને જોવાનો તે વિશેષ યત્ન કરવા લાગી તેમ તેમ સંગીતનો સ્વર ઉચ્ચતર થવા લાગ્યો; કિન્તુ કોઈ પ્રાણી નજરે પડતું નહોતું.

એકીટસે કેટલીક વાર સુધી તે તે વૃક્ષ તરફ જોઈ રહી એટલે તેણે એક ક્ષુદ્ર પરીને જોઇ. પહેલાં તેની માતા અને દાદીના મુખે તેણે પરીઓની વાર્ત્તાઓ સાંભળી હતી. તે જાણુતી હતી કે પરીઓ ઘણી

જ સુંદર હોય છે અને તેમના શરીરના બન્ને ભાગ તરફ એક એક પાંખ હોય છે જેની સહાયતાવડે તેઓ પોતાની ઇચ્છામાં આવે ત્યાં ઉડી શકે છે. કેટલાક લોકોના મોંઢે તેણે એમ પણ સાંભળ્યું હતું કે આ પરીઓની વાતો તદ્દન જોડી કાઢેલી અને ખોટી છે. તેમનું આ કહેવું છોડીને ખરું લાગતું હતું; પણ આજ તે કાંટાના વૃક્ષ ઉપર એક ક્ષુદ્ર પરીને જોઇને અને તેનું સંગીત સાંભળીને તેના મનમાં જે અવિશ્વાસ હતો તે દૂર થઈ ગયો. તે એકાગ્ર દૃષ્ટિથી તે પરી તરફ જોઈ રહી.

જો કે તે છોડીની ઉમર થોડી હતી પરન્તુ તે ભીરુ નહોતી; તેના વયની છોડીઓ કરતાં તે વિશેષ સાહસી હતી. પરી તેના તરફ જોઈ જોઇને સંગીત ગાતી હતી તોએ તે છોડીના હૃદયમાં ભયનો સંચાર ન થયો. તે તેના તરફ એકીટસે જોઇ જ રહી હતી. તેને આમ નિર્ભયતાથી પોતાની તરફ જોતી જોઇને પરીએ કહ્યું: "હે બાળા, મારી સાથે શું તું અમારી રાણી પાસે આવીશ? જો તું અમારી રાણી પાસે આવીશ તો તારી જે કાંઈ ઇચ્છા હશે તે તે પૂરી કરશે. જેવાં લૂગડાં પહેરવાનો તું વિચાર કરતી કરતી જાય છે તેનાં કરતાં ઘણાં જ ઉંચાં ઉંચાં વસ્ત્ર તને અમારી રાણી આપશે. કેમ, ત્યારે તું મારી સાથે આવીશ કે?"

આમ બોલીને તે પરી ઘણી સાવધતાથી કાંટાના ઝાડ પરથી નીચે ઉતરી અને તે છોડીની આગળ આગળ ચાલવા લાગી. ચાલતાં પહેલાં પાછાં ફરી તે છોડી તરફ જોઇને તેણે કહ્યું કે: "બાળા, તું બહુ જાળવી જાળવીને ચાલજે. જો તું પડી જઇશ અથવા તારા શરીરમાંથી રક્ત નીકળશે તો તું અમારી રાણીને મળી શકીશ નહિ."

પરીનું કહેવું ધ્યાનમાં રાખીને તે છોડી ધીમે ધીમે અને સંભાળપૂર્વક ચાલતી હતી. કેટલેક સુધી ચાલ્યા પછી તે ક્ષુદ્ર પરી એક વૃક્ષ નીચે ઉભી રહીને બોલી: "રાણીમા, રાણીમા, હું એક નાની ચાલાક બાળાને લાવી છું. હું ધારું છું કે આપ જે ધારો છો તે કામ એ બાળાના હાથે થશે."

તે છોકરી તે વૃક્ષ તરફ જોઈ રહી હતી. પ્રથમ તો તેણે તેનાપર કોઈ પરીને જોઈ નહિ, થોડી વારમાં જ ત્યાં ઘોર અંધકાર થઈ ગયો અને તે કાંઈ વસ્તુ જોઈ શકી નહિ. જે રસ્તેથી તે આવતી હતી તેનાથી તે પરિચિત હતી. સહસા તે એક જૂદા જ સ્થાને જઇને ઉપસ્થિત થઈ. ઘણી સાહસી હોવાથી તે ત્યાં નિર્ભયતાથી ઉભી રહી હતી પણ તેના મનમાં અંધકારને લીધે ભય થતો હતો.

થોડી વાર પછી એકાએક ત્યાં ચારે તરફ દીવા સળગી ઉઠ્યા અને કેટલીક પરીઓ પોતાની રાણીને લઈને ત્યાં આવી. રાણીએ તે છોકરીને પગથી માથા સુધી નિહાળીને કહ્યું: "આ બાળા બરાબર યોગ્ય છે; એનાથી આપણું કામ થઈ શકશે." આમ કહી તે છોકરી તરફ જોઈને રાણીએ કહ્યું: "હે બાળા! અમે તને જ્યાં લઈ જવા ઇચ્છીએ છીએ ત્યાં તું આવીશ? તું જે પરીની સાથે અહીં આવી છે તેના મુખથી અમે સાંભળ્યું છે કે તેં ખેતરોની બરાબર શોભા જોઈ નથી. જો તું અમારી સાથે આવીશ તો તે શોભા જોવાનો અલભ્ય લાભ તને પ્રાપ્ત થશે અને સાથે સાથે અમારા ઉપર પણ ઉપકાર થશે. અમને પરીઓના રાજાએ અહીં બંદિની બનાવીને રાખી છે. તે એમ જાણે છે કે અમે અહીંથી છૂટી શકીશું નહિ અને ખરેખર તેનું ધારવું ખરું છે; કારણ કે, અમારી છૂટાં થવાની ઘણી ઇચ્છા છે તોએ અમે છૂટી શકતી નથી. અમે ધારીએ છીએ કે તારા હાથે અમારો છૂટકારો થશે અને જો એમ થશે તો અમે પણ તારું કાંઇક ભલું કરીશું."

રાણીના પ્રસ્તાવનો તે બાળાએ સ્વીકાર કર્યો. તેણે જોયું તો તે રાણી ઘણી નાની અને હલકી હતી. તે લગભગ એક નાની પૂતળી જેવડી જ હતી. અનાયાસ તેણે તેને પોતાના સ્કંધપર લઈ લીધી અને તેણે જે તરફ રસ્તો બતાવ્યો તે તરફ ચાલવા લાગી.

કાંટાના વૃક્ષ નીચે આવીને તે રાણી તે બાળાના સ્કંધપરથી નીચે ઉતરી અને પછી તેણે એક પરીને સુવર્ણદંડ લાવવાની આજ્ઞા કરી. પરીએ તે દંડ લાવીને તેને આપ્યો એટલે રાણીએ તેનો એક છેડો તે બાળાના લલાટપ્રદેશમાં અડકાડ્યો.

નિમેષ માત્રમાં તે ખેતરમાં અદ્ભુત પરિવર્તન થઈ ગયું. તે બાળાએ જોયું તો તે ખેતરનાં સર્વ વૃક્ષ ઉપર કાગળનાં ફાનસ લટકી રહ્યાં હતાં અને તેમાં દીવા ઝાકઝમાક બળી રહ્યા હતા. તે ફાનસોના ચિત્ર-વિચિત્ર રંગથી તે વનભૂમિએ અપૂર્વ શોભા ધારણ કરી હતી. આકાશમાં પૂર્ણ ચંદ્રનો ઉદય થઈ રહ્યો હતો અને સેંકડો સુંદરી તથા સુસજ્જિતા પરીઓ વૃક્ષની ડાળીએ ડાળીએ ઉભી ઉભી સુમધુર સ્વરથી ગાન ગાતી હતી. આ સર્વ વ્યાપાર જોઈને તે બાળાને ઘણી જ નવાઈ લાગી. એક વખત તેના મનમાં એવો વિચાર આવ્યો કે "હું સ્વર્ગમાં આવીને તો નથી ઉભી રહીને!"

કેટલીક વાર સુધી આ પ્રમાણે નૃત્યગીત ચાલ્યા પછી રાણીએ તે બાળાને કહ્યું: "બાળા! હવે તારે આ સ્થાનમાં રહેવાની ખાસ આવશ્યકતા નથી. તારી મરજી હોય તો હવે તું તારા ઘર તરફ જા. મારી

કેટલીક પરીઓ બને કેટલેક સૂધી મૂકવા આવશે અને તને રસ્તે ચડાવી દેશે. બોલ તારે અમારી પાસેથી શું માગવું છે? તેં અમારો છૂટકારો કરીને અમારાપર મહદુપકાર કર્યો છે તેના બદલામાં અમે તારૂં કાંઇક ભલું કરવાની ઇચ્છા રાખીએ છીએ."

એક ક્ષણુ સૂધી વિચાર કરીને તે બાળાએ કહ્યું: "હું તમારી પાસે એટલું માગું છું કે હું જેની ઇચ્છા કરૂં તે મને મળવું જ જોઇએ!"

રાણીએ હસીને કહ્યું: "તેમ થશે. હવે બીજું કાંઈ માગવું છે?"

તે છોકરીને પોતાના પિતાની ગરીબાઈ યાદ આવી તેથી તેણે કહ્યું: "મારો બાપ ઘણો ગરીબ છે. જો આપની કૃપા ખરેખર મારા ઉપર ઉતરી હોય તો તેને રાજા બનાવો."

કાંઇક હસીને રાણીએ કહ્યું: "ભલે, તેમ થશે. તારા બાપનું ઝૂપડું છે ત્યાં રાજાનો મહેલ થઈ જશે અને તેમાં ધન દોલતની કાંઈ પણ ઉણપ નહિ રહે! હવે પછી તેને ખેતરમાં મજૂરી કરવા જવું પડશે નહિ."

આમ બોલીને રાણીએ તે સુવર્ણદંડનો તે બાળાના લલાટમાં સ્પર્શ કરાવ્યો. એટલે એક મુહૂર્તમાં તે ખેતરે તેનું મૂળ સ્વરૂપ ધારણ કરી લીધું, ઝાડપરની પરીઓ અદૃશ્ય થઈ ગઈ અને સન્ સન્ કરતો પવન વાવા લાગ્યો. તે બાળા ધીમે ધીમે પોતાના ઘર તરફ જવા લાગી.

ઘેર જઇને પોતાની માને તેણે સર્વ વાત કહી. તેની વાતમાં તેની માનો કાંઈ વિશ્વાસ બંધાયો નહિ. કેટલીક વારે તેનો બાપ ખેતરમાંથી આવ્યો એટલે તેણે તે વાત તેને કહી. તેણે પણ તે સાચી માની નહિ.

બીજે દિવસે સવારમાં ખેડૂતે પોતાની શય્યામાંથી ઉઠીને જે દૃશ્ય જોયું તેથી તેના મુખમાંથી કેટલીક વાર સૂધી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. તેણે જોયું તો તેનું નાનું ઘર એક મોટા મહાલયના રૂપમાં પરિવર્ત્તિત થઈ ગયું હતું અને તેમાં જૂદા જૂદા ખંડ થઈ ગયા હતા ને તેમાં સેંકડો દાસ દાસીઓ પોત પોતાના કામમાં પ્રવૃત્ત થઈ ગયાં હતાં. ખેડૂતને જાગેલો જોઇને કેટલીક દાસીઓ દોડતી દોડતી તેની પાસે આવી અને તેની આજ્ઞાની અપેક્ષા કરતી ઉભી રહી.

આ સમસ્ત વ્યાપાર જોઇને ખેડૂત ઘણો જ વિસ્મિત થઈ ગયો. હવે તેના મનની ખાતરી થઈ કે તેની છોકરી જે વાર્તા કહેતી હતી તે સત્ય જ હતી. પુત્રીના પ્રતાપે તેને રાજાના જેવું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે એ તે બહુ સારી રીતે જાણતો હતો. પરીઓના પ્રસાદથી તે છોકરી જે કાંઈ પદાર્થની ઇચ્છા કરતી તે તેને આવી મળતો. તે દિવસથી ખેડૂત પોતાની છોકરી તથા બાયડી સાથે પૂર્ણ આનંદમાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો.



# રાજકન્યાનો ખેડૂત પતિ

એક દેશમાં એક ખેડૂત રહેતો હતો. એક મા વિના તેના ઘરમાં બીજું કોઈ માણસ નહોતું. તેનો પિતા તેને અલ્પ વયનો મૂકીને મરણ પામ્યો હતો. તેના બાપની કેટલીક જમીન હતી તેમાંથી જે ઉત્પન્ન થતું હતું તેથી તે પોતાનું અને પોતાની માતાનું ગુજરાન ચલાવતો હતો. જો કે તે ધનવાન્ નહોતો તોપણ તે છેક ગરીબ પણ નહોતો. મિત વ્યયથી તે પોતાનો સંસાર બહુ સારી રીતે અને સુખમાં ચલાવી શકતો હતો. કોઈ કોઈ વખતે તે ખેડૂતનો સ્વભાવ ઘણો દુલ્લો થઈ જતો અને છૂટા હાથે ખર્ચ કરવાની તેને ઇચ્છા થઈ આવતી, પરંતુ ઘરમાં પૈસાની છૂટ ન હોવાથી તેની ઇચ્છા સફળ થતી નહોતી.

તે ખેડૂતનું વય આશરે વીસ વર્ષનું હતું. ગામના તેના સઘળા સમોવડીઆ પરણીને બાયડીવાળા બન્યા હતા કિન્તુ અર્થાભાવે તેને કન્યા મળતી નહોતી. તેની મા તેને પરણાવવાની ઘણી ઘણી ચેષ્ટા કરતી પણ તેને કન્યા મળતી નહોતી. બાયડી ખોળી કાઢવામાટે તે પોતાના છોકરાને વારંવાર કહેતી પણ છોકરો સમજતો હતો કે "જ્ઞાતિમાં કન્યાવિક્રય જોરમાં ચાલે છે અને મારી પાસે જોઇતું ધન નથી એટલે આ ભવમાં મને કન્યા મળે એ બનવા જોગ નથી." આમ સમજતો હોવાથી છોકરો પોતાની માતાને કહેતો કે: "માતાજી! તમે બાયડીમાટે ચિન્તા શાને કરો છો? હું કાંઇ જેવો તેવો માણસ નથી કે સાધારણ ખેડૂતની છોડીને પરણું! હું તો રાજકન્યા સાથે પરણીશ, રાજકન્યા સાથે! એક દિવસ જોશીરાજે મારો હાથ જોઇને મને કહ્યું હતું કે હું કાંઈ જેવો તેવો માણસ નથી. મારી અમુક ઉમરે મને ઘણું ધન પ્રાપ્ત થશે અને હું રાજ્યમાં મોટામાં મોટો શેઠીઓ યાને ધનવાન્ થઈ જઇશ અને કાંકરાની માફક ધન ઉડાવીશ. તે વખતે એક રાજકન્યા સાથે મારું લગ્ન થશે. બોલ, માતા! હું કાંઈ જેવો તેવો માણસ છું?"

હસતાં હસતાં તે ખેડૂતની વૃદ્ધ માતાએ કહ્યું: "બેટા! જ્યારે જ્યારે હું તારા પરણવાની વાત કાઢું છું ત્યારે તું રાજકન્યાને પરણવાની વાત કાઢી મારી વાત ઉડાવી દે છે; પણ આપણાં જેવાં ગરીબને ઘેર રાજા પોતાની કન્યા આપે એ શું બનવા યોગ્ય છે? ભાઈ, આપણે આપણા લાયક કન્યા શોધી કાઢવી જોઇએ. વિચારમાં ને વિચારમાં વીસ વર્ષ થઈ ગયાં અને હવે જો તું પરણવાનો પ્રયત્ન નહિ કરે તો પછી તને કોઈ કન્યા આપશે જ નહિ. બોલ, બેટા! તારો પરણવાનો વિચાર છે કે નહિ?"

ઉચ્ચ સ્વરથી હસીને તે ખેડૂતે કહ્યું: "ગાંડાં રે ગાંડાં! માતાજી! પરણવાનું તે કોઇને ખોટું લાગતું હશે? અને પરણ્યા વિના કાંઈ ચાલવાનું છે? પણ આપણા નસીબમાં સારા લેખ લખ્યા હોય, તો તે લેખ ઉપર મેખ મારીને જો આપણે આપણી મરજીમાં આવે તેમ કરવાનો યત્ન કરીએ તો મૂર્ખ ન કહેવાઇએ કે? જોને, થોડા વખતમાં જ હું એક રાજકન્યા સાથે પરણીશ અને એક રાજાની છોડી "સાસૂ મા" કહી તારા પગે લાગશે. માતાજી! જો તમે જીવતાં રહ્યાં તો જો જો, કે મારી સાહેબી કેવી થાય છે?"

પુત્રનું આ કથન સાંભળીને માતા ગાંડી જેવી થઈ જતી. કેટલોક કાળ વીતી ગયો તોએ છોકરાની સ્થિતિ ફરી નહિ અને કોઈ રાજકન્યા તેને પરણવા આવી નહિ એટલે માતાનું મન અસ્થિર થયું. તે પોતે પુત્રને માટે કન્યા શોધવાની પેરવીઓ કરવા લાગી.

ઉપર કહેવામાં આવ્યું છે કે તે ખેડૂતને તેના બાપ તરફથી વારસામાં કેટલાંક વીઘાં જમીન મળી હતી. તે જમીન તે જાતે ખેડતો હતો. દરરોજ ભરભાંખરે તે ઉઠતો અને નિત્ય કર્મથી પરવારીને પોતાના ખેતરમાં જતો. તે ઘણો ઉદ્યોગી અને મેહનતુ હતો તેથી આખો દિવસ ખેતરમાં મજૂરી કરતો અને સૂર્યાસ્ત સમયે ઘેર પાછો આવતો. તેની માતા દરરોજ રાત્રિના સમયે એક વારજ રાંધતી હતી અને રાત્રિના સમયે વાળુ કરતાં જે કાંઈ વધતું તે ખાઇને બીજે દિવસે સવારમાં ખેડૂત કામે જતો હતો.

ગ્રીષ્મ ઋતુનો દિવસ હતો. આકાશ સર્વથા સ્વચ્છ હતું. મંદ મંદ પવન વાઈ રહ્યો હતો. આવામાં આખો દિવસ પરિશ્રમ કરીને ખેડૂત આનંદપુલકિત મનથી ગાયન ગાતો ગાતો ઘર તરફ આવતો હતો. તે વખતે પંથ નિર્જન હતો અને જન કે પશુનો કાંઈ સ્વર સંભળાતો નહોતો. નજીકમાં કોઈ ઝૂપડું દષ્ટિગોચર થતું નહોતું. રસ્તાની બન્ને બાજૂએ ઉંચાં ઉંચાં ઝાડ આવી રહેલાં હતાં.

ગાનમાં ગિલતાન• થઈ ગયેલો ખેડૂત આવે રસ્તે ચાલતો હતો. એવામાં તેને એક ડોસી મળી. તે ખેડૂતનું ગામ કાંઈ બહુ મોટું નહોતું અને ખેડૂત પોતે ઘણો મળતાવડા સ્વભાવનો માણુસ હતો તેથી ગામનાં લગભગ તમામ માણુસોને તે ઓળખતો હતો. તે ડોસી તેના ગામની ન હોવાથી તેને ઓળખતો નહોતો. કેટલીક વાર સૂધી તે તે ડોસી તરફ જોઈ રહ્યો.

ખેડૂતને પોતાની તરફ એકી ટસે જોતો જોઇને અટ્ટહાસ કરીને ડોસીએ કહ્યું: "બેટા! તું મહા ભાગ્યશાળી હોવા છતાં ખેતી કેમ કરે

છે વારુ? તારા નસીબમાં તો રાજકન્યા સાથે પરણવાનો લેખ લખાયલો છે. તારું હળ તું અહીં નાખી દે અને મારી સાથે સાથે ચાલ; કારણ કે, તારું નસીબ ફરી જવાનો વખત આવી ગયો છે. હવે પછી તારે ખેતી કરવી પડશે નહિ અને તું મોટો ધનવાન્ થઈ જઈશ. ચાલ, ચાલ. તું મારી પાછળ પાછળ આવ. તારા નસીબનું પાંદડું ફરી જાય એવા સ્થળે હું તને લઈ જઈશ."

તે ખેડૂત ઘણો બળવાન્ અને સાહસી હતો. તેનું નસીબ ફરી જવાની અને તેને રાજકન્યા પ્રાપ્ત થવાની વાત ડોસીના મુખથી સાંભળીને તેની પાછળ પાછળ જવાનું તેને મન થઈ ગયું. જો કે તે તે ડોસીને ઓળખતો નહોતો તોપણ હળ ફેંકી દઈને તે તેની પાછળ પાછળ જવા લાગ્યો.

ખેતરોમાં અડધાક સુધી ચાલ્યા પછી એક વિશાળ વૃક્ષ નીચે જઈને તે ડોસી ઉભી રહી. તે વૃક્ષનું થડ એટલું બધું મોટું હતું કે ચાર માણસો હાથમાં હાથ ઝાલીને તેની આસપાસ ઉભા રહે તોએ તેને બાથમાં લઈ શકે નહિ. તે વૃક્ષ નીચે ઉભી રહીને તે ડોસી તે ખેડૂતને તેના પગથી માથા સુધી નિહાળી નિહાળીને જોવા લાગી. પછી તેણે કહ્યું: "બેટા! તું એક કામ કર. તું આ વૃક્ષપર ચડ. તું એની છેક ટોચે જઈશ ત્યારે તને એક સુરંગ દેખાશે. તે સુરંગમાં તું ઉતરજે. તે સુરંગમાં કેટલેક સુધી ગયા પછી તારી દૃષ્ટિએ એક મોટો કૂતરો પડશે. તેને કપાળમાં કેવળ એક આંખ હશે અને તેમાંથી અગ્નિકણ ઝરતા હોય તેમ દેખાશે. તને જોતાં જ તે તને કરડવાને આવશે પણ તું ગભરાઈશ કે ભય પામીશ નહિ. હું તને આ એક લૂગડું આપું છું તે તું તેના સામું ધરજે એટલે તે ભયંકર કૂતરો પોતાની ભયંકરતા ત્યજી તારો ગુલામ થઈ જશે. પછી કૂતરો જ્યાં બેઠો હશે ત્યાં એક દ્વાર છે તે તું ખોલજે એટલે તું એક ઓરડામાં જઈશ. તે ઓરડો ધન દોલતથી ભરેલો છે. ત્યાંથી તું આગળ જજે એટલે એક બીજા ખંડ આગળ તું જઈ પહોંચીશ. તે ખંડના દ્વાર આગળ એક કૂતરો બેઠેલો હશે તેને ઘણી મોટી અને બીહામણી લાગે તેવી બે આંખો છે. તને જોતાં જ તે તને કરડવાને તારાપર ધસી આવશે પણ તું બીતો નહિ. મારું લૂગડું તું ધરજે કે તરત જ તે કૂતરો તારો દાસાનુદાસ થઈ જશે. ત્યાંથી આગળ જતાં તું એક બીજા ખંડ આગળ જઈશ અને તેના દ્વાર આગળ પણ એક કૂતરાને બેઠેલો જોઈશ. ઉપર કહેલી રીતે તું તેને વશ કરી લેજે અને આગળ જજે એટલે એક ઓરડામાં એક નાનકડી પેટી તારા જોવામાં આવશે. તે પેટી તું મારામાટે લાવજે. આ ઉપરાંત તે સુરંગમાંથી

તારાથી લેવાય એટલું ધન તું તારામાટે લઈ લેજે, તે ધનમાંથી હું તારી પાસેથી કાંઈ પણ ભાગ લઇશ નહિ. માત્ર પેટી મને આપજે એટલે હું સંતોષ પામીશ.'

તે ડોસીની ઉપલી વાત સાંભળીને ખેડૂતના મનમાં ધનના લોભનો સંચાર થયો. તેની કહેલી વાત જો સત્ય હોય તો તે પોતે મોટો કોટિ-પતિ થઈ જશે, તેને નાનકડા ઝૂપડા જેવા ઘરમાં વાસ કરવાનું રહેશે નહિ અને રાજકન્યા સાથે લગ્ન કરવાનો સંધિ પણ તેને પ્રાપ્ત થશે ઇત્યાદિ તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. થોડીકવાર સૂધી વિચાર કર્યાં પછી તેણે કહ્યું: "ડોસી મા, આપના કહેવા પ્રમાણે આ તરુપર હું ચડું છું અને જો તેની ટોચે મને સુરંગ જણાશે તો તેમાં હું અવસ્ય ઉતરીશ; પણ જો તેમાં તમારા કહેવા પ્રમાણે ધન નહિ હોય અને મારી મેહનત વ્યર્થ જશે તો બહાર નીકળ્યા પછી હું તમને મારી નાખ્યા વિના રહીશ નહિ."

મંદ સ્મિત કરીને ડોસીએ કહ્યું: "બેટા! મારા બોલવામાં વિશ્વાસ રાખ. જો મારું કહેવું તને ખોટું દેખાય તો સુરંગમાંથી નીકળ્યા પછી તું બેલાશક મને મારી નાખજે; પરંતુ જો મારું કથન તને સત્ય જણાય તો તને મેં આવો ગુપ્ત ભંડાર બતાવ્યો છે તેના બદલામાં મને મેં કહેલી પેટી આપજે. લે, આ લૂગડું હું તને આપું છું તે તું કૂતરા તારાપર આક્રમણ કરે ત્યારે તેમના સામું રાખજે એટલે તે તારે વશ થઈ જશે."

ખેડૂતે ડોસીએ આપેલું લૂગડું લીધું અને જો પોતાને સુરંગમાં છુપો ભંડાર હાથ લાગશે તો તે તેના માટે તેણે કહેલી પેટી અવસ્ય લાવશે એવું કહીને બરાબર કેડ બાંધી તે વૃક્ષ ઉપર ચડવા લાગ્યો. તેને ઝાડપર ચડતાં ઘણી સારી રીતે આવડતું હતું તેથી તે ઘણી સહે-લાઇથી તે વૃક્ષની ટોચપર ચડી ગયો. ત્યાં ડોસીના કહેવા પ્રમાણેની એક સુરંગ તેની દૃષ્ટિએ પડી એટલે ધીમે ધીમે તેમાં તેણે ઉતરવા માંડયું. કેટલેક સૂધી ઉતર્યાં પછી પ્રકાશ જેવું તેને કાંઇક દેખાવા લાગ્યું. એક મજબૂત પત્થરમાંથી સૂર્યના તેજ જેવું તેજ આવતું હતું. ખેડૂત સુરંગમાં છૂટી જમીન ઉપર જઈ ઉભો રહ્યો. ત્યાં એક દ્વાર તેની નજરે પડ્યું. તે દ્વાર આગળ એક વિકરાળ આકૃતિનો કૂતરો તેના જોવામાં આવ્યો. તે કૂતરાને જોઇને તેના મનમાં ભયનો સંચાર થયો. તે કૂતરાના દેહનો રંગ શુદ્ધ કાળો હતો. તેના શરીરપર નાના નાના વાળ હતા, તેના પગે જબરા તીણા નખ હતા અને તેના લલાટમાં ફક્ત એક જ આંખ હતી. તે આંખમાંથી અગ્નિના કણ વરસી રહ્યા

હોયની! એમ દેખાતું હતું. બારણા આગળ મુખમાંથી જિહ્વા બહાર કાઢી પ્રહરીનું કાર્ય કરતો તે કૂતરો બેઠો હતો.

તે કૂતરાએ ખેડૂતને જોયો કે તરત જ તેને કરડવાને તે તેના તરફ ધસ્યો. ખેડૂતે પોતાની કમરમાંથી ડોસીએ આપેલું લૂગડું બહાર કાઢ્યું અને તે કૂતરાના મુખ આગળ ધર્યું એટલે કોણ જાણે શું થયું કે જેથી તે કૂતરો દુશ્મન ટળીને દોસ્ત બની ગયો અને ખેડૂતના પગ આગળ પડી નાના પ્રકારની ગેલ કરવા લાગ્યો.

તે કૂતરાને દૂર કરીને ખેડૂતે દ્વાર ઉઘાડી તે ખંડમાં પ્રવેશ કર્યો. ત્યાં તેણે જે જોયું તેથી તેના આનંદની કાંઈ સીમા રહી નહિ. તે ઘર તામ્રમુદ્રાઓ એટલે પૈસાથી પૂરેપૂરું ભરેલું હતું. તેણે જ્યાં નજર નાખી ત્યાં તેની દૃષ્ટિ ચકચકિત ત્રાંબાના સિક્કાપર જ પડી. મનમાં આનંદ પામી પોતાથી લેવાયા તેટલા પૈસા તેણે પોતાની ચાદરમાં બાંધી લીધા.

તે ઘરમાંથી બહાર નીકળ્યા પછી ખેડૂતે સુરંગમાં આગળ ચાલવા માંડ્યું. તેની દૃષ્ટિએ એક બીજું દ્વાર પડ્યું અને તે દ્વાર આગળ એક વિકરાળ કૂતરાને બેઠેલો તેણે જોયો. તે કૂતરાને બે આંખો હતી અને તેમાંથી અગ્નિના કણ ઝરતા હોયની! એમ દેખાતું હતું. ખેડૂતને જોતાં જ કૂતરો તેને કરડવાને તેની તરફ દોડ્યો પણ ખેડૂતે ડોસીએ આપેલું લૂગડું ધર્યું કે તરત જ તે તેનો ગુલામ બની ગયો અને પૂછડી હલાવતો હલાવતો દૂર થઈ ગયો.

તે દ્વાર ઉઘાડીને ખેડૂતે અંદર પ્રવેશ કર્યો તો તે ગૃહ રૌપ્ય મુદ્રાથી પરિપૂર્ણ તેને જણાયું. પોતાની ચાદરમાં તેણે જે પૈસા બાંધ્યા હતા તે તેણે તે ગૃહમાં મૂકી દીધા અને રૂપિયાની એક મોટી બચકી બાંધી લીધી. પછી તે ત્યાંથી આગળ ચાલવા લાગ્યો. કેટલેક દૂર જતાં તેની દૃષ્ટિ એક દ્વાર પર પડી. તે દ્વાર આગળ એક ભયંકર કૂતરો બેઠેલો તેની નજરે પડ્યો. તે કૂતરાને ત્રણ આંખો હતી, તેની ત્રીજી આંખ લલાટના લગભગ મધ્ય ભાગમાં હતી. તે કૂતરાની ત્રણે આંખોમાંથી જાણે અગ્નિ વર્ષી રહ્યો હોયની! એમ દેખાતું હતું. ખેડૂતને જોતાં જ તે કૂતરો બેઠો થઈ ગયો અને અન્ય કૂતરાઓની પેઠે તેને કરડવાને તેની તરફ ધસ્યો; પણ ખેડૂતે ડોસીએ આપેલું વસ્ત્ર તેના સન્મુખ ધર્યું એટલે તે કૂતરો એકદમ તેને વશ થઈ ગયો. ખેડૂતે દ્વાર ઉઘાડ્યું અને તે ગૃહમાં પ્રવેશ કરીને જોયું તો તે આશ્ચર્યચકિત થઈ ગયો. તે ગૃહમાં સોનાની મોટી મોટી લગડીઓ અને સુવર્ણની મુદ્રિકાઓ ઉપરાંત ઉંચી ઉંચી જાતના હીરા, માણેક,

પન્ના, પોખરાજ વગેરે જવાહિરો અગણિત હતાં. ખેડૂતે પોતાની ચાદ-રમાં જે રૂપિયા બાંધ્યા હતા તે ત્યાં મૂકી દીધા અને પોતાથી લેવાયાં તેટલાં મોહોરો અને જવાહિર બચકીમાં બાંધી લીધાં. આ પછી તે પાસેની એક નાની ઓરડીમાં ગયો અને ત્યાંથી રૂપાની એક નાની પેટી લઈ લીધી. પછી તે આવ્યો હતો તે રસ્તે પાછો સુરંગમાંથી ચઢવા લાગ્યો અને થોડી વારમાં ઝાડની ટોચપર પહોંચી ગયો.

તે વખતે સંધ્યા થઈ જવા આવી હતી. સૂર્ય અસ્ત પામવાની અણી ઉપર હતો. ડોસી તે વૃક્ષ નીચે બેઠી બેઠી કાંઈ વિચાર કરી રહી હતી એવામાં ખેડૂત ધબ્ દેતો વૃક્ષપરથી ભૂસકો મારીને નીચે ઉતર્યો. તેની પાસે જવાહિર અને સુવર્ણમુદ્રાઓની બચકી હતી તે જમીનપર પડી તેથી ઠણ્ ઠણ્ એવો અવાજ થયો. તે અવાજ સાંભળી ડોસીએ તેની તરફ જોતાં તેને જણાયું કે ખેડૂત સુરંગમાં જઇને પોતાનું કામ સાધી આવ્યો હતો! ખેડૂત તરફ જોઇને તે ડોસીએ કહ્યુંઃ "કેમ, બેટા! તું મારામાટે પેટી લાવ્યો છે કે? તે પેટી તું મને આપ. તેના વિના મને બીજું કાંઈ જોઇતું નથી. તું તારી સાથે જે ધનસંપત્તિ હીરા, માણેક, પોખરાજ, નીલમ, મોહોરો વગેરે લાવ્યો છે તે તારી પોતાની જ છે. તેમાંથી કાંઈ મને જોઇતું નથી. તું મને મેં કહેલી પેટી આપીશ એટલે મને સંતોષ થશે. દીકરા! તારા નસીબમાં મોટા રાજા થવાનું સૃજાયલું છે. એક લાવણ્યવતી અને રતિ સમાન સૌન્દર્યવતી રાજકન્યા તારી સાથે પરણશે. આ મારાં વચન તું ખરાં માનજે. પણ તું મારામાટે પેટી લાવ્યો છે કે? લાવ, લાવ, તે પેટી તું મને આપ. મારે અહીંથી ઘણે દૂર જવાનું છે માટે મોડું થઈ જશે તો મારાથી જવાશે નહિ."

તે ડોસીની આ માગણી સાંભળીને ખેડૂતને બહુ જ નવાઈ લાગી. તેના મનની ખાતરી હતી કે તે ડોસી તેની પાસેના દ્રવ્યમાંથી અવશ્ય ભાગ પડાવશે અને તે જે દ્રવ્ય લાવ્યો હતો તેમાંથી અડધો ભાગ તે ડોસીને આપવા તે તૈયાર પણ હતો; પણ ધનમાંથી ભાગ માગવાને બદલે માત્ર એકલી પેટી જ માગવાથી ખેડૂતને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે પેટીની કીમત દ્રવ્ય કરતાં પણ તે ડોસી અધિક કેમ ગણતી હતી તે જાણવાની ખેડૂતને પ્રબળ જિજ્ઞાસા થઈ. પરંતુ તે વિશે ડોસીને કાંઈ પણ સવાલ પૂછવાની તે હિંમત કરી શકયો નહિ. થોડીકવાર સુધી વિચાર કરી અતિ મિષ્ટ ભાષામાં તેણે કહ્યુંઃ "માતાજી! મેં પહેલાં આપને ઓળખ્યાં નહોતાં. આપ મનુષ્ય નથી કિન્તુ કોઈ દેવતા છો. મારા નસીબમાં શું લખેલું છે તે પહેલાં હું જાણતો નહોતો પણ આપની કૃપાથી મારું

ભવિષ્ય મને ઉજળું દેખાય છે. આપે બતાવેલી સુરંગમાંથી હું એટલું બધું ધન લાવ્યો છું કે તેથી જો હું ઇચ્છું તો મોટા રાજ્યનાં રાજ્ય વેચાતાં લઈ શકું! કિન્તુ માતાજી! આ વિપુલ દ્રવ્યમાંથી કાંઈ પણ ન લેતાં માત્ર રૂપાની એક પેટી લઈ આપ સંતોષ માનો છો તેનું કારણ શું છે? હું તે પેટી લાવ્યો છું પણ તે આપને આપવાની મારી ઇચ્છા થતી નથી. માતાજી! હું તો આપનું છોરૂ છું એટલે કૃપા કરીને એ પેટી મારી પાસે રહેવા દો."

આમ બોલી તે ખેડૂતે તે ડોસીના પગ આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. કેટલીકવાર સૂધી તે ડોસી કાંઈ બોલી શકી નહિ. તે એકી ટસે તે ખેડૂત તરફ જોઈ રહી. પછી ઘણા પ્રેમ તથા હેતથી ખેડૂતનો હાથ ઝાલી તેને બેઠો કરીને તેણે કહ્યું: "બેટા! તને જોઇને મને ઘણું જ હેત તેમ જ દયા આવે છે. જો એ પેટી તારી પાસે રાખવાની તારી ઇચ્છા થતી હોય તો ભલે, તું તે તારી પાસે રાખ; કિન્તુ હું તને એક વાત કહું છું તે તું લક્ષમાં રાખજે. એ પેટી તું કોઇને આપતો નહિ તેમ એને એક પળ માત્ર પણ તારાથી દૂર રાખીશ નહિ. જા, બેટા! તારું ભલું થશે."

.. આમ કહીને ઉત્તરની કાંઈ પણ અપેક્ષા કર્યા વિના તે ડોસી ત્યાંથી ચાલી ગઈ! તે ખેડૂત તેની તરફ જોઇ જ રહ્યો. નિમેષ માત્રમાં તે ડોસી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ.

પોતે લાવેલું દ્રવ્ય અને તે પેટીને પોતાની સાથે લઇને ખેડૂતે પોતાના ઘર તરફ જવા માંડ્યું. આખા રસ્તે તે ડોસીના જ અને તેણે જે કહ્યું હતું તેના જ વિચાર તેને આવ્યા. તે ડોસી ઉપર તેની અપૂર્વ શ્રદ્ધા બેસી ગઈ હતી. તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે 'ગમે તેમ થાય તોપણ એ રૂપાની પેટી તો મારે મારી પાસે જ રાખવી જોઇએ.' પોતાની કેડે તેણે એક પટો બાંધ્યો હતો તે પટામાં એક ગજવું કરાવી તે પેટીને તેમાં જ રાખવાનો તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કરી લીધો.

અંધારું થઈ ગયું તે વખતે તે પોતાને ઘેર પહોંચ્યો. પુત્રને ખેતરમાંથી આવતાં મોડું થયેલું હોવાથી માતાને ઘણી ચિન્તા થતી હતી. તે ઘડીકમાં ઘરમાં જતી અને ઘડીકમાં આંગણામાં આવીને પુત્રના આવવાની વાટ જોતી હતી. ખેડૂત ઘેર આવ્યો ત્યારે તેને આનંદમાં જોઇને તથા તેની પાસે જે બચકી હતી તે તેણે જમીનપર મૂકી ત્યારે જે ખણખણાટ થયો તેથી ડોસીના મનમાં ઘણો જ આનંદ થયો. ખેડૂતે પોતાની માતાને બધી વાત માંડીને કહી ને પછી કહ્યું: "માતાજી! તે ડોસીમાની કૃપાથી મને સારું ધન પ્રાપ્ત થયું છે એટલે આવા ઝૂપડા જેવા

ઘરમાં રહેવું મને યોગ્ય લાગતું નથી. આ ધનવડે એક મોટી હવેલી બંધાવી અને તેમાં દાસ દાસીઓ આદિ રાખીને મોટા શેઠની માફક રહેવા હું ઇચ્છું છું. માતાજી! થોડા દિવસમાં જ રાજકન્યા સાથે મારું લગ્ન થશે અને તે તમારી પાસે આવી "સાસૂ મા" કહી તમને પાગે લાગશે. પહેલાં હું રાજકન્યા સાથે પરણવાનું કહેતો હતો ત્યારે તમે હસતાં હતાં પણ હવે તમે વિચાર કરો કે જો તે વખતે આપની ઇચ્છા અને દબાણને વશ થઇને કોઈ ગરીબ કંગાલ ખેડૂતની પુત્રી સાથે મેં લગ્ન કર્યું હોત તો તે કેટલું બધું મૂર્ખતા ભરેલું થાત!"

પહેલાં તો પુત્રના કહેવામાં ડોસીનો કાંઈ વિશ્વાસ બંધાયો નહિ. તેણે એમ ધાર્યું કે જેમ તેનો પુત્ર નિત્ય ઉપહાસ કરતો હતો તેમ આજ પણ ઉપહાસ કરે છે! કિન્તુ મોહોરોનો ખણખણાટ સાંભળીને તેના મનમાં કાંઇક સંદેહ ઉત્પન્ન થયો હતો. માતાને શંકાશીલ જોઇને ખેડૂતે પોતાની બચકી છોડીને મોહોરોનો ઢગલો કર્યો અને અમૂલ્ય રત્ન જવાહિર તેને બતાવ્યાં. તે સર્વ જોઇને ડોસી તો ગાંડી જેવી થઈ ગઈ. તેના હર્ષની કાંઈ સીમા રહી નહિ. વાર્તાલાપ કરતાં કરતાં માતા પુત્રે ભોજન કર્યું. પછી મોહોરો અને રત્ન માટલીઓમાં ભરી તેમને પોતાની શય્યા પાસે મૂકીને તેઓ નિદ્રાને આધીન થયાં.

તે દિવસથી ખેડૂતનું ભાગ્ય ફરી ગયું. તે એક બીજા ગામમાં જઇને એક મોટી હવેલીમાં રહેવા લાગ્યો. તેનું ઘર દાસ દાસીઓથી પરિપૂર્ણ હતું. શહેરના સારા સારા ઘરના યુવકો તેને ઘેર આવતા અને તેની સાથે વાર્તાલાપ કરતા. તે પણ ઉદારતાથી મેજબાનીઓ આપતો, જલસા બેઠકો કરતો અને તેમને ખુશ રાખવાને પોતાથી બનતું તેટલું કરતો. થોડા દિવસમાં જ તે તે દેશમાં એક મોટો નામાંકિત પુરુષ થઈ પડ્યો. ખેડૂતે ધર્મદાન અને અન્ય ખર્ચ કરવામાં પોતાના હાથોને છૂટા મૂકી દીધા હતા. તેને આમ છૂટા હાથે ધનનો વ્યય કરતો જોઇને દેશના લોકો આશ્ચર્યાન્વિત થઈ ગયા. લોકોમાં એવી વાત ચાલવા લાગી કે તેના હાથમાં કોઈ ગુપ્ત ભંડાર આવ્યો છે.

હજી તે ખેડૂતે લગ્ન કર્યું નહોતું. દેશના ઘણા મોટા મોટા અને આબરૂદાર લોકોએ તેને પોતાની કન્યાઓ આપવા માંડી પરંતુ તે તેમને સ્વીકારતો નહોતો. માત્ર રાજકન્યા સાથે જ લગ્ન કરવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો. ઇન્દ્રના ઘરની અપ્સરાઓ જેવી સ્ત્રીઓના રૂપથી પણ તે મોહિત થયો નહિ અને તેથી તે અવિવાહિત જ રહ્યો.

કાંઈ પણ ધોરણ વિના તે અર્થનો વ્યય કરતો હતો તેથી કેટલાક સમય પછી તેની ત્રીજોરીનું તળીયું દેખાવા માંડયું. રોકડ પૈસા ખૂટી ગયા એટલે તેણે ઘર અને જમીનપર પૈસા લેવા માંડ્યા. હવે તેના મિત્રો એક પછી એક તેને ત્યજવા લાગ્યા. લેણદારોએ ઉઘરાણી કરવા માંડી અને પૈસામાટે તકાજા કરવા માંડ્યા એટલે તેની આંખો ઉઘડી. તેણે પોતાની માને તેના બાપિકા ઘેર—ઝૂપડામાં—મોકલી આપી અને લેણદારોએ ફરિયાદો કરી, હુકમનામાં મેળવી જપ્તીઓ લાવી તેનું ઘર અને સરસામાન હરાજ કરાવ્યાં. લેણદારનું મન મનાવવામાટે તેણે પોતાના વહાલામાં વહાલા ત્રણ ચાર મિત્રો પાસે ધન માગ્યું પણ આવા સંયોગોમાં પૈસા કોણ ધીરે વારુ? ઘરબાર માલમિલ્કત જપ્ત થઈ હરાજ થઈ ગયાં એટલે નિરાશ થઈ ખેડૂત પોતાના અસલ ઘેર ગયો અને ઝૂપડામાં એકલો બેઠો બેઠો તે આકાશ પાતાળના વિચાર કરવા લાગ્યો.

વિચાર કરતાં કરતાં એકાએક તેને પેલી નાની પેટીનું સ્મરણ થઈ આવ્યું. અત્યાર સુધી તે પેટી તેની કમરે જ હતી. એક પળ માત્ર પણ તેણે તેને પોતાના શરીરથી દૂર કરી નહોતી; પરન્તુ અત્યાર સુધી તેને તેનું સ્મરણ થયું નહોતું. તેની પાસે પ્રચુર ધન હતું તેથી તે પોતાની મરજીમાં આવે તે કાર્ય કરી શકતો હતો એટલે તેને તે પેટીનું સ્મરણ ન થાય એ સર્વથા સંભવિત પણ હતું. પણ જ્યારે તે દરિદ્ર થઈ ગયો ત્યારે તેનું તેને સ્મરણ થયું એટલે તેણે પોતાની કેડેથી તે પેટી કાઢી અને તેને ઉઘાડવાની ચેષ્ટા કરવા લાગ્યો. પણ પહેલાં તો તે તેનાથી ઉઘડી શકી નહિ. તે પેટીને કેવી રીતે ઉઘાડવી એ વિશે ડોસીએ તેને કાંઈ કહ્યું નહોતું.

ઘણીવાર સુધી મેહનત કર્યા પછી ખેડૂત તે નાનકડી પેટી ઉઘાડવાને શક્તિમાન્ થયો. તે પેટીમાં એક નાનકડા સુવર્ણદંડ વિના અન્ય કાંઈ તેની દૃષ્ટિએ પડયું નહિ. તે દંડ ઉપાડી લઇને ખેડૂત તેને તપાસી તપાસીને જોવા લાગ્યો. પણ તે શા કામનો હશે તે વિશે તે કાંઈ સમજી શક્યો નહિ. આખરે તેણે તે સુવર્ણદંડ તે પેટીપર ઠોકયો કે તરત જ એક વિકરાળ આકૃતિનો કૂતરો ફલંગો મારતો મારતો તેની પાસે આવ્યો. તે કૂતરાને જોતાં જ ખેડૂતે તેને ઓળખી લીધો. પેલા વૃક્ષની સુરંગમાંના પહેલા ઓરડાના દ્વાર પાસે તેણે જે કૂતરો જોયો હતો તે જ કૂતરો તે હતો. તેના લલાટમાં માત્ર એક જ આંખ હતી અને તેમાંથી અગ્નિકણ નિર્ગત થતાં હોયની! એમ દેખાતું હતું.

કૂતરો દોડતો દોડતો તેની પાસે આવ્યો અને તેના પગ આગળ બેસી જઈ પૂછડી હલાવી ગેલ કરવા લાગ્યો અને તે જાણે તે ખેડૂતનો

પાળેલો કૂતરો હોયની! અને તેની આજ્ઞાની અપેક્ષા કરતો ન હોય તેમ દેખાડવા લાગ્યો. ખેડૂત ઘણો ચતુર માણુસ હોવાથી તે કૂતરાના મનોગત અભિપ્રાયને જાણી લઇને તેણે કહ્યું: “અરે, ઓ શ્વાન! તું તે વૃક્ષવાળી સુરંગમાંથી મારામાટે પૈસા લઈ આવ; કારણ કે, અત્યારે હું ઘણો તંગીમાં છું.”

કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના કૂતરો ત્યાંથી ચાલ્યો અને થોડીવારમાં જ પોતાના મુખમાં પૈસાની કેટલીક થેલીઓ લઇને ખેડૂત આગળ આવીને હાજર થયો. થેલીઓમાં તામ્રમુદ્રાઓ જોઇને ખેડૂત વિરક્ત થયો અને સુવર્ણદંડ હાથમાં લઇને તેને તે પેટીપર અફાળવા લાગ્યો. તેણે તે સુવર્ણદંડના બે પ્રહાર રૂપાની પેટીપર કર્યા એટલે એક બીજો કૂતરો ત્યાં આવીને હાજર થયો. ખેડૂતે તે કૂતરાને પણ ઓળખ્યો અને તેણે તેને પૈસા લાવવાનું કહ્યું એટલે તે ત્યાંથી દોડ્યો અને થોડીવારમાં મુખમાં રૂપિયાની થેલીઓ લઇને ત્યાં હાજર થઈ ગયો. પછી ખેડૂતે હાથમાં સુવર્ણદંડ લઇને પેટીપર તેને ત્રણ વખત અફાળ્યો એટલે સુરંગમાંનો ત્રીજો કૂતરો ત્યાં આવી પહોંચ્યો અને ખેડૂતે તેને આજ્ઞા કરી એટલે સુરંગમાંથી મોહોરો અને જવાહિર લઇને તે તેની પાસે આવ્યો. તે પેટી શા કામની હતી એ વાતની હવે ખેડૂતને ખબર પડી તેથી તેણે સંભાળીને તેને પોતાની કમરે રાખી લીધી.

ત્રીજો કૂતરો પોતાના મુખમાં મોહોરો અને જવાહિરની કોથળીઓ લઇને ખેડૂત પાસે આવ્યો અને તેમને તે ખેડૂત આગળ મૂકીને પોતે ત્યાંથી ચાલ્યો ગયો ત્યારે તે ખેડૂત તેની તરફ જોઇ જ રહ્યો. જાણે તે કોઈ અદ્દભુત સ્વપ્ન જોઈ રહ્યો હોયની! એમ તેને ભાસવા માંડ્યું. તે પેટીની સહાયતાથી પોતે પેલા કૂતરાને બોલાવી શકશે અને તેમની પાસે તે પોતાને જોઇતું ધન મંગાવી શકશે એ કલ્પના તેને સ્વપ્નમાં પણ નહોતી.

ગમે તેમ હો પણ કૂતરાએ તેના મોઢા આગળ જે ધન લાવીને મૂક્યું હતું તે ખેડૂતને ઘણા ખપમાં આવ્યું. તેના લેણદારનું લેણું તેણે પૈએ પૈ ચૂકવી આપ્યું અને જે માણસે તેનું ઘર હરરાજીમાં રાખ્યું હતું તેને મોઢે માગ્યા પૈસા આપીને તેણે તે વેચાતું લઈ લીધું. પુનઃ ખેડૂત શહેરમાં જઇને પોતાની હવેલીમાં રાજા પ્રમાણે રહેવા લાગ્યો. તેણે ફરીથી ઘરમાં સારી સંખ્યામાં દાસ દાસીઓ રાખ્યાં. તેના જે મિત્રો તેના ખરાબ વખતમાં તેને ત્યજી ગયા હતા તે ધીમે ધીમે તેને ઘેર આવવા લાગ્યા; પણ ખેડૂત તેમની સાથે વાત પણ કરતો નહિ; માત્ર એટલું જ નહિ, પણ વિપદ્દના વખતમાં તેની વિડંબના કરનાર સ્વાર્થ-

સાધુ મિત્રોનું તેણે મુખ પણ જોયું નહિ. તેમને પોતાના ઘરમાં ન આવવા દેવાનો તેણે પોતાના દાસોને હુકમ કર્યો. હવે બીજા નવા નવા માણસો તેની પાસે આવીને તેની સાથે મૈત્રી કરવાની ચેષ્ટાઓ કરવા લાગ્યા. ખેડૂત તેમની સાથે આમોદ પ્રમોદ કરતો હતો અને પહેલાંના કરતાં પણ વધારે ખુલ્લે હાથે તે ખર્ચ કરવા લાગ્યો. જ્યારે જ્યારે તેની પાસેનું ધન ખૂટી જતું ત્યારે તે પેલી રૂપાની નાનકડી પેટી બહાર કાઢતો અને તેને ઉઘાડીને સુવર્ણદંડ બહાર કાઢીને તે તેના પર અફાળી કૂતરાને પોતા પાસે બોલાવતો અને તેમને આજ્ઞા કરીને તેમની માર્ફત પ્રચુર ધન પ્રાપ્ત કરતો. આ પ્રમાણે તે ખેડૂત પૂર્ણ આમોદ પ્રમોદ અને આનંદ વિલાસમાં પોતાના દિવસો ગાળતો હતો.

એક દિવસ ખેડૂતના સાંભળવામાં આવ્યું કે રાજાએ તેની કન્યાને એક નિર્જન મહાલયમાં પૂરી રાખેલી છે. રાજકન્યાની બહાર ફરવા જવાની ઇચ્છા થાય છે તોપણ તેને બહાર કાઢવામાં આવતી નથી. નિત્ય અમુક વેળાયે રાજા રાણી કન્યા પાસે જાય છે અને તેને યથાસમય આહારાદિ તે સ્થાને જ મોકલવામાં આવે છે. અનેક રાજકુમારોએ તે કન્યા સાથે પરણવા પોતાની ઇચ્છા વ્યક્ત કરી છે કિન્તુ રાજકન્યાને કોઈ રાજકુમાર પસંદ પડતો નથી. રાજાની તે માત્ર એકની એક કન્યા છે અને તેના વિના તેને બીજું કાંઈ સંતાન ન હોવાથી રાજા તેની ઇચ્છા વિરુદ્ધ તેને પરણાવવા ઇચ્છતો નથી. રાજકન્યાની જન્મોત્રી જોઇને એક પરદેશી જોશીએ કહ્યું છે કે તે એક ખેડૂતના છોકરા સાથે પરણશે. પોતાની કન્યા એક ખેડૂતના છોકરા સાથે લગ્ન કરે એ વાત રાજાને જરા પણ ગમતી નથી માટે જ રાજાએ તેને ઉદ્યાનના એક એકાંત મહાલયમાં કેદ કરેલી છે અને તે તેને મહાલયની બહાર જવા દેતો નથી.

નવા મિત્રોના મુખથી આ વાર્તા સાંભળીને ખેડૂતના મનમાં ઘણો જ આનંદ થયો. તેણે પોતાના મનમાં વિચાર્યું કે: "મારે પરમેશ્વરનો આભાર માનવો જોઇએ; તેણે મારામાટે જ એ રાજકન્યાને ઉત્પન્ન કરી છે. નાનપણથી જ રાજકન્યા સાથે પરણવાના જે વિચાર મારા મનમાં આવતા હતા તે અકારણ તો નહોતા આવતા. તે વિચાર દૈવપ્રેરિત જ હોવા જોઇએ. મારી માતા મને કોઈ ખેડૂતની પુત્રી સાથે પરણાવવાને ઘણું ઘણું કરતી તથાપિ હું પરણતો નહોતો તેમાં પણ ઇશ્વરનો હાથ હોવો જોઇએ." તે દિવસથી તે ખેડૂત રાજકન્યા વિશે અને તેટલી ખબર મેળવવા લાગ્યો.

વિશેષ તપાસ કરતાં ખેડૂતને જણાયું કે રાજકન્યાને એકાંતમાં રાખેલી છે અને તેની પાસે કોઈ પણ માણસને જવા દેવામાં આવતું નથી. ઘણી ઘણી મેહનત કરવા છતાં મોટા મોટા રાજકર્મચારીઓ પણ રાજકન્યાના મુખનું દર્શન કરી શકતા નથી. આ ઉપરથી ખેડૂતે અનુમાન કર્યું કે રાજકન્યા અવશ્ય પરમાસુંદરી હોવી જ જોઇએ.

રાજકન્યાને જોવામાટે ખેડૂતને પ્રબળ અભિલાષા થઈ; પણ જેનું મુખ મોટા મોટા રાજકર્મચારીઓ પણ જોઈ શકતા નહોતા તેનું મુખ તે પોતે કઈ રીતે જોઈ શકે? વિશેષમાં રાજકન્યાને મહાલયમાંથી બહાર ફરકવાની સખ્ત મનાઈ હતી એટલે દૂરથી પણ તેના મુખચંદ્રના દર્શનનો લાભ તેને મળી શકે તેમ નહોતું. રાજકન્યાને કેવી રીતે મળવું એ વિશે ખેડૂત વિચાર કરવા લાગ્યો. કેટલાક દિવસ સુધી વિચાર કર્યાં પછી તેને પોતાના કૂતરાની વાત યાદ આવી. તેણે પોતાના મનમાં વિચાર્યું કે 'તે કૂતરા ગુલામોની માફક મારા વશીભૂત છે તેથી હું તેમને જે આજ્ઞા કરીશ તે આજ્ઞાને તે જરૂર અમલમાં મૂકશે જ.' આવો વિચાર કરીને તેણે રૂપાની પેટી બહાર કાઢી અને સુવર્ણદંડ તેના ઉપર ત્રણ વખત ઠોક્યો એટલે ત્રણે કૂતરા ત્યાં આવી હાજર થયા. ખેડૂતે તેમને કહ્યું: "હે શ્વાનો, તમે મારું ઘણું કામ કર્યું છે; પરંતુ આજે હું તમને એક વિશિષ્ટ કાર્ય સોંપું છું. જો તે કાર્ય તમે બજાવશો તો હું આખી જિંદગી સુધી તમારા ઉપકાર નીચે દબાયલો રહીશ. આ દેશના રાજાની એક કન્યા છે, તેને તેણે ઉદ્યાનના એક એકાંત મહાલયમાં કેદ કરી છે, તે ઉદ્યાનમાં કોઈ પણ માણસને જવાની સખ્ત મનાઈ છે અને તે રાજકન્યાને મળવાની મને ઇચ્છા થઈ છે માટે તમે તેને મારી પાસે લઈ આવો."

ખેડૂતની આ આજ્ઞા સાંભળીને કૂતરા ત્યાંથી ચાલ્યા ગયા. રાત્રિભોજન કર્યાં પછી રાજકન્યા નિદ્રાને આધીન થઈ એટલે કૂતરાઓ તેના મહાલયમાં ગયા અને ત્રણે કૂતરાએ મળીને રાજકન્યાનો સોનાનો પલંગ ઉપાડ્યો અને નિમેષ માત્રમાં તેને તે ખેડૂત પાસે લઈ ગયા. રાજકન્યાનું રૂપ જોઇને ખેડૂત આશ્ચર્યચકિત થઈ ગયો. આવી ઇન્દ્રની અપ્સરાને કોરાણે મૂકે એવી સ્વરૂપવતી સુંદરીને તેણે પોતાના જન્મારામાં જોઈ નહોતી.

કેટલીક્વાર સુધી તે તે રૂપરાશિ તરફ જોઇ જ રહ્યો. તેના હૃદયમાં એકદમ પ્રેમની ઊર્મિ ઉછળી આવી. રાજકન્યાના ગાલપર તેણે વહાલના આવેશમાં એક ચુંબન કર્યું અને તેના હાથની ટચલી આંગળીએ જે વીંટી હતી તે કાઢી લઇને પોતાની વીંટી તેને પહેરાવી દીધી.

પછી તેણે તે રાજકન્યાને તેના મહાલયમાં લઈ જવાની કૂતરાઓને આજ્ઞા કરી.

યથાસમય રાજકન્યાની નિદ્રાનો ભંગ થયો. ઉંઘમાં તેને એક સ્વપ્ન આવ્યું હતું અને તેમાં તેણે તે ખેડૂતને જોયો હતો. જાગ્યા પછી તેની દૃષ્ટિ પોતાની ટચલી આંગળી ઉપર પડી એટલે હીરાની બહુમૂલ્ય વીંટી જોઇને તે આશ્ચર્યચકિત થઈ ગઇ. તેના મનમાં સંદેહ થયો કે તેણે જે દૃશ્ય સ્વપ્નમાં જોયું હતું તે ખરેખરું બનેલું જ હોવું જોઇએ. તેણે પોતાનાં માતાપિતાને બોલાવી મંગાવ્યાં, તેમને સ્વપ્નની તમામ વાત કહી અને આખરે તેમને પોતાની ટચલી આંગળીએ જે વીંટી હતી તે બતાવી.

રાજકન્યાની વાર્ત્તા સાંભળીને રાજા અને રાણી આશ્ચર્યથી દિગ્મૂઢ જેવાં થઈ ગયાં. રાજકન્યા મહાલયમાંથી બહાર નીકળી નહોતી. તેણે રાત્રિભોજન કર્યું અને નિદ્રાધીન થઈ ગઈ ત્યાં સુધી તેઓ તેની પાસે જ હતાં અને ઉંઘમાંથી જાગ્યા પછી તરત જ રાજકન્યાએ તેમને પોતાની પાસે બોલાવ્યાં હતાં આથી તેના હાથે કાંઈ અપરાધ થયો હોય એવી સંભાવના ઘણી ઓછી હતી. રાજમહાલયમાં એક વૃદ્ધ ડોસી વિના અન્ય કોઈ નહોતું. તે ડોસીએ રાજકન્યાને ઉછેરીને મોટી કરી હતી તેથી તેના હાથે તેનો કાંઈ અપકાર થાય એ બનવા યોગ્ય નહોતું. તોપણ તેને એકાંતમાં બોલાવીને ધમકાવીને રાણીએ તેને પૂછ્યું કે: "આજ રાત્રિએ રાજકન્યાનાં મહાલયમાં કોઈ અજાણ્યો પુરુષ આવ્યો હતો કે? જે સાચેસાચું હોય તે કહી નાખ; નહિ તો અમે તને શિકારી કૂતરા પાસે ફાડી ખવડાવીશું."

તે ડોસી રાજકન્યાને બહુ જ ચહાતી હતી. તેણે કહ્યું: "બા, આપ આ શું બોલો છો? આજ રાત્રિએ અહીં કોઈ પુરુષ આવ્યો નથી અને જો કોઈ આવવાનો યત્ન કરે તો હું તેને આવવા પણ કેમ દઉં? રાજકન્યાની આંગળીએ જે વીંટી છે તે વીંટી લઇને આપ શહેરમાં તપાસ કરાવો એટલે જો કોઈ માણસ ચોરી છુપીથી રાજકન્યાના મહાલયમાં આવ્યો હશે તો તે પકડાઈ જશે એટલે પછી આપ તેને ફાંસીના લાકડે લટકાવજો."

તે ડોસીનું આ કહેવું સાંભળીને રાજકન્યાએ કહ્યું: "જો તે પુરુષને ફાંસી દેવામાં આવશે તો હું પણ ગળે ફાંસો ખાઈ મરણને શરણ થઇશ; કારણ કે સ્વપ્નમાં મારું લગ્ન તેની સાથે થઈ ગયું છે એટલે તે મારો પતિ થઈ ચૂક્યો છે. અર્થાત્ જો તેને મારી નાખવામાં આવશે તો હું વિધવા થઇશ."

રાજકન્યાનું આ બોલવું સાંભળીને રાજા અને રાણી હસી પડ્યાં. તેમણે વિચાર્યું કે જ્યારે કન્યાની મરજી તેની સાથે પરણવાની છે તો પછી તે મળી આવે તો તેની સાથે તેને પરણાવવી. રાજકન્યાની આંગળીએ જે વીંટી હતી તે ઘણી કીમતી હોવાથી તેમણે ધાર્યું કે: 'આવી કીમતી વીંટીનો માલિક સાધારણ માણસ તો નહિ જ હોય! તે વીંટી કોઈ ખેડૂતની નહિ હોય; પણ કોઈ રાજપુત્રની જ હશે!'

મનમાં આવો નિર્ધાર કરીને રાજાએ નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે: 'જે પુરુષે રાજકન્યાને અમૂલ્ય વીંટી પહેરાવી છે તેણે એકદમ રાજા પાસે જઇને તેને મળવું; કારણ કે રાજા તેને રાજકન્યા સાથે પરણાવવા ઇચ્છે છે, રાજાનો આ ઢંઢેરો ખેડૂતના જાણવામાં આવ્યો એટલે તે રાજા પાસે ગયો અને તેને કહ્યું કે: "રાજકન્યાને વીંટી મેંજ પહેરાવી છે." આ બાબતની વિશેષ તપાસ કરવામાટે રાજા તેને પોતાની કન્યા પાસે લઈ ગયો. રાજકન્યા પોતાના મહાલયની બારીમાં બેઠી બેઠી કાંઇક વિચાર કરી રહી હતી એવામાં રાજા ખેડૂતને લઇને તેની પાસે ગયો. ખેડૂતને દૂરથી જોઇને રાજકન્યાએ તેને ઓળખી લીધો. ઉચ્ચ સ્વરથી તેણે પોતાના પિતાને કહ્યું: "પિતાજી! મને રાત્રે વીંટી પહેરાવનાર મારા સ્વામી એ જ છે અને એમની સાથે જ હું સ્વપ્નમાં પરણી ચૂકી છું."

ખેડૂત દેખાવમાં ઘણો જ રૂપાળો હતો અને તેણે ઘણો જ ઉંચો પોશાક પહેર્યો હતો તેથી તે કોઈ મોટા રાજાના પુત્ર જેવો લાગતો હતો. તેને કોઈ વાતની ખોટ કિંવા કમીના નહોતી તેથી તે હરહમેશાં આનંદિત અને પ્રસન્નચિત્ત રહ્યા કરતો હતો. રાજાએ તેને રાજકુમાર સમજી લીધો અને તેથી તેને કાંઈ પણ પૂછ્યા વિના તેની સાથે રાજકન્યાને પરણાવી દીધી. રાજાને તે માત્ર એકની એક કન્યા હતી તેથી તેના લગ્ન વખતે તેણે ઘણી ધામધૂમ કરી. કેટલાક દિવસ સુધી રાજ્યમાં મોટો ઉત્સવ ચાલ્યો, ગરીબોને પુષ્કળ દાન આપવામાં આવ્યું અને કેટલાક દિવસ સુધી આખા શહેરને જમણ આપવામાં આવ્યું. નગરજનો અને ગરીબ ગુરબાંએ સંતોષ પામીને વરકન્યાને ઘણા આશીર્વાદ આપ્યા. ખેડૂતની ઘણા દિવસની ઉચ્ચ અભિલાષા પરિપૂર્ણ થઈ. પુનઃ ધનવાન્ થયા પછી તેણે પોતાની માતાને પોતાની હવેલીમાં લાવીને રાખી હતી. પરણી રહ્યા પછી પોતાની પત્નીને લઇને તે પોતાને ઘેર ગયો. પોતાના પુત્રને ખરેખાત રાજકન્યા સાથે પરણેલો જોઇને માતાને ઘણો આનંદ થયો અને પુત્રને સુખી થયેલો જોઇને માતા પણ સુખમાં પોતાના દિવસ વીતાડવા લાગી.

—

## રાણીનું ગુપ્ત ધન

પુરાતન કાળમાં એક દેશમાં એક ઘણો દરિદ્ર માણુસ રહેતો હતો. તેને ફક્ત એક છોકરી હતી અને તે વિના તેના ઘરમાં અન્ય કોઈ માણુસ નહોતું. ગામના એક છેડે એક કુટીરમાં વાસ કરીને તે માણુસ ઘણા કષ્ટથી પોતાના દિવસ વીતાડતો હતો. તેનું વય ઝાઝું નહોતું પણ તે ચિન્તારૂપિણી ચિતાથી બળતો હોવાથી ભર જવાનીમાં પણ વૃદ્ધ જેવો દેખાતો હતો.

તે માણુસની છોકરી રૂપરૂપની મણી સમાન હતી. જેવી તે શરીરે સ્વરૂપવતી હતી તેવી જ તેની બુદ્ધિ પણ તીવ્ર હતી. તે જો કોઈ જોડે વાત કરતી તો તેની વાર્ત્તા સાંભળીને તે માણુસ તેનાં જ્ઞાન અને સમજણનાં વખાણુ કર્યાં વિના રહી શકતો નહિ એવી તે જ્ઞાનથી ભરેલી વાતો કહેતી. પુત્રી, પોતાની બુદ્ધિના યોગે, તેનો પિતા થોડું ઘણું રળી લાવતો તોપણુ કરકસર અને મિતવ્યયથી ઘણી સારી રીતે ઘરનો વ્યવહાર ચલાવતી હતી.

એક દિવસ તે છોકરીએ દેશના રાજા પાસે જઈને તેની પાસેથી કાંઈક મદદ માગવામાટે પોતાના પિતાને કહ્યું અને રાજા પાસે જઈને શું શુ બોલવું અને કેવી રીતે વર્ત્તવાથી તથા શું બોલવાથી રાજા તેના પર પ્રસન્ન થશે તે સર્વ તેણે પોતાના પિતાને ઉત્તમ રીતે શીખવ્યું.

તે છોકરીનો બાપ રાજા પાસે ગયો અને પોતાની છોકરીના શીખવ્યા પ્રમાણે રાજા પાસે તેણે મદદ માગી. તેનું જ્ઞાનથી પરિપૂર્ણ બોલવું સાંભળીને રાજાએ તેને કહ્યું: "હે વૃદ્ધ! તમે આજ મારી આગળ જે બોલી ગયા છો તે તમે તમારી મેળે બોલ્યા નથી, કિન્તુ તે તમને કોઈએ શીખવ્યું હોય અને પોપટની માફક તમે તે અહીં બોલી ગયા હો તેમ જણાય છે. આવી જ્ઞાનપૂર્ણ વાર્ત્તા તમારા મુખમાંથી નીકળે એ મને સર્વથા અસંભવિત જણાય છે. માટે તમે તે કોની પાસેથી શીખી લાવ્યા છો તે મને કહો."

તે વૃદ્ધે કહ્યું: "મહારાજ! મારી પોતાની પુત્રીએ આપના આગળ કેવી રીતે બોલવું તે શીખવીને મને અહીં મોકલ્યો છે."

વિસ્મય પામીને રાજાએ કહ્યું: "હે વૃદ્ધ! તમારી છોકરીની ઉમર કેટલી છે? અને તે ક્યાં સુધી અને કોને ત્યાં ભણી છે?"

થોડીકવાર સુધી વિચાર કરીને તે વૃદ્ધે કહ્યું: "મહારાજ! મારી છોકરીની ઉમર પંદર વર્ષની છે. મારી પાસે ધન ન હોવાથી હું તેને તે આટલી મોટી થઈ તોએ પરણાવી શક્યો નથી. તેણે કયા ગુરુ પાસેથી શિક્ષણુ લીધું છે એ વિશે આપ પૂછો છો પણુ અમે ગરીબ માણુસો

પુત્રીને ભણાવી કઈ રીતે શકીએ? જગન્નિયંતા જગદીશ્વર વિના તેનો બીજો કોઈ ગુરુ નથી. હું પોતે તો સાધારણ બુદ્ધિનો માણસ છું. તે છોકરી ઘણી બુદ્ધિમતી હોવાથી તે મને જે ઉપાય બતાવે છે તે ઉપાયે હું અર્થ લાભ કરું છું અને આ રીતે અમે અમારું જીવન ગાળીએ છીએ."

વૃદ્ધનાં ઉપલાં વચનો સાંભળીને રાજા વિચારમાં પડી ગયો. યોગ્ય કન્યા ન મળવાથી હજી સુધી તેણે લગ્ન કર્યું નહોતું. તે વૃદ્ધની પુત્રી ગુણવતી અને વિદુષી છે કે કેમ એની તપાસ કરવામાટેની તેને ઈચ્છા થઈ. કેટલીકવાર સુધી મનમાં વિચાર કર્યાં પછી તેણે તે વૃદ્ધને હંસનું એક ઈંડું આપીને કહ્યું: "વૃદ્ધ! તમારી પુત્રી ઘણી બુદ્ધિમતી છે એ મેં પહેલાં પણ સાંભળેલું છે. તેને આ ઈંડું આપીને કહેજો કે આમાંથી એક હંસનું શાવક મેળવવાની રાજાની મરજી છે. અર્થાત્ મારો આદેશ તેને કહી સંભળાવજો."

રાજાની આ આજ્ઞા સાંભળીને ઈંડું લઈ દુઃખિત મનથી તે વૃદ્ધ પોતાના ઘર તરફ ચાલ્યો અને ઘેર જઈ છોકરીને પેલું ઈંડું આપીને રાજાએ જે આદેશ કર્યો હતો તે કહી સંભળાવ્યો. તે ઈંડું હાથમાં લઇને છોકરીએ તપાસીને જોયું તો તેને જણાયું કે તે ઈંડાને સિદ્ધ કરવામાં આવેલું હતું અને તેમાં રહેલું શાવક ક્યારનુંય મૃત્યુ પામેલું હતું. રાજાએ તે ઈંડું શા હેતુથી મોકલ્યું હતું તે તે છોકરી સમજી ગઈ અને તેથી કેટલોક વખત સુધી વિચાર કર્યાં પછી તેણે કેટલાક વટાણા લઇને શેકવા માંડ્યા.

વટાણા શેકાઈ રહ્યા પછી તે પોતાના પિતાને આપીને તેણે કહ્યું: "પિતાજી! આ વટાણા લઈ જઇને કાલ તમે ખેતરમાં વાવજો અને વાવતી વખતે પરમેશ્વરને ઉદ્દેશીને કહેજો કે: "હે ભગવન્, આ વટાણા ઝટ ઉગાડીને તેનાં મોટાં ઝાડ કરી નાખો."

આનંદિત થઇને બીજે દિવસે સવારમાં વૃદ્ધ વટાણા લઇને ખેતરમાં ગયો અને તેની પુત્રીએ કહ્યું હતું તેવી રીતે કાર્યનો તેણે આરંભ કરી દીધો. સદ્ભાગ્યે તે જ દિવસે રાજા તે ખેતર પાસે થઇને જતો હતો. વૃદ્ધને જોઇને તે તેની પાસે ગયો અને તે જે કામ કરતો હતો તે જોવા લાગ્યો. તે વૃદ્ધના બોલ સાંભળીને રાજા પોતાના હાસ્યને રોકી શક્યો નહિ. હસતાં હસતાં તે વૃદ્ધને સંબોધીને તેણે કહ્યું: "હે વૃદ્ધ! શેકેલા વટાણા તે ઉગતા હશે અને તેનાં તે વળી મોટાં ઝાડ થતાં હશે કે? શું તું એમ ધારે છે કે ભગવાન તારી પ્રાર્થના સાંભળશે અને આ શેકેલા વટાણાને ઉગાડીને મોટાં ઝાડ બનાવશે? ભલા, માણસ! તને એટલી પણ ખબર નથી કે શેકેલું અનાજ કોઈ દિવસે ઉગી શકતું નથી!"

રાજાનો ઉપલો પ્રશ્ન સાંભળીને વૃદ્ધે હસીને કહ્યું: "મહારાજ! જો સિદ્ધ કરેલા ઇંડામાંથી હંસનું બચ્ચું નીકળી શકે તો પછી શેકેલા વટાણા ઉગી કેમ ન શકે?

રાજાએ ગંભીરતાથી કહ્યું: "કોણ કહે છે કે સિદ્ધ કરેલા ઇંડામાંથી જીવતાં બચ્ચાં નીકળી શકે છે?"

રાજાના આ પ્રશ્નનું કાંઈ ઉત્તર તે વૃદ્ધ આપી શક્યો નહિ. કેટલીક વાર સુધી તે ચિંતામગ્ન સ્થિતિમાં ત્યાં ઉભો રહ્યો. પછી તેણે કહ્યું; "મહારાજ! મોટા માણસનું આવું બોલવું છે. મોટા માણસ કદાપિ મિથ્યા ભાષણ કરતા નથી એ વાત તો નિર્વિવાદ છે."

તે વૃદ્ધના કહેવાનો ભાવ રાજા સમજી ગયો. તેના મનની ખાતરી થઈ કે તે વૃદ્ધની છોકરી અવશ્ય મહાબુદ્ધિમતી છે ને તે છોકરીનું શીખવેલું જ તેનો બાપ બોલે છે. હજી તે છોકરીની વિશેષ પરીક્ષા કરવાનો તેણે પોતાના મનમાં વિચાર કર્યો. તે વૃદ્ધને પીતળનો એક લોટો આપીને રાજાએ કહ્યું: "હે વૃદ્ધ! આ લોટે લોટે જો તમે સમુદ્રના તમામ જળનું પાન નહિ કરી જાઓ તો હું તમને અને તમારી પુત્રી બંનેને હાથીના પગ તળે ચગદાવીને મારી નખાવીશ."

રાજાનું આ બોલવું સાંભળીને વૃદ્ધ ઘણો ઉદાસ થઈ ગયો. પોતાની પુત્રી પાસે જઇને તેને લોટો આપીને તેણે કહ્યું: "પુત્રી આજે રાજાએ જે આજ્ઞા કરી છે તેનું પાલન તો આપણાથી નહિ જ થઈ શકે; કારણ કે તેમણે આપણને એવો આદેશ કર્યો છે કે આ લોટાવડે સમુદ્રના બધા જળનું પાન કરી જવું. સમુદ્રનું અગાધ જળ કેમ કરીને પી શકાય વારુ? તે માણસથી પીધું ખૂટે તેમ ક્યાં છે?' તેમણે મને એવું કહ્યું છે કે મારે અને તારે મળીને મહાસાગરનું બધું જળ પી જવું અને જો તે આપણે પી ન શકીએ તો તે આપણને હાથીના પગ તળે ચગદાવીને મારી નખાવશે." તેનું આ બોલવું સાંભળી તેને ધીરજ આપીને છોકરીએ ઘરમાંથી એક ઝારી લાવીને વૃદ્ધને આપીને કહ્યું: "પિતાજી! આ ઝારી રાજાને આપીને કહેજો કે: "મહારાજ! પહેલાં નવસો નવ્વાણું નદીઓનાં જળ આ ઝારીમાં ભરીને તેનું મુખ બંધ કરો અને લગાર પણ પાણી સમુદ્રમાં આવવા દેશો નહિ એટલે અમે 'મહાસાગરનું બધું પાણી પી જઇશું."

પુત્રીએ આપેલી ઝારી હાથમાં લઈ આનંદિત મનથી વૃદ્ધ રાજા પાસે ગયો અને તે ઝારી રાજાને આપીને તેણે કહ્યું: "કૃપાનિધાન! અમે મહાસાગરનું બધું જળ પી જવાને તૈયાર છીએ; પરંતુ મહાસાગરમાં નવસો નવ્વાણું નદીઓનાં જળ અહોરાત્રિ આવ્યાં કરે છે

એટલે અમે જેમ જેમ જળ પીતાં જઇએ તેમ તેમ નવું જળ આવતું જ જાય એટલે એ ખૂટી કેવી રીતે શકે? માટે આપ પહેલાં નવસો નવ્વાણું નદીઓનાં જળ આ ઝારીમાં ભરીને તેનું મુખ બંધ કરો એટલે પછી અમે મહાસાગરનું બધું પાણી પી જઇશું."

વૃદ્ધના મુખથી ઉપલાં વચનો સાંભળીને રાજાના મનની પૂરેપૂરી ખાતરી થઈ ગઈ કે વૃદ્ધની કન્યા અવશ્ય મહા બુદ્ધિશાલિની છે. તેની બુદ્ધિથી તે ઘણો જ પ્રસન્ન થયો. તેણે તે વૃદ્ધને તે છોકરીને પોતાની સાથે પરણાવવાનું કહ્યું.

રાજાનો પ્રસ્તાવ સાંભળીને પ્રથમ તો વૃદ્ધને ઘણો જ અચંબો થયો પણ જ્યારે તેને જણાયું કે રાજા ખરા મનથી તેની પુત્રીની માગણી કરતો હતો ત્યારે તેણે તે માગણી સ્વીકારી લીધી અને પુલકિત ચિત્તથી તે પોતાને ઘેર ગયો. તેણે રાજાની ઇચ્છા પોતાની પુત્રીને જણાવી. વૃદ્ધની પુત્રીએ રાજાને પોતાની પાસે બોલાવીને કહ્યું: "મહારાજ! આપની સાથે લગ્ન કરવામાં મને કોઈ પણ પ્રકારનો વાંધો નથી; પરંતુ પરણ્યા પહેલાં હું આપની પાસેથી એક વચન લેવા ઇચ્છું છું અને તે એ કે, જો આપ મારાપર ગુસ્સે થશો તો હું આપના મહાલયમાં નહિ રહું પણ એક સ્વતંત્ર મકાનમાં શહેર બહાર રહીશ અને જતી વખતે હું રાજમહાલયમાંથી મારું ગુપ્ત ધન મારી સાથે લેતી જઇશ."

રાજાએ તેને આ પ્રમાણે કરવા દેવાનું કબૂલ્યું એટલે તે વૃદ્ધની તનયા તેની સાથે પરણવા સંમત થઈ. રાજા ઘણી ધામધૂમથી તેની સાથે પરણ્યો. પોતાને જોઇતી હતી તેવી જ સ્ત્રી પ્રાપ્ત થવાથી રાજા પૂર્ણ સુખમાં પોતાનું જીવન ગાળવા લાગ્યો.

આ પ્રમાણે કેટલાંક વર્ષ ચાલ્યાં ગયાં. એક દિવસ કાંઈ કારણવશાત્ રાજા રાણીપર ગુસ્સે થયો અને તેણે રાણીનો તિરસ્કાર કર્યો. તે વખતે રાણી કાંઈ બોલી નહિ પણ રાજા જ્યારે શાન્ત થયો ત્યારે તેણે કહ્યું: "મહારાજ! મારાપર ગુસ્સે થઇને આપે મારો તિરસ્કાર કર્યો છે તેથી હવે હું આ રાજમહાલયમાં રહેવું ઉચિત ધારતી નથી. વિવાહ પૂર્વે મેં આપની પાસેથી જે વચન લીધું છે તે પ્રમાણે જો આપ અનુમતિ આપો તો હું કરું!"

રાજા એકવચનશીલ હોવાથી જો તેની ઇચ્છા મહાલયમાં રહેવાની ન હોય તો તેને જોરજુલ્મથી રાખવાનો તેણે યત્ન કર્યો નહિ. તેણે કહ્યું: "રાણી! રાજમહાલયમાંથી તું શી વસ્તુ લઈ જવાની ઇચ્છા કરે છે?"

રાણીએ કહ્યું: "મહારાજ! આ દુનિયામાં હું જેને મારા જીવ કરતાં પણ અધિક ચાહું છું તેને હું મારી સાથે લઈ જઇશ. હું આપને

વચન આપું છું કે હું આપના મહાલયમાંથી ફક્ત એક જ ચીજ લઈ જઈશ. એક કરતાં વધારે નહિ લઈ જાઉં. એ વિશે આપ નિશ્ચિત રહેજો."

રાણીનું આ કથન સાંભળીને રાજા કાંઈ બોલ્યો નહિ. તે દિવસે રાત્રિએ રાજાના પીવાના પાણીમાં રાણીએ છુપી રીતે એક દ્રવ્ય મિશ્રિત કર્યું. જલપાન કરીને રાજા સૂઈ રહ્યો એટલે ગાઢ નિદ્રામાં પડી ગયો. પછી રાણીએ પોતાનાં માણસોને બોલાવીને રાજાનો પલંગ તેમની પાસે ઉંચકાવી લીધો અને તે તેને શહેર બહાર એક અટ્ટાલિકામાં લઈ ગઈ. શહેર બહાર આ અટ્ટાલિકા રાણીએ છુપી રીતે પોતાના માટે બંધાવી હતી. સમય આવતાં તે તે અટ્ટાલિકામાં ગઈ.

રાજા આખી રાત્રિ ગાઢ નિદ્રામાં નિદ્રિત રહ્યો. બીજે દિવસે સૂર્ય ઉગ્યો અને સૂર્યનો તડકો રાજાના પલંગપર પડ્યો ત્યારે તેની નિદ્રાનો ભંગ થયો. રાજા બેઠો થયો અને પલંગપર બેસીને ચારે તરફ જોવા લાગ્યો. ભારે આશ્ચર્ય વચ્ચે તેને જણાયું કે તે તેના પોતાના મહાલયમાં નહોતો. તેને અહીં કોણ અને કેવી રીતે લાવ્યું હશે તે વિશે તેના મનમાં આશ્ચર્ય થવા માંડયું.

. તે મહાલયમાં રાણી વિના અન્ય કોઈ માણસ ન હોવાથી તે કોઇને કાંઈ પણ પૂછી શક્યો નહિ. નિતાન્ત વિરક્ત થઈ અંતે તે પોતાના મન સાથે બોલ્યો: "અરે, હું અહીં ક્યાં આવ્યો છું?"

રાણી જાણી જોઇને રાજાની પાસે રહી નહોતી પણ તે રાજાની સર્વ ચેષ્ટા જોઈ શકે તેવી રીતે પાસેના ઓરડામાં ઉભી હતી. રાજાને ઉપર પ્રમાણે બોલતો સાંભળીને તે દોડતી દોડતી તેની પાસે ગઈ અને તેની તરફ જોઇને અતિશય વિનીત ભાવથી તેણે કહ્યું: "કેમ, મહારાજ! આપ ક્યાં છો એ વિશે શું આપ વિચાર કરો છો? આપ મારા મહાલયમાં છો. આપની આજ્ઞાનુસાર મેં રાજમહાલયનો ત્યાગ કર્યો છે અને મારી પ્રતિજ્ઞા પ્રમાણે મારું ગુપ્ત ધન હું મારા મહાલયમાં લાવી છું. પ્રાણેશ્વર! જેને હું મારા પ્રાણ કરતાં પણ અધિક ચાહું છું, જગત્‌ને સર્વ પદાર્થ કરતાં જે મને વધારે પ્રિય છે તેને હું મારી સાથે મારા નિવાસસ્થાનમાં લાવી છું. હૃદયેશ્વર! પતિ કરતાં પત્નીને આ દુનિયામાં બીજું શું વધારે વ્હાલું હોઈ શકે? આપ મારા જીવનેશ્વર છો, આપ મને મારા જીવ કરતાં પણ વધારે વ્હાલા છો અને આપ જ મારું ગુપ્ત ધન છો તેથી જ આપને હું મારી અટ્ટાલિકામાં લાવી છું. આમ કરવામાં મારો કાંઈ અપરાધ થયો હોય તો હું આપની પાસે ક્ષમાની યાચના કરું છું!"

રાણીનું આ કથન સાંભળીને રાજા એટલો બધો પ્રસન્ન થઈ ગયો કે તે ઝટ પલંગમાંથી ઉઠ્યો અને રાણીને સાદર આલિંગન આપી તેના મુખપર સેંકડો ચુંબન કરવા લાગ્યો. તેણે કહ્યું: "મારી પ્રાણેશ્વરી! અત્યાર સુધી તારા સંસર્ગમાં રહેવા છતાં હું તને પૂરેપૂરી ઓળખી શક્યો નહોતો. તું મને આટલી સીમા પર્યન્ત ચહાય છે એની મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. તેં મારો કાંઈ અપરાધ કર્યો નથી પણ મેં તારાપર ગુસ્સે થઇને તારો અપરાધ કર્યો છે માટે હું તારી પાસે માગું છું કે તારા પ્રતિ મેં જે ક્રૂર વર્તન ચલાવ્યું છે તે તું ભૂલી જા."

રાજાના મુખમાંથી ઉપલા શબ્દો બહાર નીકળ્યા નહોતા એટલામાં તેના મુખપર હાથ દઇને રાણીએ કહ્યું: "મહારાજ! આપ આ શું બોલો છો? હું તો આપની દાસી છું. મારો આપે તિરસ્કાર કર્યો માટે હું આપને મારા અપરાધી ધારું એ શું બનવા યોગ્ય છે? કૃપા કરીને આવાં વચન ઉચ્ચારી આપ મારા હૃદયમાં મર્મનાં બાણ ન મારો."

પછી રાજા રાણીને પોતાના મહાલયમાં લઈ ગયો. રાણીનું હૃદય પોતે સમજી શક્યો એ માટે રાજા પોતાને અહોભાગ્ય માનવા લાગ્યો. તેણે રાજ્યમાં કેટલાક દિવસ સુધી ઉત્સવ પાળ્યો અને પ્રજાવર્ગને ભાવતાં ભોજન આપ્યાં.

તે દિવસથી રાજાએ રાણી સાથે કોઈ દિવસ કર્કશ વ્યવહાર કર્યો નહોતો. કોઈ દિવસ તે તેનાપર ગુસ્સે થયો નહોતો અને તેનો તિરસ્કાર પણ કર્યો નહોતો. એથી ઉલટી રીતે, તે પ્રત્યેક કાર્ય પોતાની વિદુષી અને બુદ્ધિમતી રાણીનો પરામર્શ લઇને જ કરતો હતો. કેટલાક દિવસોમાં તેમને કેટલાંક સંતાન થયાં અને રાજા રાણી પોતાના પરિવાર સાથે પૂર્ણ આનંદમાં પોતાનો સમય વીતાડવા લાગ્યાં.



## અદલ ઈન્સાફ

કોઈ દેશમાં એક અતિ પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તેના જેવો દિગ્વિજયી રાજા આ જગતમાં બીજો કોઈ પણ થઈ ગયો નથી એમ બોલીએ તો તે અતિશયોક્તિ તો કહી શકાય તેમ નથી જ. શાંતિથી રાજ્ય કરવું તેને મુદ્દલ ગમતું નહોતું. એક રાજ્ય જીતી લેતો એટલે બીજું રાજ્ય જીતવાની કામના તેના મનમાં ઉદિત થતી હતી. પૂર્વે જીતેલા રાજ્યમાં પૂરેપૂરો બંદોબસ્ત જામ્યો ન હોય તેટલામાં તો તે કોઈ બીજા જ રાજ્યપર ચઢાઈ મોકલતો. આમ એક પછી એક રાજ્ય જીતી તેણે અનેક રાજ્યોને હસ્તગત કરી લીધાં હતાં; તોપણ દેશ જીતવાની તેની મનઃકામના પૂરી થઈ નહોતી.

એક વખત રાજ્યમાં ફરવા નીકળવાનું બહાનું કરીને રાજા એક મોટું સૈન્ય લઇને નીકળ્યો. તેની પડોશનાં સર્વ રાજ્યો તેને ખંડણી ભરતાં હતાં તેથી બાકીનાં જે રાજ્યો તેને વશ થયાં નહોતાં અથવા જ્યાંના રાજાઓ તેને નમ્યા નહોતા તેમનાપર તેણે ચઢાઈ કરી અને તે સર્વને પરાજિત કરી તેમના રાજ્યમાં પોતાની આણ વર્તાવી. આખરે તેણે એક પાર્વત રાજ્યપર આક્રમણ કર્યું. પાર્વત રાજા તેનું નામ સાંભળીને ભયભીત થઈ ગયો અને તેની સાથે યુદ્ધ કર્યાં વિના જ તેને શરણે ગયો.

દિગ્વિજયી રાજા પાર્વત રાજાના આચરણથી ઘણો જ સંતોષ પામ્યો. તેણે તેનું રાજ્ય તેને પાછું આપ્યું અને પોતે તે દેશમાં કેટલોક સમય સુધી રહેવાનો છે એવી ઇચ્છા વ્યક્ત કરી. વિજયી રાજાનો મનોભાવ જાણી પાર્વત રાજાએ તેના નિવાસમાટે પોતાનો મહાલય ખાલી કરી આપવાનું કહ્યું. કિન્તુ વિજયી રાજાએ તેને કહ્યું: "રાજન્! રાજમહાલયમાં તો હું અત્યાર સુધી રહ્યો છું. રાજમહાલય અને મોટી મોટી હવેલીઓમાં રહી રહીને હું ધરાઈ ગયો છું. આપનો દેશ મને ઘણો જ પ્રિય લાગે છે. અહીંના જેવી નદીઓ, ઝરણાં, વન અને નિર્મળ મેઘશૂન્ય આકાશ મારા દેશમાં મેં કદાપિ જોયાં નથી. જો તમારા ઉદ્યાનમાં કોઈ મહેલ હોય અને તે તમે મારા નિવાસમાટે મને આપશો તો હું તમારો ઘણો જ આભારી થઇશ. જ્યાં સુધી હું આ દેશમાં રહીશ ત્યાં સુધી મારું સૈન્ય પણ આ દેશમાં જ રહેશે. પણ તેના માટેનો સર્વ બંદોબસ્ત હું મારી મેળે કરી લઇશ. સૈન્યને હું મારા નિવાસસ્થાન પાસે રાખવા માગતો નથી. તમે મને જે મહેલ રહેવામાટે આપશો તેમાં હું મારા કેટલાક ખાસ કર્મચારીઓ સાથે જ રહીશ. આ દેશમાં કેટલોક વખત શાંતિમાં ગાળવાનો મારો મનોભાવ છે. આ દેશના લોકોના રીતિ રિવાજનું જ્ઞાન સંપાદન કરવાની મારી મરજી હોવાથી વચ્ચે વચ્ચે હું આપના પ્રજાજનોમાંના કેટલાકનાં ઘરની ખાસ મુલાકાત લઇશ. આમ કરવામાં મારો કશો રાજદ્વારી હેતુ નથી એ વાત હું તમને ચોખ્ખે ચોખ્ખી કહી દઉં છું."

પાર્વત રાજાએ વિજયી રાજાને રહેવામાટે ઉદ્યાનમાંનો મહેલ આપ્યો. વિજયી રાજાએ ઉદ્યાનથી કેટલેક દૂર પોતાના સૈન્યને રહેવાની ગોઠવણ કરી આપી અને પોતે પાર્વત રાજાએ આપેલા મહેલમાં પોતાના મિત્ર અને કર્મચારીઓને લઇને રહેવામાટે ગયો.

તે ઉદ્યાનની પાસે તે દેશના રાજાના સેનાપતિનું રહેઠાણ હતું. તે સેનાપતિની સ્થિતિ ઘણી જ સારી હતી. તેની પાસે અગાધ ધન-

સંપત્તિ હતી, તેનું કુટુંબ ઘણું જ મોટું હતું, તેને દશબાર પુત્ર હતા. અને તેના ઘરમાં અનેક દાસ દાસીઓ, ભાઈ બ્હેન અને સગાં વહાલાં રહેતાં હતાં તેથી તેનું ઘર દરરોજ માણસોથી ભરેલું ને ભરેલું જ રહેતું. તેના કુટુંબનાં સર્વ માણસો મોટી હવેલીમાં રહેતાં હતાં પરંતુ સેનાપતિ પોતે હવેલી પાસે બંધાવેલા એક સુંદર કુટીરમાં વાસ કરતો હતો. તેના આચાર વિચાર અને રહેણી કરણી જોઇને રાજાને ઘણું કુતૂહલ થવાથી એકાંતમાં તેને ઘેર જઈ તેની સાથે વાર્તાલાપ કરવાની તેને ઇચ્છા થઈ. એક દિવસ તેણે સેનાપતિને તેને તે પોતે મળવા જવાનો છે એ સમાચાર કહાવી મોકલ્યા.

સેનાપતિ ઘણો ચાલાક અને પ્રવીણ માણસ હતો. વિજયી રાજા પોતાને ઘેર પધારવાનો છે એ સમાચાર સાંભળીને તે તેનો આદર સત્કાર કરવાની ગોઠવણ કરવા લાગ્યો અને તેના આવવાના સમયે તેના આગમનની અપેક્ષા કરવા લાગ્યો. યથાસમય રાજા પોતા સાથે માત્ર પોતાના એક મિત્રને લઇને સેનાપતિના કુટીરમાં ગયો. વિજયી રાજાને જોઇને સેનાપતિ ઉભો થયો, ભક્તિભાવથી તેણે તેને પ્રણામ કર્યા અને તેને બેસવામાટે સુવર્ણનું એક આસન આપ્યું. સેનાપતિનો આદર જોઇને રાજા ઘણો પ્રસન્ન થયો અને પોતામાટે તૈયાર રાખેલા આસન-પર બેઠો. સેનાપતિનો પુત્ર અને રાજાનો મિત્ર ત્યાંથી ચાલ્યા ગયા.

કેટલીકવાર સુધી આડી અવળી વાતો કર્યાં પછી વિજયી રાજાએ સેનાપતિને કહ્યું: "સરદાર, તમે કાંઇ જેવા તેવા સાધારણ માણસ નથી. તમારા રાજાનું તમામ સૈન્ય તમારી હથેળીમાં જ છે. તમારા એક વચન માત્રથી દેશનું આખું સૈન્ય પોતાના જીવનનો ઉત્સર્ગ કરવાને પાછી પાની કરે તેમ નથી. તમારી પાસે રહેવાને મોટા મોટા મહાલય અને ખર્ચવાને પ્રચુર સંપત્તિ છે એવું મારા સાંભળવામાં આવ્યું છે તથાપિ તમે આવા સામાન્ય કુટીરમાં વાસ કરો છો એનું કારણ હું સમજી શકતો નથી."

વિજયી રાજાનું આ કથન સાંભળીને ઈષત્ હાસ્ય કરીને સેનાપતિએ કહ્યું: "મહારાજ! પ્રકાંડ અટ્ટાલિકા, પ્રચુર સંપત્તિ, સ્ત્રી, પુત્ર, કન્યા અને પરિવારવર્ગ એમાંનું કાંઈ આપણી સાથે આવવાનું નથી. આ દુનિયામાં આવ્યા ત્યારે આપણે બાંધી મૂઠીએ આવ્યા છીએ અને જઇશું ત્યારે ખાલી હાથે જ જવાના છીએ, ત્યારે જે વસ્તુઓ આપણી સાથે આવવાની નથી કિંવા જેમને આપણે આ દુનિયામાં છોડીને ચાલ્યા જવાનું છે તે વસ્તુઓની માયામાં મુગ્ધ શામાટે થવું? આટલામાટે જ હું આ કુટીરમાં નિવાસ કરીને રહું છું. આ શાન્ત

અને એકાન્ત કુટીરમાં રહીને હું પરમેશ્વરનું જેવી રીતે ભજન કરી શકું છું તેવી રીતે માણસોથી ભરેલી અટ્ટાલિકામાં કરી શકું તેમ નથી. દુનિયાના નાશવંત સુખમાં હું લુબ્ધ નથી પણ સ્વર્ગનું શાશ્વત સુખ પ્રાપ્ત કરવા હું પ્રયત્ન કરું છું અને એટલામાટે જ હું આ કુટી-રમાં રહું છું."

સેનાપતિનું ઉપલું કથન સાંભળીને વિજયી રાજાના મનની ખાતરી થઈ ગઈ કે તે પરમ ધાર્મિક પુરુષ છે, તેથી તે વિશે તેણે કાંઈ પણ સવાલ પૂછ્યો નહિ. થોડીવાર પછી સેનાપતિએ એક ભૃત્યને રાજામાટે કાંઈ ખાદ્ય વસ્તુ લાવવાનો આદેશ કર્યો. ભૃત્યને પહેલેથી શીખવી મૂકવામાં આવેલો હતો તેથી થોડીવારમાં તે સોનાના થાળમાં સોનાની ખજૂર લઇને આવ્યો અને થાળ રાજાના મોં આગળ મૂક્યો.

સોનાના થાળમાં સોનાની ખજૂર જોઇને વિજયી રાજાએ કેટ-લીક પેશીઓ હાથમાં લઇને નિરીક્ષણ કર્યું. પછી સેનાપતિ તરફ જોઇને તેણે પૂછ્યું: "આ સર્વ સોનાની ખજૂર હોય તેમ જણાય છે. આ દેશમાં શું તમે સોનાની ખજૂર ખાઓ છો?"

સેનાપતિએ હસતાં હસતાં ઉત્તર આપ્યું: "ના, મહારાજ! આ દેશના લોકો સોનાની ખજૂર ખાતાં નથી પણ જેવી ખજૂર અન્ય દેશોમાં પાકે છે તેવી જ ખજૂર ખાય છે; પરંતુ આપ સાત સમુદ્ર અને તેર સો નદીઓ પાર કરીને આટલે દૂર સુધી રાજ્ય જીતવામાટે પધાર્યા છો તે સોનાના લોભને લીધે જ છે એમ મારું ધારવું છે અને એટલા-માટે જ મેં આપના માટે સોનાની ખજૂર મંગાવી છે."

સેનાપતિનું આ ઉત્તર સાંભળીને વિજયી રાજા લજ્જિત થઈ ગયો; પરન્તુ તે ભાવ પોતાના મુખપરથી વર્તાઈ ન જાય માટે હસીને તેણે કહ્યું: "નહિ, સરદાર! તમારું ધારવું ભૂલ ભરેલું છે. હું સુવર્ણના લોભથી તમારા દેશમાં આવ્યો નથી. મારી પાસે ધનનો કાંઈ ટોટો નથી. તમે પોતે જાણો છો કે તમારા રાજ્યમાં આવ્યા પછી કોઈ પણ માણસ પાસેથી ધન કઢાવવાની મેં કોઈ દિવસ ચેષ્ટા કરી જ નથી. જો હું ધનના લોભથી અહીં આવ્યો હોત તો તમારા જેવા ધન-વાન્ પુરુષોને મેં ક્યારનાય લૂટી લીધા હોત; પણ હું તેવા હેતુથી અહીં આવ્યો નથી."

વિજયી રાજાનું બોલવું સાચું હતું તેથી સેનાપતિએ તેને કહ્યું: "મહારાજ! જો આપના મનમાં ધનનો લોભ નથી તો પછી આપ શા હેતુથી મારી પર્ણકુટીમાં પધાર્યા છો, તે જો મને જણાવશો તો મોટો ઉપકાર થશે."

વિજયી રાજાએ કહ્યું: "આ દેશના લોકોની નીતિ રીતિ અને આચાર વિચારને જાણુવામાટે જ કેટલાક દિવસ સૂધી આ રાજ્યમાં રહેવાનો મેં નિશ્ચય કર્યો છે. જ્યાં સૂધી એ વિષયનું મને યથાર્થ જ્ઞાન નહિ થાય ત્યાં સૂધી હું આ રાજ્યમાં રહીશ."

રાજાનું આ બોલવું સાંભળી હસીને સેનાપતિએ કહ્યું: "મહારાજ! આપની જો એવી જ ઇચ્છા હોય તો આપ કેટલાક દિવસ સૂધી મારા આ કુટીરમાં રહો. અહીં કેટલાક દિવસ રહેવાથી આપની મનોભિલાષા પૂર્ણ થઈ જશે."

સેનાપતિનો આ પ્રસ્તાવ વિજયી રાજાને પસંદ પડ્યો તેથી પોતાની સાથે માત્ર એક સાથી રાખીને તે ત્યાં રહેવા લાગ્યો. કેટલાક દિવસ પછી પાર્વત પ્રજામાંથી એક જણે સેનાપતિ પાસે આવીને એક બીજા માણુસ સામે ફરિયાદ કરી. તે ફરિયાદની બાબત સાંભળીને વિજયી રાજાને અત્યન્ત કુતૂહલ થયું અને સેનાપતિ તે ફરિયાદનો શો નિકાલ કરે છે તે જાણુવામાટે તે વ્યગ્રતાપૂર્વક અધીર થઈ ગયો.

ફરિયાદીએ સેનાપતિને પ્રણામ કરીને ઘણી સભ્યતાથી ધીમા સ્વરે કહ્યું: "પ્રભુ! કેટલાક દિવસ ઉપર મેં એક ખેતર વેચાતું લીધું હતું. ધનના અભાવને લીધે અત્યાર સુધી મેં તેને પડતર રહેવા દીધું હતું પણુ હાલમાં મેં તેને ખેડવા માંડયું છે. ખેતરમાં હળ લઇને હું ગયો અને ખેડવાનો આરંભ કર્યો કે તરત જ એક સ્થળેથી સુવર્ણુની મોહોરોથી ભરેલી એક દેગડી મારી દષ્ટિએ પડી. તે દેગડી મેં બહાર કાઢી અને જે માણુસની પાસેથી મેં ખેતર વેચાતું લીધું હતું તેની પાસે તેને આપવામાટે હું ગયો. સોના મોહોરોથી ભરેલી દેગડી મેં તેને આપવા માંડી પણુ તે લેતો નથી."

સેનાપતિએ તેને પૂછ્યું: "તેં શું કહીને તેને દેગડી આપવા માંડી હતી?"

ફરિયાદીએ કહ્યું: "મેં તેને એમ કહ્યું કે 'આ સોના મોહોરોથી ભરેલી દેગડી તમે મને વેચાતા આપેલા ખેતરમાં દાટેલી હતી તેથી તેનાપર તમારો જ હક છે. મેં તમારી પાસેથી જમીન વેચાતી રાખી છે એટલે આ સોના મોહોરોપર મારો કાંઈ અધિકાર નથી.'"

સેનાપતિએ કહ્યું: "ઠીક; પણુ સામાવાળાએ તમને શું કહ્યું?"

ફરિયાદીએ કહ્યું: "સામાવાળાએ મને એમ કહ્યું કે તેણે પોતે તે દેગડી ખેતરમાં દાટી નથી એટલે મોહોરો તેની નથી. વિશેષમાં તેણે કહ્યું કે: 'ખેતરમાં સોના મોહોરો દાટેલી છે તેની પણુ મને ખબર

નહોતી. યોગ્ય કીમત લઇને ખેતર મેં તમને વેચાતું આપ્યું છે એટલે આ મોહોરોપર મારો કાંઈ હક રહ્યો નથી. જમીનમાંથી જે કાંઈ નીકળ્યું છે તે તમારા નસીબનું જ છે માટે તે તમે પોતે રાખો. જો તે મારા નસીબનું હોત તો ખેતર મારા કબ્જામાં હતું ત્યારે જ તે નીકળ્યું હોત.'

ફરિયાદીની આ ફરિયાદ સાંભળીને સેનાપતિ વિચારમાં પડી ગયો. કેટલીકવાર સુધી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તે ગંભીર ચિન્તામાં નિમગ્ન થઈ ગયો. આ ફરિયાદનો સેનાપતિ શો નિકાલ કરે છે તે જાણવામાટે વિજયી રાજા અત્યંત અધીર થયો. વિજયી રાજાના તાબામાં ઘણા દેશ હતા. દરેક દેશના લોકોના રીત રિવાજથી તે માહીતગાર થયો હતો પણ આવો અભિયોગ તેના રાજ્યમાં કોઈ સ્થળે થયેલો તેના જાણવામાં આવ્યો નહોતો. જમીન વેચાતી લીધા પછી તેમાંથી ધન નીકળે એટલે તે તેના જૂના માલિકને આપવા જાય એવો માણુસ તેણે પોતાના રાજ્યમાં કોઈ સ્થળે જોયો નહોતો. સેનાપતિ શું કરે છે તે તે ગંભીર ભાવથી જોવા લાગ્યો.

કેટલોક વખત સુધી વિચાર કર્યા પછી સેનાપતિએ ફરિયાદીને કહ્યું: "તમારે કાંઈ સંતાન છે કે?"

ફરિયાદીએ કહ્યું: "હા, મહારાજ! પરમેશ્વરની અને આપ જેવાની કૃપાથી મારે એક પુત્ર છે."

પછી સેનાપતિએ સામાવાળાને બોલાવી મંગાવ્યો. તે આવી હાજર થયો એટલે સેનાપતિએ તેને પૂછ્યું: "કેમ, બાપુ! જગદીશ્વરે તમને કાંઈ સંતાન આપ્યાં છે કે?"

સામાવાળાએ કહ્યું: "મહારાજ! ઈશ્વરે દયા કરીને મને એક કન્યા આપી છે અને હમણાં જ એક પુત્ર આપ્યો હતો પણ અલ્પ કાળમાં જ તેને તેમણે પાછો લઈ લીધો છે. હાલમાં મારે એક કન્યા વિના અન્ય કાંઈ સંતાન નથી."

તેનું આ બોલવું સાંભળીને સેનાપતિને સંતોષ થયો હોય એમ જણાયું. તેના સ્વાભાવિક પ્રફુલ્લ વદનમંડળમાં હાસ્ય દેખાવા લાગ્યું. તેણે કહ્યું: "જો આમ જ હોય તો તો આ અભિયોગનો નિકાલ સહેલાઇથી થઈ શકશે."

આમ કહી ફરિયાદી તરફ જોઇને તેણે કહ્યું: "જો તમારા પુત્ર સાથે આ સામાવાળાની પુત્રીનું લગ્ન કરવામાં આવે તો તમારે કાંઈ વાંધા જેવું છે કે?"

ફરિયાદીએ જણાવ્યું કે તેને કાંઈ વાંધો નથી એટલે સેનાપતિએ કહ્યું: "ભલે, ત્યારે, તમે તમારા પુત્રને આ સામાવાળાની પુત્રી સાથે પરણાવો અને આ દેગડીમાં જે મોહોરો છે તે વરકન્યાને આપી દ્યો. હું ધારું છું કે હવે આ મોહોરોની બાબતમાં તમારે કાંઈ ફરિયાદ કરવા જેવું રહેશે નહિ."

સેનાપતિનો આ ચુકાદો સાંભળીને ત્યાં એકઠાં થયેલાં સર્વ માણસો આનંદિત થઈ ગયાં. ફરિયાદી પણ ખુશ થઈ ગયો અને સામાવાળા સાથે ત્યાંથી ચાલ્યો ગયો. તેઓ ત્યાંથી ચાલ્યા ગયા એટલે વિજયી રાજા તરફ જોઇને સેનાપતિએ કહ્યું: "મહારાજ! આજના આ અભિયોગમાં મેં જે ન્યાય આપ્યો છે તે આપને યોગ્ય લાગે છે કે નહિ? મારા હાથે ન્યાય થયો છે કે અન્યાય થયો છે એ વિશે આપનું શું ધારવું છે?"

વિજયી રાજાએ કહ્યું: "સેનાપતિ! આવેલા અભિયોગનો નિર્ણય તમે ઘણી સુંદર રીતે કર્યો છે; કિન્તુ આશ્ચર્યનો વિષય એ છે કે આવો વ્યાપાર પહેલાં મેં જોયો તો શું પણ સાંભળ્યો પણ નહોતો. તમારા દેશમાં જ મેં આવા આ બે માણસો જોયા છે. પૂર્વે કોઈ માણસના મુખે આવા માણસની વાત મેં સાંભળી નથી અને કદાચિત્ કોઇએ આવી વાત કહી હોત તો તેમાં મારો વિશ્વાસ પણ ન બંધાત. આવા નિર્લોભ માણસો પૃથ્વીપટપર અસ્તિત્વ ધરાવતા હશે એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી."

રાજાનાં આ વચન સાંભળીને સેનાપતિને નવાઈ લાગી. વિજયી રાજાનું કહેવું તે બરાબર સમજી શક્યો નહિ. આશ્ચર્યાન્વિત થઇને તેણે પૂછ્યું: "આપના દેશમાં જો આવો કોઈ અભિયોગ થાય તો આપ તેનો નિર્ણય કેવી રીતે કરો?"

સેનાપતિનો આ પ્રશ્ન સાંભળીને વિજયી રાજા લજ્જિત થયો; છતાં સરળ ભાવથી તેણે કહ્યું: "મારા રાજ્યમાં આવી ફરિયાદ આવે એવી સંભાવના જ નથી. જો કોઈ માણસને આવી રીતે ગુપ્ત ધન પ્રાપ્ત થાય તો કોઇને ખબર આપ્યા વિના છાનો માનો તે ધન પોતાના ગૃહમાં લઈ જઇને મૂકે. આવી રીતે રાજકર્મચારી પાસે જઇને ફરિયાદ તો તે ન જ કરે."

રાજાનું આ બોલવું સાંભળીને સેનાપાતના આશ્ચર્યમાં વધારો થયો. પુનઃ વિજયી રાજા તરફ જોઇને અતિશય વિનીત ભાવથી તેણે કહ્યું: "મહારાજ! ધારો કે આવી ફરિયાદ આપના રાજ્યમાં કોઈ કરતું આવે તો તેના સંબંધમાં આપના રાજ્યનો કાયદો શું કહે છે?"

મંદ હાસ્ય કરીને વિજયી રાજાએ કહ્યું: "અમારો દેશ સભ્ય છે. સભ્ય દેશના કાયદાનો આવા અસભ્ય–અશિક્ષિત–દેશના કાયદા સાથે કાંઈ સંબંધ નથી. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી અમારા દેશમાં આવી રીતે જમીનમાંથી નીકળેલા ધનપર રાજાનો અધિકાર છે. આવી ફરિયાદ જો અમારા દેશમાં આવે તો રાજ્યના કાયદા પ્રમાણે ફર્યાદી અને સામાવાળા બંનેને કેદ કરવામાં આવે અને જમીનમાંથી નીકળેલું ધન રાજા પોતાના ભંડારમાં મૂકે."

રાજાનાં આ વચન સાંભળીને સેનાપતિને ઘણું જ આશ્ચર્ય થયું. તેણે કહ્યું: "અરે, આ તે કેવો કાયદો? જમીનમાંથી નીકળેલા ધન-પર રાજાનો શો અધિકાર? તે ધન કઈ રીતે પોતાના ખજાનામાં મૂકી શકે અને જેની જમીનમાંથી ધન નીકળ્યું છે તેને કેદ કેવી રીતે કરી શકે? રાજા તો લોકોનો રક્ષક ગણાય છે અને લોકોની રક્ષા કરવાને-માટે તે યોગ્ય કર લે છે તો પછી લોકોની ગુપ્ત નીકળેલી મિલ્કત કઈ રીતે તે પોતાના ખજાનામાં મૂકી શકે? રક્ષક જ જો આમ કરે તો પછી તે રાજ્ય કઈ રીતે કરી શકતો હશે? જે દેશમાં આવો કાયદો હશે ત્યાં હું ધારું છું કે સૂર્યનો ઉદય તો નહિ જ થતો હોય. તે દેશમાં અમાવાસ્યાની રાત્રિ પ્રમાણે દિવસે પણ અંધકારનો જ અધિ-કાર વિસ્તરેલો જણાતો હશે."

ઉચ્ચ હાસ્ય કરીને વિજયી રાજાએ કહ્યું: "નહિ, સેનાપતિ! જેવી રીતે તમારા દેશમાં સૂર્ય ઉગે છે અને આથમે છે તેવી જ રીતે તે દેશમાં પણ તે ઉગે છે અને આથમે છે. એ બાબતમાં ઈશ્વરનો કાંઈ પણ પક્ષપાત જોવામાં આવતો નથી."

આશ્ચર્ય પામેલા સેનાપતિએ પુનઃ પ્રશ્ન કર્યો: "ત્યારે, તે દેશમાં આ દેશની માફક વાદળાં ચઢી આવતાં નહિ હોય અને વર્ષાઋતુમાં વર્ષાદ પણ આવતો નહિ હોય!"

મોટેથી ખડખડ હસીને વિજયી રાજાએ કહ્યું: "સેનાપતિ! આમ ધારવામાં પણ તમે ભયંકર ભૂલ કરો છો: કારણ કે, તમારા દેશની માફક જ ત્યાં વર્ષાઋતુમાં વર્ષાદ આવે છે. જો વર્ષાદ ન આવે તો અનાજ ક્યાંથી પાકે? અને અનાજ ન પાકે તો લોકો જીવી કેમ શકે?"

વિજયી રાજાનું કહેવું સેનાપતિ બરાબર સમજી શકયો નહિ. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે: "જે દેશનો રાજા આવો લોભી છે તે દેશના લોકો અવશ્ય લોભી જ હોવા જોઇએ અને જ્યાં લોભનો વિસ્તાર થયેલો હોય ત્યાં અધર્મનો વિસ્તાર પણ જામેલો જ હોવો જોઇએ.

આવા લોભી અને અધર્મી લોકોના દેશમાં પરમેશ્વર સૂર્યનું તેજ અને વર્ષાદનું જળ આપે છે તે ને તેમના પોતાના માટે તો નહિ જ આપતો હોય. તે ત્યાં તે આપે છે તેનું કાંઈ વિશિષ્ટ કારણ હશે. પણ તે કારણ શું હશે, તે જાણવામાટેની સેનાપતિને પ્રબળ ઇચ્છા થઈ. તે પોતાના મનમાં બોલ્યો: "તે લોભી લોકોવડે વસેલા દેશમાં વર્ષાદ અને સૂર્યનું તેજ પરમેશ્વર કેમ આપે છે તેનું કારણ મારે જાણવું જોઇએ."

કેટલીકવાર સુધી તે ચિન્તામગ્ન સ્થિતિમાં બેઠો. પછી રાજા તરફ જોઇને તેણે પૂછ્યું: "મહારાજ! મારે આપને એક વાત પૂછવી છે; પણ જો આપ મારાપર ગુસ્સે ન થાઓ, તો હું તે વાત પૂછું."

વિજયી રાજાએ સેનાપતિને કહ્યું: "તમારે મને જે પૂછવું હોય તે ઘણી ખુશીથી પૂછો. તમારા પૂછવાથી મને ખોટું લાગશે નહિ અને હું તમારાપર ગુસ્સે પણ થઇશ નહિ."

વિજયી રાજા તરફથી આવું વચન મળતાં સેનાપતિએ કહ્યું: "મહારાજ! તે દેશમાં મનુષ્ય ઉપરાંત અન્ય કોઈ પ્રાણી છે કે?"

સેનાપતિના અંતરના ભાવને ન સમજવાથી મંદ હાસ્ય કરીને વિજયી રાજાએ કહ્યું: "મેં પહેલાં જ તમને કહ્યું છે કે તે દેશ ઘણો સભ્ય છે. તમારા દેશની માફક ત્યાં પુષ્કળ અને વિશાળ વન નથી તેથી ત્યાંના લોકો ગાયો, ભેંસો, બકરાં વિગેરે જનાવરોને પોતાને ઘેર પાળે છે. દરેક ઘેર કાંઈ નહિ તો બબ્બે ત્રણ ત્રણ ગાયો તો અવશ્ય હોય છે."

રાજાના આ શબ્દો સાંભળીને સેનાપતિ એકદમ બોલી ઉઠ્યો: "સમજ્યો, સમજ્યો, મહારાજ! હવે હું સમજ્યો. હવે મારે આપને કાંઈ પૂછવાનું રહેતું નથી. તે ગાયોના માટે જ પરમેશ્વર આપના દેશમાં સૂર્યનું તેજ અને વર્ષાદનું જળ આપે છે. જો તે દેશમાં ગાયો ન હોત તો તો તે દેશ ક્યારનોય મરુભૂમિસમાન થઈ ગયો હોત. જે દેશનો રાજા આવો લોભી હોય છે તે દેશમાં રહેવું સારું નથી. મહારાજ! આપના દેશના લોકોથી આપ અવશ્ય કંટાળી ગયા હશો તેથી જ અમારા દેશમાં રહેવા આવ્યા હશો."

સેનાપતિનું કહેવું સર્વાંશે ખોટું નહોતું તેથી રાજાને તેનાપર ક્રોધ ચઢ્યો નહિ. આવા સરળ લોકોમાં રહેવું તેને પસંદ પડવાથી તે પોતાના દેશમાં ગયો નહિ. તે જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી તે સેનાપતિના કુટીરમાં જ રહ્યો અને આખરે યોગ્ય વયે પૂર્ણ શાંતિમાં તેણે પોતાના દેહનો પરિત્યાગ કરીને સ્વર્ગપ્રતિ પ્રયાણ કર્યું.

—✿✿✿✿✿✿✿✿—

## રાજકુમાર દ્વારપાલ

કોઈ એક દેશમાં એક રાજા હતો. તે પ્રબલ પરાક્રમી હતો. તેની આજૂબાજૂનાં તમામ રાજ્યના રાજાઓ તેનાથી ભય પામતા અને તેને ખંડણી ભરતા હતા. જો કોઈ રાજા ખંડણી બરાબર ભરતો નહિ અને માથું ઉંચું કરતો કે તરત જ આ પરાક્રમી રાજા પોતાનું સૈન્ય લઇને તેનાપર ચઢાઈ કરતો અને તેને હરાવીને તેનું રાજ્ય ખાલસા કરી નાખતો. આ પ્રમાણે તેના તાબામાં ઘણાં રાજ્ય આવ્યાં હતાં અને તેના ખંડિયાં રાજ્યોમાંથી કોઈ પણ તેની સામે થવાનું સાહસ કરી શકતું નહિ.

કેટલાક સમય સુધી આ પ્રમાણે સન્માનપૂર્વક રાજ્યશાસન કર્યાં પછી એક દિવસ તેને એકાએક મરકી લાગૂ પડી અને તેથી તે દિવસે જ સ્ત્રી પુત્ર અને આત્મીય સ્વજનને રડતાં કકળતાં મૂકી તે મૃત્યુના મુખમાં જઈ પડ્યો. તે રાજાને ફક્ત એક જ કુંવર હતો. રાજાના મરણસમયે તેની ઉમર નાની હતી. તે ભાગ્યે જ બાર તેર વર્ષના વયનો હતો તેથી તેના તરફથી રાણીએ પોતે રાજ્ય ચલાવવા માંડ્યું. તેણે પોતાના પુત્રને જૂદા જૂદા પ્રકારનું શિક્ષણ આપવામાટે યોગ્ય માણસો નિયત કર્યાં.

રાણી કુંવરને બહુ જ ચહાતી હતી. તે તેનો એકનો એક પુત્ર હતો. તેના વિના તેના પેટે અન્ય કાંઈ સંતાન થયું નહોતું. રાજા અકાળે મૃત્યુના મુખમાં પડવાથી રાણીનો સમસ્ત સ્નેહ પોતાના એકના એક કુંવરપર ઉતર્યો હતો અને તેથી તે એક પળ માત્ર પણ કુંવરને પોતાની આંખોથી અળગો કરતી નહિ.

રાજપુત્ર સાહસ અને પરાક્રમમાં પોતાના પિતાની સમકક્ષામાં રહી શકે તેવો જ હતો. અલ્પ વયમાં જ તેના શરીરમાં અગાધ બળનો સંચાર થયો હતો. તેના સમવયસ્ક બાળકો જે કામ કરવાની હિંમત કરી શકતા નહોતા તે કામ રાજકુંવર બેધડક હાથમાં લેતો અને તેને પૂરે-પૂરું કરી નાખતો. એટલા નાના વયમાં પણ તેને મૃગયાનો ઘણો નાદ લાગ્યો હતો. અસ્ત્રશસ્ત્રથી સજ્જિત થઇને પોતાના સાથીઓને સાથે લઇ તે નિર્જન વનમાં પ્રવેશ કરતો અને કેટલીકવાર તો મોટા મોટા વાઘોનો શિકાર કરીને નગરમાં પાછો આવતો હતો.

અલ્પ વયમાં રાજપુત્રના શરીરમાં અપરિમિત બળ આવેલું જોઇને પ્રજાને ઘણો આનંદ થતો હતો. તે રાજપુત્ર તેના પિતાના જેવો જ પરાક્રમી નીકળશે એમ ધારીને લોકો નિર્વિઘ્ન તેના રાજ્યમાં વાસ કરતાં હતાં. એક દિવસ રાજમહાલયમાં કેટલાંક માણસો આવ્યાં.

રાજપુત્રે તેમને ઓળખ્યાં નહિ. તે સત્વર પોતાની માતા પાસે ગયો અને તેમના આગમનના સમાચાર તેને કહ્યા. રાણી તત્કાળ દ્વાર પાસે આવી અને આગન્તુકોને પોતાના પિયરનાં માણસો જાણીને તેમનો તેણે સારો આદરસત્કાર કર્યો. પછી કુંવર તરફ જોઇને તેણે કહ્યુંઃ "ભાઈ, આ માણસોને તું ઓળખતો નથી પણ એ આપણાં સગાં છે. અહીંથી દશ કોસ ઉપર તારા મામાનું રાજ્ય છે અને આ માણસો ત્યાંથી જ આવેલાં છે. એ તારા મામાના કુટુંબનાં છે."

રાજપુત્ર તે માણસોની સાથે વાતે વળગ્યો અને પોતાના મામાના રાજ્યના કુશળસમાચાર પૂછવા લાગ્યો. રાજપુત્રના સવાલ સાંભળી તે લોકોએ તેના એકેએક સવાલના સંતોષકારક જવાબ આપ્યા. પછી તેમણે કહ્યુંઃ "રાજપુત્ર! આ સ્થળે તમે એકલા જ રહો છો પણ જો તમે અમારી સાથે આવો તો તમારે એકલા રમવું કે ફરવું પડશે નહિ; કારણ કે તમારા મામાને ચાર પાંચ પુત્ર હોવાથી તમે ઘણી ખુશીથી તેમની સાથે રમીને તથા ફરીને તમારો કાળ વીતાડી શકશો. આમ એકલાં રહેવું તમને ભલું ગમે છે!"

અત્યાર સુધીમાં કોઈ દિવસ કુંવર પોતાના મોસાળમાં ગયો નહોતો તેથી મોસાળમાં જઈ પોતાના મોળાઈ ભાઇઓ સાથે રમવાની, ફરવાની તથા તેમની સાથે દોસ્તી કરવાની તેને ઇચ્છા થઈ આવી. તેણે પોતાની ઇચ્છા પોતાની માતા આગળ વ્યક્ત કરી. કુંવરની મોસાળમાં જઇને રહેવાની ઇચ્છા રાણીને પસંદ પડી નહિ તેથી અતિ મિષ્ટ સ્વરથી તેણે કહ્યુંઃ "ભાઈ, તારી ઉમર હજી ઘણી નાની છે અને તારા વિના મારે બીજું કાંઈ સંતાન છે નહિ; માટે હું તને તારા મોસાળમાં મોકલવા રાજી નથી. કેટલાંક વર્ષ પછી તું મોટો થઇશ ત્યારે હું રાજી ખુશીથી તને તારા મોસાળમાં મોકલી આપીશ. આવા નાના વયમાં તું મારી આંખોથી દૂર થાય તે મને મુદ્દલ ગમતું નથી."

માતાનું આ કથન સાંભળી રાજકુંવર તે દિવસે કાંઈ પણ બોલવાનું સાહસ કરી શક્યો નહિ. આગન્તુક માણસો કેટલાક દિવસ મેહમાન દાખલ રહીને પછી પોતાના દેશમાં ચાલ્યા ગયા. માતાએ કુંવરને તેમની સાથે મોસાળમાં મોકલ્યો નહિ તેથી રાજકુંવર ઘણો દુઃખિત થયો પણ દાવ મળતાં પોતાના મામાના રાજ્યમાં ચાલ્યા જવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો.

કેટલાક દિવસ પછી રાજપુત્રે પોતાની માતાને વાતની વાતમાં પૂછ્યુંઃ "માતાજી! મામાનું રાજ્ય અહીંથી કેટલું દૂર હશે?"

મંદ સ્મિત કરીને રાણીએ કહ્યુંઃ "ભાઈ, તે અહીંથી ઘણું દૂર છે. આશરે દશ પંદર કોસ દૂર હશે. તારા જેવા નાના છોકરાથી એટલે બધે દૂર ચાલીને જઈ શકાય નહિ."

રાજપુત્રે સવાલ કર્યોઃ "માતાજી! મામાનું રાજ્ય અહીંથી કઈ દિશામાં છે? ઉત્તરમાં કે દક્ષિણમાં?".

રાણી પુત્રના મનોભાવને સમજી શકી નહોતી તેથી તેણે કહ્યુંઃ "ભાઈ, મામાનું રાજ્ય ઉત્તર દિશામાં નથી તેમ દક્ષિણ દિશામાં પણ નથી; કિન્તુ અહીંથી પૂર્વ દિશામાં દશ પંદરેક કોસ દૂર તારા મામાનું રાજ્ય છે."

રાજપુત્રે પૂછ્યુંઃ "માતાજી! મારા મામાના રાજ્યમાં જતાં રસ્તો વિકટ તો નથી આવતો ને? રસ્તામાં કોઈ પ્રકારનો ભય તો નથી ને?"

કુંવરના કુતૂહલને જોઇને હસતાં હસતાં રાણીએ કહ્યુંઃ "ના, ભાઈ, રસ્તો નિરાપદ છે, તે રસ્તે કશી વાતનો ભય નથી અને લોકોની અવર જવર પણ છે. પણ રસ્તો રેતાળ હોવાથી એક દિવસમાં અહીંથી તારા મામાના શહેર સુધી જઈ શકાય તેમ નથી અને તેથી રસ્તામાં એક વિશ્રામસ્થાન બંધાવેલું છે ત્યાં લોકો રાતવાસો કરે છે."

રાજપુત્રને જે જાણવું હતું તે તેણે જાણી લીધું એટલે તે કાંઈ પણ બોલ્યો નહિ. બીજે દિવસે સવારમાં રાજમહાલયમાં મોટી ગડબડ થઈ રહી. રાણી ચીતકાર કરીને રોદન કરવા લાગી. રાજમહાલયનાં દાસ દાસીઓ ચારે તરફ દોડાદોડી કરવા લાગ્યાં. રાત્રિએ રાજપુત્ર શયનગૃહમાં સૂઈ રહ્યો હતો પણ પ્રભાતમાં ઉઠીને દાસે જોયું તો તે ત્યાં નહોતો. તેણે જઇને રાણીને આ વાતની ખબર આપી એટલે રાણીએ તેને ખોળી કાઢવાને ચારે તરફ માણસ મોકલ્યાં અને કેટલાંક માણસોને પોતાના ભાઇના રાજ્યમાં પણ મોકલ્યાં.

રાત્રિના છેલ્લા પહોરમાં રાજકુંવર શય્યામાંથી ઉઠ્યો અને રાજમહાલયમાંથી બહાર નીકળીને પૂર્વ દિશામાં મામાના મુલક તરફ ગમન કરવા લાગ્યો. પથ નિર્જન હતો તોપણ રાજકુંવરે મોસાળમાં જવાની પ્રબળ ઇચ્છા હોવાથી આગળ ચાલવા માંડ્યું. આખો દિવસ ચાલ ચાલ કર્યાં પછી સંધ્યાસમયે તે એક ધર્મશાળા પાસે આવી પહોંચ્યો. રાતે ત્યાં રહેવાનો નિશ્ચય કરીને રાજપુત્ર તે ધર્મશાળામાં ગયો અને કેટલુંક ખાદ્ય વેચાતું લઇને તે ખાધું અને જળપાન કર્યું. પછી તે રાત્રિ તેણે તે ધર્મશાળામાં ગાળી અને પ્રાતઃકાળમાં વહેલાં ઉઠીને પૂર્વ દિશા તરફ જવા લાગ્યો.

આખો દિવસ મુસાફરી કરી સૂર્યાસ્ત પહેલાં તે એક પ્રકાંડ રાજમહાલય આગળ જઈ પહોંચ્યો. તે રાજમહાલયને જોઇને તેના મનમાં મહદાનંદ થયો, તેણે ધાર્યું કે તેજ તેના મામાનો મહાલય છે.

તે રાજમહાલયના મોં આગળ એક વિશાળ મેદાન હતું. તે મેદાનમાં કેટલાંક છોકરાંને રમતાં રાજપુત્રે જોયાં. તે સર્વ છોકરાં તેના સમવયસ્ક હતાં. તેમનાં સુંદર સ્વરૂપ અને તેમણે પરિધાન કરેલા પોશાક ઉપરથી સહજ જણાઈ આવતું હતું કે તેઓ અવશ્ય રાજાનાં બાળકો હોવાં જોઇએ. રાજપુત્ર તેમની પાસે જઇને રમવા લાગ્યો.

રાજપુત્રનું અનુમાન ખરું હતું. તે જે રાજમહાલય આગળ જઈ પહોંચ્યો હતો તે તેના મામાનો જ હતો અને મેદાનમાં જે બાળકો રમતા હતા તે તેના મામાના કુટુંબના જ હતાં. દરરોજ સંધ્યાસમયે છોકરા મહાલયમાંથી બહાર નીકળી મેદાનમાં આવતા અને રમતા હતા. રાજા પોતે કેટલેક દૂર બેસીને છોકરાની રમત જોતો હતો અને જે છોકરો ઉત્તમતાથી રમતો અથવા બીજા બધા છોકરાને જીતતો તેને તે પોતાના હાથે ઇનામ આપતો હતો.

બાળકો એક નવી જાતની રમત રમતા હતા. રાજપુત્ર તે જાતની રમત જાણતો નહોતો તેમ કોઈ દિવસ તેવી જાતની રમત રમ્યો પણ નહોતો. કેટલીકવાર સુધી તે દૂર ઉભો રહ્યો અને છોકરા કેવી રીતે રમતા હતા તે જોયું અને પછી તે તે રમત રમવા તેમના ભેગો ભળી ગયો.

પહેલાં કહેવામાં આવ્યું છે કે રાજપુત્રના શરીરમાં અપરિમિત બળ હતું. થોડીવારની રમતમાં જ તેણે સર્વ છોકરાને હરાવી દીધા એટલે રાજમહાલયના સર્વ છોકરા એક થઈ ગયા અને તેના વિપક્ષી થઇને ઉભા રહ્યા. એક અપરિચિત છોકરો આવીને તેમને પરાસ્ત કરે એ તેમને ઘણું જ લજ્જાસ્પદ લાગવાથી રાજપુત્રને માર મારીને ત્યાંથી કાઢી મૂકવાની તેઓ ચેષ્ટા કરવા લાગ્યા.

બાળકોનો ચીત્કારધ્વનિ સાંભળીને રાજાને પણ આશ્ચર્ય થયું. તે ધીમે પગલે બાળકોના રમવાના સ્થાન તરફ ગયો. દૂરથી ત્યાં જે વ્યાપાર ચાલી રહ્યો હતો તે તેણે જોયો. રાજપુત્રે જ્યારે જોયું કે સઘળા છોકરા તેની સામે એકમત થઇને કામ કરે છે ત્યારે તેને તેમનાપર ક્રોધ ચઢ્યો અને તે એક પછી એક છોકરાને પકડીને તેને શિક્ષા કરવા લાગ્યો. કોઈ પણ છોકરો તેની સામે ટકી શકયો નહિ. તેના હાથે પરાસ્ત થઈ દરેક છોકરો અવનત મુખે દૂર જઇને બેઠો.

રાજા દૂર ઉભો ઉભો આ સર્વ વ્યાપાર જોઈ રહ્યો હતો. રાજકુંવરનું બળ અને સાહસ જોઇને તેનામાટે, તેના હૃદયમાં પ્રેમની લાગણી ઉત્પન્ન થઈ.

તેણે રાજકુંવરને પોતાની પાસે બોલાવીને ઘણાં આદરપૂર્વક પૂછ્યું: "બાપુ! તારો દેખાવ જોતાં તું રાજપુત્ર જેવો દેખાય છે. તું સત્ય કહે કે તું ક્યાંથી આવ્યો છે અને કોણ છે?"

રાજપુત્રે સાહસ કરીને તેને પોતાનો પરિચય આપીને કહ્યું: "મહારાજ! હું આપની બહેનનો પુત્ર છું. આપે મોકલેલા માણસોના મુખથી અહીંના સમાચાર જાણીને હું અહીં આવ્યો છું. મારી એવી ઇચ્છા છે કે કેટલાક દિવસ સૂધી મારે આપને ત્યાં રહેવું."

રાજપુત્રનું કથન સાંભળીને રાજાને ઘણી જ ખુશી થઈ. તે તેને ઘણા આદરથી પોતાના મહાલયમાં લઈ ગયો. રાજાની રાણી તેના સુંદર સ્વરૂપને જોઇને અને તેના સાહસ તથા બળની વાત સાંભળીને ઘણી આનંદિત થઈ અને તેને પોતાના પુત્ર પ્રમાણે ગણવા લાગી. તે દિવસથી રાજપુત્ર પોતાના મામાને ઘેર રહેવા લાગ્યો.

આ પ્રમાણે એક વર્ષ ચાલ્યું ગયું. પછી એક દિવસ એક ધનવાન્ સોદાગરે રાજાને નિમંત્રણ કર્યું. પ્રતિ વર્ષ વ્યાપાર કરીને આવ્યા પછી તે રાજા અને અન્ય મોટા મોટા માણસોને ભોજન આપતો હતો. આ સાલ તે સોદાગર પરદેશમાંથી ઘણો જ સારો નફો મેળવીને આવ્યો હતો માટે આ વખત દર સાલ કરતાં જમણમાટે તેણે ઘણી સારી યોજનાઓ કરી હતી અને રાજ્યનાં તમામ મોટાં માણસોને નિમંત્રણ કર્યું હતું.

રાજા અને રાજપરિવારનાં માણસોને બોલાવવાને સોદાગર પોતે રાજમહાલયમાં આવ્યો. સોદાગરની ગાડી રાજમહાલય પાસે આવી ત્યારે રાજા અને બીજાં કેટલાંક લોકો રાજમહાલય આગળના મેદાનમાં છોકરા જે રમત રમતા હતા તે જોતાં હતાં. રાજા પોતાના ભાણેજની રમત જોઇને ઘણો જ સંતુષ્ટ થઈ ગયો હતો, તેથી સોદાગર જ્યારે તેની પાસે ગયો ત્યારે રાજાએ તેને બતાવીને કહ્યું: "સોદાગર, પેલો જે છોકરો દેખાય છે તે મારો છોકરો નથી; તે મારી બહેનનો કુંવર છે; કિન્તુ તેને જોતાં મને એમ લાગે છે કે એક દિવસ તે મારા રાજ્યની રક્ષા કરશે. જુઓ, જુઓ; તેણે સર્વ છોકરાને કેવી રીતે પરાસ્ત કરી દીધા છે અને સગર્વ તેમની તરફ જોઇને તે સર્વને તે કેવી હિમ્મતથી આહ્વાન કરે છે! હું તેને મારા પોતાના કુંવરો કરતાં પણ અધિક ચાહું છું."

રાજાનાં આ વચન સાંભળીને સોદાગરે તે છોકરા તરફ જોતાં તેને જણાયું કે તે છોકરો ખરેખર રમતમાં બીજા છોકરાને એક પછી એક હરાવી રહ્યો હતો! તે છોકરાના પરાક્રમને જોઇને તેના મનમાં કુદરતી વ્હાલ ઉત્પન્ન થયું. તેણે રાજાને સંબોધીને કહ્યું: "મહારાજ! આપ પોતાની સાથે પોતાના ભાણેજને મેજબાનીમાં લાવશો તો મને ઘણો આનંદ થશે. આ છોકરાના જેવો પરાક્રમી અને સાહસી છોકરો મેં કોઈ વખત ક્યાંય જોયો નથી."

સોદાગરના આ શબ્દો સાંભળીને રાજા ગાડીમાંથી ઉતર્યો અને રાજપુત્રને પોતાની પાસે બોલાવીને કહ્યું: "વત્સ! આજ આ સોદાગરને ઘેર મોટી મેજબાની છે અને તે મેજબાનીમાં હું જાઉં છું. જો તારી ઇચ્છા હોય તો તું મારી સાથે ચાલ. ત્યાં આજ ઘણી ગમ્મત થવાની છે."

મનમાં આનંદિત થઇને રાજકુંવરે કહ્યું: "મહારાજ! આપની સાથે મેજબાનીમાં આવતાં મને ઘણો આનંદ થાય છે પણ રમત અડધે સુધી આવેલી છે તે છોડીને આવવું મને ઉચિત લાગતું નથી; કારણ કે, જો હું આ અવસ્થામાં રમત છોડીને આપની સાથે આવીશ તો છોકરાઓ મને ભીરુ કહેશે. હજી મારે ઘણા છોકરાને હરાવવાના બાકી છે એટલે તે સર્વને હરાવીને સંપૂર્ણ જય લાભ કરી આ સોદાગરને ઘેર હું આવીશ. તેમનું ઘર મેં જોએલું છે. સંધ્યાસમય પહેલાં હું ત્યાં આવી પહોંચીશ."

આમ કહીને રાજપુત્ર પોતાની અધૂરી રહેલી રમત રમવા ગયો અને રાજા, સોદાગર તથા બીજા કર્મચારીઓ સોદાગરના ગૃહ તરફ ચાલ્યા. યથાસમય તેઓ સોદાગરને ઘેર પહોંચ્યા. સોદાગરે તેમનો આદરસત્કાર કરીને તેમને યોગ્ય સ્થળે બેસાડ્યા.

નોતરેલા માણસો આવી ગયા અને પોતપોતાના સ્થાને બેસી ગયા એટલે નૃત્યનો આરંભ થયો. આ વર્ષની સફરમાં સોદાગરને ઘણો જ સારો નફો થયો હતો તેથી નિમંત્રિત જનોના આમોદ પ્રમોદમાટે તેણે ઘણો સારો બંદોબસ્ત કર્યો હતો. તે દેશ દેશનાં ગાયકો અને નર્તકીઓને પોતાની સાથે આ પ્રસંગમાટે ખાસ લાવ્યો હતો. નિમંત્રિત જનોને નાચ અને ગાનની વચ વચમાં ખાદ્ય અને શરબત આદિ આપવામાં આવતાં હતાં. ત્યાં કરવામાં આવેલા બંદોબસ્તથી સર્વ લોકો ખુશ ખુશ થઈ ગયા હતા.

ધીમે ધીમે સંધ્યાનો સમય થવા આવ્યો. ચારે દિશામાં અંધકાર ફેલાવા લાગ્યો. સોદાગરની હવેલી એક મોટા બગીચાના મધ્યમાં

આવેલી હતી અને તેની આજુબાજૂ કેટલેક દૂર સુધીમાં કાંઈ વસતી નહોતી. સોદાગરની પાસે ધનસંપત્તિનો કાંઈ પાર નહોતો તેથી તેના ઘરમાં ચોર આવીને ચોરી કરે નહિ અને લૂટારા આવીને ધાડ ન પાડે એમાટે તેણે એક મોટો ડાઘીઓ કૂતરો પાળ્યો હતો. સંધ્યા પછી સર્વ કમાડ બંધ કરીને સોદાગર તે કૂતરાને છૂટો મૂકી દેતો અને તે કૂતરો તેની હવેલીની રાત્રિના સમયે ચોકી કરતો હતો. તે કૂતરો દેખાવમાં જેવો ભયંકર દેખાતો હતો તેવો જ તે બળવાન્ હતો. તેના ભયથી કોઈ ચોર અથવા લૂટારો તે સોદાગરના ઘર આગળ રાત્રિના સમયે ફરકી પણ શકતો નહોતો.

સંધ્યાસમય પૂરો થવા આવ્યો તે સમયે સોદાગર રાજા પાસે આવીને બોલ્યો: "મહારાજ, સંધ્યા ઉત્તીર્ણ થઈ ગઈ છે. આજ રાત્રિ આપને અહીં જ ગાળવાની છે માટે આપના જેટલા માણસો બહાર હોય તેમને અંદર બોલાવી લ્યો; કારણ કે આ મકાન એકાંત સ્થળમાં આવેલું હોવાથી તથા ચોર અને લૂટારાનો ભય હોવાથી સંધ્યા પછી મારા મકાનનાં તમામ કમાડ બંધ કરાવી હું મારા કૂતરાને છોડી મૂકું છું. મારો કૂતરો ઘણી ઉંચી ઓલાદનો છે અને તે જ્યાં સુધી રક્ષા કરતો હોય છે ત્યાં સુધી કોઈ માણસ મારા મકાનની પાસે આવવાની હિંમત કરતો નથી. રાત્રિના સમયે આ મકાનની ચોકી કરવામાટે હું ખાસ પહેરેગીર રાખતો નથી; કિન્તુ તે કામ હું મારા કૂતરા પાસેથી લઉં છું; માટે આપના જે માણસો બહાર હોય તેમને અંદર આવવાની આજ્ઞા કરો એટલે દ્વાર બંધ કરાવી હું મારા કૂતરાને રક્ષા કરવામાટે છોડી મૂકું."

રાજાએ ચારે તરફ નિરીક્ષણ કરીને કહ્યું: "મારા સર્વ માણસો હવેલીની અંદર જ છે માટે તમે તમારા મકાનનાં દ્વાર બંધ કરાવીને તમારા કૂતરાને ઘણી જ ખુશીથી છોડી મૂકો."

રાજાના આ શબ્દો સાંભળીને સોદાગરે પોતાના મકાનનાં તમામ દ્વાર બંધ કરાવી દીધાં અને પછી કૂતરાને છોડી મૂકવાનો અનુચરને આદેશ કર્યો. રાજાનો ભાણેજ કે જેણે 'સંધ્યાસમયે તે સોદાગરની હવેલીમાં આવવાનો વાયદો કર્યો હતો, તે હજી આવ્યો નહોતો એ વાત રાજા તેમ જ સોદાગર બેમાંના એકને સાંભરી નહિ.

જ્યારે રમત પૂરી થઈ અને રાજકુંવરે સઘળા છોકરાને પરાસ્ત કરી દીધા ત્યારે તે રાજાના કહેવા પ્રમાણે સોદાગરની હવેલી તરફ જવાને નીકળ્યો. તે તેનાથી જેટલી ઉતાવળથી ચલાયું તેટલી ઉતાવળથી ચાલ્યો પરંતુ સંધ્યા પૂરી થઈ તે પહેલાં ત્યાં પહોંચી શકયો નહિ.

સોદાગરની હવેલીનાં દ્વાર બંધ થઈ ગયા પછી કેટલીકવારે રાજકુંવર તે હવેલી આગળ પહોંચ્યો. તે હવેલી રાજાના હર્મ્યસમાન દેખાતી હતી અને તેને ઘણી સરસ રીતે શૃંગારવામાં આવી હતી. રાજકુંવરને તે હવેલીનાં તમામ દ્વાર બંધ જોઇને ઘણું જ આશ્ચર્ય થયું. તે હવેલીમાંથી સુમધુર ગીત અને વાદ્યના ધ્વનિ આવતા હતા અને વચ્ચે વચ્ચે સાંભળનારનાં વખાણ અને તાળીઓના અવાજ પણ સંભળાતા હતા. પહેલાં તો રાજકુંવરને એમ લાગ્યું કે તે ભૂલમાં કોઈ બીજા જ મકાન આગળ આવી પહોંચ્યો છે પણ ઘરમાં થયેલી રોશની અને ચાલી રહેલા ગાન તાનથી તેના મનની ખાતરી થઈ કે તેની ભૂલ તો થયેલી નથી જ. તે મકાનના સદર દરવાજા પાસે ગયો તો ત્યાં એક પ્રકાંડ દીપક બળી રહ્યો હતો અને એક બળવાન્ અને કાફર દેખાતો કૂતરો ચોકી કરી રહ્યો હતો તે વિના કોઈ માણસ ત્યાં દૃષ્ટિગોચર થતું નહોતું.

રાજપુત્રને ધીમે ધીમે હવેલીના સદર દરવાજા પાસે આવતો જોઇને સોદાગરનો કૂતરો ભાઁ ભાઁ કરીને ભસવા લાગ્યો. તે કૂતરાનો ભયંકર અને વિકરાળ દેખાવ, જાણે માંહીથી અગ્નિ ઝરતો ન હોય તેવી તેની આંખો અને તેનું ભયોત્પાદક ભસવું જોઇને રાજપુત્ર આશ્ચર્યાન્વિત થઈ ગયો. તેને એમ લાગવા માંડયું કે તે કૂતરો તેનાપર કૂદી પડીને તેને કરડી ખાધા વિના નહિ જ છોડે.

જેમ જેમ કૂતરો ભસતો ભસતો રાજકુંવર તરફ જતો હતો તેમ તેમ રાજકુંવર તેની તરફ સામો જતો હતો. આખરે એમ જણાવા લાગ્યું કે કૂતરો એક કૂદકો મારીને રાજકુંવરને કરડી ખાશે એવામાં રાજકુંવર પોતાની સાથે એક લાકડી લાવ્યો હતો તે લઇને કૂતરા તરફ ધસ્યો. તે કૂતરાને ધસી આવતો જોઇને તે કિંચિન્માત્ર પણ વિસ્મિત કે ભયભીત થયો નહિ.

કૂતરો ભસતો ભસતો જ્યારે રાજકુંવર પાસે આવી પહોંચ્યો ત્યારે રાજપુત્રે પોતાના હાથમાંની લાકડી જોરથી તે કૂતરાના મુખમાં ઘોંચી ઘાલી. રાજકુંવરના શરીરમાં ઘણું બળ હતું તેથી કૂતરાના મુખમાં લાકડીના ઘોંચાવાથી ભારે જખમ થયો અને તે જમીનપર પડી ગયો. પછી રાજકુંવરે તે કૂતરાના પાછલા બે પગ પકડ્યા અને જોરથી તેને ઉચકીને તેણે જમીનપર પછાડ્યો એટલે ભયંકર ગર્જના કરીને તે કૂતરો પંચત્વને પામ્યો. કૂતરાની મરતી વખતની ગર્જનાથી ચારે દિશાઓ પ્રતિધ્વનિત થઈ ગઈ.

અહીં કૂતરો પંચત્વને પામ્યો તે સમયે મકાનમાં આમોદ પ્રમોદ ચાલી રહ્યો હતો. નૃત્ય, ગાન અને વાદ્યવાદનથી આખું મકાન

પ્રતિધ્વનિત થઈ રહ્યું હતું. છતાં પણ સોદાગરે પોતાનાં કૂતરાનો વિકટ ચીત્કાર સાંભળ્યો. તે રાજાની પાસે બેઠો બેઠો નૃત્ય ગાન સાંભળતો હતો. પોતાના પ્રિય કૂતરાની ગર્જના સાંભળીને તે ચમકી ઉઠ્યો અને પોતાની બેઠકપરથી ઉઠીને તેણે કહ્યું: "મહારાજ! દ્વાર આગળ નિશ્ચય કોઈ શત્રુ આવેલો છે; નહિ તો મારો કૂતરો આવા અસ્વાભાવિક ધ્વનિથી કદાપિ ભસે નહિ."

આમ બોલીને તેણે મ્યાનમાંથી તલ્વારને બહાર ખેંચી કાઢીને તે સદર દરવાજા તરફ ચાલ્યો. આ સમયે રાજાને તેના ભાણેજની વાત યાદ આવી. તેણે પોતાના મનમાં ધાર્યું કે: "તે તો કદાચ અહીં નહિ આવ્યો હોય?"

એકદમ ચીત્કાર કરીને રાજા બોલી ઉઠ્યો: "અરે, સર્વનાશ! મારાથી આ કેવી ભૂલ થઈ ગઈ છે? મારા ભાણેજને મારી પાછળ અહીં આવવાનું મેં કહ્યું હતું તે તો અહીં નથી આવ્યો ને? અરે, જુઓ, જુઓ! કૂતરાએ તેને ફાડી તો નથી ખાધો ને?"

રાજાના આ શબ્દો સાંભળીને રાજાના સૈન્યના માણસો, રાજકર્મચારીઓ અને તેના અન્ય માણસો, જેઓ ત્યાં હાજર હતા તેઓ પોતાના હાથમાં જે હથિયાર આવ્યું તે લઇને જે દ્વાર દેખાયું તે ઉઘાડીને બહાર દોડ્યા. કેટલાક સાહસિક માણસો તો બારીએથી કૂદી પડીને આંગણામાં જઇને ઉભા રહ્યા. પરંતુ ત્યાં જઇને તેમણે જે દૃશ્ય જોયું તેથી તેમને ઘણું જ કષ્ટ થયું.

સોદાગરે ચીત્કાર કરીને કહ્યું: "હાય, હાય! મહારાજ! આપના ભાણેજે મારા કૂતરાને મારી નાખ્યો છે. પચાસ બળવાન્ માણસોનું સૈન્ય રાખવાથી જે કાર્ય સિદ્ધ થાય તેમ નહોતું તે કામ આ મારો નિમકહલાલ કૂતરો મને કરી આપતો હતો. કૃપાનિધાન! મારા આવા ઉમદા અને કીમતી કૂતરાને આપના ભાણેજે સ્વધામમાં મોકલી દીધો છે. તે કૂતરો મારા મકાનની રક્ષા કરતો હતો એટલે મને કોઈ પ્રકારની ભીતિ હતી નહિ. તેના ભયથી કોઈ ચોર કે લૂટારો મારા ઘર આગળ ફરકી શકતો નહોતો. હાય, હાય! મારો તે કૂતરો હવે મરી ગયો છે એટલે ચોર અને લૂટારાના ઉપદ્રવથી મારી સમસ્ત સંપત્તિનો નાશ થઈ જશે!"

આ પ્રમાણે ઉચ્ચ સ્વરથી બૂમો પાડીને સોદાગર વિલાપ કરવા લાગ્યો. તેને આમ દુઃખી થતો જોઇને રાજાએ કહ્યું: "અરે, સોદાગર! તમે એક કૂતરામાટે આ શો આક્રંદ માંડી બેઠા છો? એક કૂતરો મરી ગયો તો બીજો લાવજો. કૂતરાનો ક્યાં ટોટો છે?"

સોદાગરે કહ્યું: "દયાસિન્ધુ! એ કૂતરો સાધારણ કૂતરા જેવો નહોતો. એના જેવો કૂતરો મળવો મુશ્કેલ છે. હાય, હાય! એ કૂતરાના મરવાથી મને ઘણું જ નુકસાન થયું છે!"

સોદાગરનો આ કલ્પાંત જોઇને રાજપુત્રે કહ્યું: "મામા! જો એ કૂતરાને મેં મારી નાખ્યો ન હોત તો એ અવશ્ય મને ફાડી ખાત. મેં એ કૂતરાને એમને એમ મોજને ખાતર માર્યો નથી પરંતુ સ્વરક્ષાણાર્થે જ માર્યો છે. સોદાગરને પોતાના ઘરની ચોકીને માટે ભીતિ લાગતી હોય તો એના મરી ગયો છે તેવો બીજો કૂતરો એને પ્રાપ્ત થાય ત્યાં સૂધી એના ઘરની ચોકી કરવાનું કામ હું મારા માથે લઉં છું."

રાજપુત્રનું સાહસ તથા બળ જોઇને તથા તેનું આવું સરળ બોલવું સાંભળીને સોદાગર ઘણો જ આનંદિત થઈ ગયો. તેના જીવથી પણ વ્હાલો કૂતરો મરણ પામ્યો હતો તેથી કેટલીકવાર સૂધી તે વિચલિત અને દુઃખિત થઈ ગયો હતો તોપણુ તે રાજકુંવરમાટે તેના મનમાં ઘણો જ ઉંચો અભિપ્રાય બંધાયો હતો. તે સોદાગરને માત્ર એક જ કન્યા હતી અને તે પરણાવવા લાયક વયની થઈ હતી તેથી તે તેનામાટે કાંઈ સારો વર શોધતો હતો. રાજકુંવરને પોતાની કન્યા આપીને તેને પોતાનો જમાઈ બનાવીને ઘરમાં રાખવાની સોદાગરની ઇચ્છા થઈ અને તેણે પોતાની તે ઇચ્છા રાજા આગળ વ્યક્ત કરી.

સોદાગર અગાધ સંપત્તિનો માલિક હતો એ વાત રાજા જાણતો હતો તેથી તેણે સોદાગરના પ્રસ્તાવનો સ્વીકાર કર્યો અને તે વિશેના સમાચાર તેની બ્હેનને કહાવી મોકલ્યા. પુત્રના વિવાહના સમાચાર સાંભળીને રાણીને ઘણો જ આનંદ થયો.

થોડા દિવસમાં જ રાજપુત્રનું લગ્ન સોદાગરની કન્યા સાથે થઈ ગયું. તે સોદાગરને તે કન્યા વિના અન્ય કાંઈ સંતાન નહોતું અને તે વૃદ્ધ થઈ ગયો હતો તેથી પોતાની જિંદગીનો બાકીનો ભાગ કોઈ તીર્થસ્થાનમાં રહીને ગાળવાનો નિશ્ચય કરીને તેણે પોતાના જમાઇને પોતાની બધી મિલ્કત આપી દીધી.

રાજકુંવર કેટલીક દિવસ સૂધી પોતાના સસરાને ઘેર રહ્યો અને પછી તે પોતાના રાજ્યમાં ગયો. જેટલા દિવસ સૂધી તે સોદાગરને ઘેર રહ્યો હતો તેટલા દિવસ સૂધી તે રાત્રિના સમયમાં દ્વારપાલ તરીકે કામ કરતો અને મકાનની ચોકી કરતો. જે ચોર અને લૂટારા કૂતરાના ભયથી સોદાગરના મકાન પાસે આવવાની હિંમત કરી શકતા નહોતા તે રાજપુત્રના સાહસ અને પરાક્રમની વાર્તા સાંભળીને ભયભીત થઈ ગયા હતા તેથી તે સોદાગરના ઘર તરફ ફરકતા જ નહોતા.

રાજપુત્ર કોઈ કોઈ વખત પોતાના શ્વસુરના આલયમાં તો કોઇ કોઈ વખત પોતાના રાજ્યમાં અને બીજી વખતે પોતાના મામાના મહાલયમાં રહેતો હતો. કેટલાક દિવસ પછી તેને એક પુત્ર અને એક પુત્રી થયાં. પુત્રનાં સંતાનને જોઇને રાણી ગાંડી ઘેલી થઈ જવા લાગી અને તેમનું લાલન પાલન કરતાં કરતાં પરમ સુખમાં તે પોતાના દિવસો વીતાડવા લાગી.



## સંન્યાસી અને દુઃખી બન્ધુઓ

એક ગામમાં ત્રણ ગરીબ ભાઇઓ રહેતા હતા. તેમને તેમના બાપ તરફથી વારસામાં એક મોટી જામફળીનું ઝાડ મળ્યું હતું. તે ઝાડપર જે ફળ આવતાં તે ત્રણે ભાઇઓ સરખે ભાગે વહેંચી લેતા. તે ઝાડપર ફળ ઘણાં આવતાં હતાં પણ અમુક સમયે તેની બરાબર દેખરેખ પણ તેમને રાખવી પડતી હતી. ત્રણે ભાઇઓ તે ઝાડની સરખે સરખી દેખરેખ રાખતા હતા અને જે ફળ આવતાં તે સરખે ભાગે લેતા હતા એટલે તે બાબતમાં તેમને કોઈ વખત લડાઈ ટંટો થયો નહોતો.

જે વરસે ઝાડની ઘણી સારી પરિચર્યા કરવામાં આવતી હતી. તે વર્ષમાં મોસમમાં ઝાડપર ઘણાં સારાં ફળ આવતાં હતાં અને તેથી તે ઝાડની સેવા તેઓ ઘણું મન દઇને કરતા હતા. એક ભાઈ સવારમાં, બીજો ભાઈ બપોરે અને ત્રીજો ભાઈ સાંજના એમ ત્રણે ભાઇઓ તેની પરિચર્યા કરતા હતા.

આ પ્રમાણે કેટલાક વખત સુધી ચાલ્યું. એક સમયે પ્રભાતમાં એક સંન્યાસી તે વૃક્ષ તળે આવ્યો અને ત્યાં બેઠેલા એક ભાઇને મળ્યો.

સંન્યાસીના દેખાવપરથી તે ઘણો કંગાલ હોય એમ જણાતું હતું; પણ તેના આચરણથી તે વિદ્વાન્ અને ગુણવાન્ હોય એમ દેખાતું હતું.

તે વૃક્ષ નીચે આવી ચારે તરફ જોઇને તે સંન્યાસીએ વૃક્ષ નીચે બેઠેલા ભાઇને કહ્યું: "બેટા! હું ઘણો ક્ષુધાર્ત છું; માટે જો તું મને એક સારું પાકું ફળ આપશે તો તેનું ભક્ષણ કરીને હું મારી ક્ષુધાને તૃપ્ત કરીશ."

સંન્યાસીનાં ઉપલાં વચન સાંભળીને તે ભાઇને દયા આવી. વૃક્ષપરથી જે ફળ ઉતર્યાં હતાં તેને ત્રણ ભાગે વહેંચવામાં આવ્યાં હતાં અને તે તે ઝાડની નીચે જ પડેલાં હતાં. પોતાના ભાગ તરફ આંગળી કરીને તેણે સંન્યાસીને કહ્યું: "મહારાજ! આ મારો ભાગ છે. એમાંથી

આપને જેટલાં ફળો જોઇતાં હોય તેટલાં લઈ લ્યો. પણ, જો, જો; આ બીજા બે ભાગમાંથી એકને અડકશો નહિ; કારણ કે તે મારાં નથી; તે મારા બે ભાઇઓનાં છે."

તે ભાઇનું આ કથન સાંભળીને સંન્યાસીને આનંદ થયો. તેને બતાવવામાં આવેલાં ફળોમાંથી એક સારું પાકેલું ફળ લઇને તે તે ભાઇને આશીર્વાદ આપતો આપતો તે સ્થળેથી ચાલ્યો ગયો.

તે ભાઇનો સમય પૂરો થયો એટલે પોતાના ભાગનાં ફળ લઇને તે પોતાના ઘર તરફ ચાલ્યો અને બીજા ભાઇને વૃક્ષની પરિચર્યા કરવા મોકલી આપ્યો.

દ્વિતીય ભાઇએ કેટલોક સમય સુધી તે વૃક્ષની પરિચર્યા કરી એટલે તે સંન્યાસી પુનઃ તે વૃક્ષ નીચે આવ્યો અને અતિ મિષ્ટ ભાષામાં બોલ્યોઃ "બેટા! મને ઘણી ક્ષુધા લાગી છે. દયા કરીને જો તું મને એકાદ પાકું ફળ આપીશ તો તે ખાઇને હું મારી ક્ષુધાને દૂર કરીશ."

સંન્યાસીનું કથન સાંભળીને બીજા ભાઇને દયા આવતાં, પોતાના ભાગ તરફ આંગળી કરીને તેણે કહ્યું: "મહારાજ! આ ભાગમાંથી આપને જેટલાં ફળ જોઇતાં હોય તેટલાં લઈ લ્યો; પણ આ બીજા ભાગને અડતા નહિ; કારણ કે તે મારા ભાઇનો છે એટલે તેનાપર મારો કાંઈ અધિકાર નથી."

સંન્યાસી તેનું આ કથન સાંભળીને પરમ આનંદિત થયો. તેના બતાવેલા ભાગમાંથી એક પાકું ફળ લઇને તેને આશીર્વાદ આપતો આપતો તે ત્યાંથી ચાલ્યો ગયો.

પોતાનો વખત પૂરો થયો એટલે પોતાના ભાગમાં આવેલાં ફળ લઇને તે ભાઈ પોતાના ઘર તરફ ચાલ્યો અને પોતાના મોટા ભાઇને તેણે તે વૃક્ષ આગળ મોકલી આપ્યો.

યથાસમય મોટો ભાઈ તે જામફળીના વૃક્ષ નીચે આવીને બેઠો અને કેટલીકવાર પછી પાછો સંન્યાસી તેની પાસે આવી બોલ્યોઃ "બેટા! મને અત્યન્ત ક્ષુધા લાગી છે એટલે જો તું મને એકાદ પાકું ફળ આપીશ તો તેનો આહાર કરીને હું મારી ક્ષુધાને શાન્ત કરીશ."

સંન્યાસીનાં ઉપલાં વચન સાંભળીને મોટા ભાઇને દયા આવી તેથી તેણે કહ્યું: "મહારાજ! આ મારા ભાગનાં ફળ છે. એમાંથી આપની ઇચ્છા હોય તેટલાં ફળ લઈ લ્યો. દરરોજ આટલાં ફળ મારા ભાગમાં આવે છે. એક દિવસનો ભાગ જો આપ લઈ જશો તો તેમાં મને કાંઈ ક્ષતિ આવવાની નથી. આપની ઇચ્છા હોય તો મારાં તમામ ફળ આપ લઈ જાઓ."

આ મોટા ભાઇનું કહેવું સાંભળીને સંન્યાસી ઘણો જ આનંદિત થયો. તેણે ત્યાં પડેલાં ફળોમાંથી એક પાકું ફળ લઈ લીધું અને પછી તેનું ભક્ષણ કરીને તે બોલ્યોઃ "વત્સ! મારી ક્ષુધા શાન્ત થઈ ગઈ છે. તમારા વૃક્ષનું ફળ ઉત્કૃષ્ટ છે. અમે સંન્યાસી–વનવાસી–સ્વચ્છંદ જાત વનફળ ખાઇને રહીએ છીએ. અત્યાર સુધીમાં મેં ઘણાં ઘણાં ફળ ખાધાં છે કિન્તુ બેટા! આજ તેં મને જેવું ફળ આપ્યું છે તેવું ફળ મેં પહેલાં કોઈ દિવસ ખાધું નથી. તું મારી તરફ સદ્વ્યવહારથી વર્ત્યો છે એથી મને ઘણો જ આનંદ થયો છે અને તે માટે તને કાંઇક પુરસ્કાર આપવાની મને ઇચ્છા થાય છે. બોલ, તારે શું માગવું છે? તું જે માગીશ તે હું તને આપીશ. બોલ, બોલ; તારે શું જોઇએ છે? તારે જે જોઇતું હશે તે હું તને આપીને તારી ઇચ્છા પૂર્ણ કરીશ. તારે જે માગવું હોય તે માગ."

સંન્યાસીના કથનમાં જ્યેષ્ઠ ભ્રાતાને પ્રથમ વિશ્વાસ આવ્યો નહિ. જે માણસમાં પોતાની ક્ષુધાને તૃપ્ત કરવાની શક્તિ નથી અને જે માણસ બીજા પાસે ભિક્ષા માગીને પોતાના જીવનનો નિર્વાહ કરે છે તે બીજા માણસને જે વસ્તુ જોઇતી હોય તે કઈ રીતે આપી શકે એ વિશે તેને કાંઈ સમજણ પડી નહિ. તેણે પોતાના મનમાં એમ ધાર્યું કે આ સંન્યાસી કાં તો મારી મશ્કરી કરે છે, અથવા તો તે કોઈ ઉન્માદી કિંવા પાગલ છે. મનમાં આમ ધારીને તે સંન્યાસી તરફ જોઈ રહ્યો. તેને આમ પોતાના તરફ એકી ટસે જોઈ રહેલો જોઇને મૃદુ હાસ્ય કરીને સંન્યાસીએ કહ્યું: "વત્સ! મારા બોલવામાં શું તને વિશ્વાસ આવતો નથી? હું તારી ઇચ્છા પૂરી કરી કે ન કરી શકું એ વિશે તું શંકા શું કરવા લાવે છે? તારે જે જોઇતું હોય તે તું એક વખત માગી લે. પછી જો કે હું તે આપું છું કે નહિ?"

સંન્યાસીનું અન્તિમ વાક્ય સાંભળીને જ્યેષ્ઠ ભ્રાતા થોડીકવાર સુધી વિચાર કરીને બોલ્યોઃ "ઠાકુર મહાશય! ઘણા લાંબા વખતથી મારી પરણવાની ઇચ્છા છે; પણ યોગ્ય કન્યા મળતી નથી તેથી પરણવાનો યોગ આવતો નથી. જો ખરેખર આપ મારાપર પ્રસન્ન થઈ ગયા હો તો મારી મરજી મુજબની એક સચ્ચરિતા, ગુણવતી અને વિશ્વાસુ પત્ની મને મેળવી આપો. આવી કોઈ સ્ત્રીની સાથે લગ્ન કરીને ઘર સંસાર ચલાવવો એ મારી મોટામાં મોટી અભિલાષા છે."

"તથાસ્તુ! તારી અભિલાષા પૂર્ણ થશે;" એમ કહીને સંન્યાસી ત્યાંથી ચાલ્યો ગયો. બીજે દિવસે સવારમાં સંન્યાસી તેજ વૃક્ષ નીચે આવ્યો અને સહુથી નાના ભાઇને મળ્યો. તેણે તેને કહ્યું: "વત્સ,

કાલ તારું ફળ ખાઇને હું તૃપ્ત થયો હતો. તારા આચરણથી હું ઘણો જ પ્રસન્ન થયો છું અને તેથી તેને પુરસ્કાર આપવામાટે હું અહીં આવ્યો છું. બોલ, તારે મારી પાસેથી શું માગવું છે? જે માગવું હોય તે માગ."

કેટલીકવાર સુધી વિચાર કરીને સહુથી નાના ભાઇએ કહ્યું: "મહારાજ! આપ જો મારાપર ખરેખર પ્રસન્ન થઈ ગયા હો તો મને રાજા બનાવો. આ ગરીબાઇનું દુઃખ હવે મારાથી સહન થતું નથી."

'તથાસ્તુ' કહીને સંન્યાસી ત્યાંથી ચાલ્યો ગયો. પછી બપોરે તે વચોટ ભાઈ પાસે આવ્યો અને ઘણી મિષ્ટ ભાષામાં તેને કહ્યું: "વત્સ! કાલ તારા ફળનો આહાર કરવાથી હું પરિતૃપ્ત થયો હતો તેથી આજે હું તને પુરસ્કાર આપવા આવ્યો છું. બોલ, બેટા! મારી પાસેથી તારે શું માગવું છે?"

સંન્યાસીના કથનથી આનંદિત થઇને વચોટ ભાઇએ કહ્યું: "કૃપા-નિધાન! જો આપ મારાપર કૃપાવન્ત થયા હો તો આપ મને એટલી બધી લક્ષ્મી આપો કે જેથી હું વિના પરિશ્રમે મોટા રાજાના જેટલું સુખ અને સાહેબી ભોગવું. દરરોજ થોડાં ફળમાટે આવો કઠોર પરિ-શ્રમ કરવો એ હવે મારાથી સહન થતું નથી."

સંન્યાસી "તથાસ્તુ" કહીને ત્યાંથી ચાલ્યો ગયો.

થોડાક દિવસોમાં સહુથી નાનો ભાઈ રાજા થયો, વચોટ ભાઇને અઢળક ધન પ્રાપ્ત થયું અને સહુથી મોટા ભાઇને તેને મનગમતી ગુણવતી ભાર્યા મળી. તે ત્રણે ભાઇઓ પ્રથક્ભાવે પરમ સુખમાં પોતાનો સંસાર ચલાવતા હતા. કનિષ્ઠ અને વચોટ ભાઈ પાસે પુષ્કળ દ્રવ્ય હતું તેથી તેઓ પોતાની મરજીમાં આવે તેમ તેનો વ્યય કરતા હતા; પરંતુ સહુથી મોટા ભાઇને તેના માગ્યા પ્રમાણે ગુણવતી સ્રીજ પ્રાપ્ત થઈ હતી. તેના ભાઇઓની માફક તેની પાસે ધનસંપત્તિનો સંચય નહોતો તોપણ તે સંતોષી જીવડો હોવાથી કામ કરીને જે ધન ઉપાર્જન કરતો તે પોતાની સ્રીને આપતો. તેની સ્રી ઘણી ગુણિયલ હતી તેથી પતિ જે પૈસા લાવતો હતો તેમાંથી તે પોતાનો સંસાર ચલાવતી હતી.

આ પ્રમાણે કેટલાક દિવસ સુધી ચાલ્યું. એક દિવસ સંન્યાસી કનિષ્ઠ ભ્રાતા પાસે ગયો. સંન્યાસીને જેવા છતાં તે તેને ઓળખી શકયો નહિ. તેની નજીક જઇને બંને હાથ જોડીને વિનીત ભાવથી સંન્યાસીએ કહ્યું: "મહારાજ! આપના ઉદ્યાનમાં ઘણાં મોટાં મોટાં આંબાનાં વૃક્ષ છે અને તેમને કેરીઓ આવેલી છે એટલે જો દયા કરીને તમે મને બેએક કેરીઓ આપશો તો તે ખાઇને હું મારી ક્ષુધાને તૃપ્ત કરીશ. આજે આખા દિવસમાં મને કાંઈ પણ ખાવાનું મળ્યું નથી."

કનિષ્ઠ ભ્રાતા તે વખતે તે દેશનો રાજા થયો હતો. સામાન્ય માણસમાંથી એકદમ રાજા થઈ ગયો હતો તેથી તેને અભિમાન થયું હતું. તેને ને આકાશને ફક્ત બે વેંતનું જ છેટું રહ્યું હતું. સંન્યાસીને જોતાં જ તે તેનાપર ગુસ્સે થઈ ગયો હતો અને તેણે તેની પાસે જે ભિક્ષા માગી તેથી તો તેનો મિજાજ છેક હાથથી જતો રહ્યો. સંન્યાસી તરફ જોઇને ઉચ્ચ સ્વરથી તેણે કહ્યું: "જાઓ, ઠાકુર! અહીંથી સીધે સીધા ચાલ્યા જાઓ. તમારા જેવા હજારો અને લાખો સંન્યાસી અહીં આવે છે તે દરેકને જો બબ્બે ચચ્ચાર ફળ આપવામાં આવે તો પછી અમારામાટે એક પણ ફળ રહે નહિ. હું કાંઈ એટલો બધો દાતા નથી માટે તમે અહીંથી એકદમ રસ્તો માપો. મારી પાસેથી ફળ લેવાની તમે આશા રાખો છો પરંતુ તમારી તે આશા કદાપિ ફળીભૂત થવાની નથી તે નથી જ."

તેનું આ બોલવું સાંભળીને સંન્યાસી મોટેથી હસી પડ્યો અને પછી તેણે કહ્યું: "તું રાજા થવાને લાયક નથી! શું રાજાનું મન આવું અનુદાર હોય છે કે? જે માણસે તને હલકી સ્થિતિમાંથી આવી ઉંચી સ્થિતિએ ચઢાવી દીધો છે તેણે ભયંકર ભૂલ કરી છે. તું પહેલાં જે સ્થિતિમાં હતો તે સ્થિતિમાં રહેવાને જ યોગ્ય છે. જા પહેલાં તું જે કાર્ય કરતો હતો તે જ કાર્ય હવે પછી આખી જિંદગી સુધી કરજે. હવે પછી કોઈ દિવસ તારી ઉન્નતિ થશે નહિ."

આમ બોલીને સંન્યાસી ત્યાંથી ચાલ્યો ગયો. નિમેષ માત્રમાં કનિષ્ઠ ભ્રાતાનું સુખસ્વપ્ન ઉડી ગયું. તેનાં રાજમહાલય, બાગબગીચા અને રાણી વગેરે સર્વ અદૃશ્ય થઈ ગયાં અને પહેલાં તે જામફળીના ઝાડ નીચે બેસીને જેમ પોતાની પરિચર્યા કરતો હતો તેમ પરિચર્યા કરવા લાગ્યો.

કેટલાક દિવસ પછી સંન્યાસી મધ્યમ ભ્રાતા પાસે ગયો. તેની પાસે જઇને અતિ વિનીત ભાવથી તેણે કહ્યું: "મહાશય! હું ક્ષુધા અને તૃષા બંનેના દુ:ખથી ક્લાન્ત થઈ ગયો છું. તમારી પાસે અસંખ્ય ગાયો છે. જો તમે મને થોડું દૂધ આપશો તો તેનું પાન કરીને હું મારી ક્ષુધા અને તૃષા બંનેને શાન્ત કરીશ."

સંન્યાસીનું આ કથન સાંભળીને મધ્યમ ભ્રાતાએ કહ્યું: "હા બાવાજી! મારી પાસે ઘણી ગાયો છે અને મારા ઘરમાં ઘણું દૂધ છે; પરંતુ તે તમારા જેવા ભીખારીને માટે નથી. જો અમારે ઘેર જેટલાં ભીખારી આવે તેટલાં બધાંને અમે દૂધ આપવા બેસીએ તો બીજે દિવસે ભીખ જ માગીએ. જાઓ, ઠાકુર! જે રસ્તેથી આવ્યા છો તે રસ્તે ચાલ્યા જાઓ. અહીં તમારો કશોય શુક્રવાર વળે તેમ નથી."

મધ્યમ ભ્રાતાનાં આ વચન સાંભળીને સંન્યાસીને ઘણો જ ગુસ્સો ચઢ્યો. તેનું મોં લાલચોળ થઈ ગયું અને તેની આંખોમાંથી અગ્નિના વર્ષાદ વર્ષવા લાગ્યો. ગર્જના કરીને તેણે કહ્યું: "અરે, નાલાયક માનવી! તું આટલી બધી ધનસંપત્તિનો માલિક થવાને લાયક નથી. જે વૃક્ષની સેવા ચાકરી કરીને તું પહેલાં ગુજરાન ચલાવતો હતો તે જ તારા માટે યોગ્ય હતું. જા, તું તારી મૂળ સ્થિતિમાં પુનઃ ચાલ્યો જા અને હવે તારી ઉન્નતિ થવાની તું આશા રાખીશ નહિ."

સંન્યાસી આ વાક્ય પૂરેપૂરું ઉચ્ચારી રહ્યો નહોતો એટલામાં તો વચેટ ભાઇનું સુખસ્વપ્ન ઉડી ગયું. આટલા દિવસ સુધી તેણે સુખ સ્વચ્છંદથી પોતાનો સંસાર ચલાવ્યો હતો તેનું તેને વિસ્મરણ થઈ ગયું. તે જામફળીના ઝાડ નીચે બેસીને તેની સેવા કરવા લાગ્યો.

આ પછી કેટલાક દિવસે એક વાર સંન્યાસી જ્યેષ્ઠ ભ્રાતાના કુટીર પાસે ગયો. ત્યાં જઇને અતિ દીન ભાવથી તેણે કહ્યું: "મહાશય! આજ બે દિવસ થયાં હું અનાહાર છું. ક્ષુધાથી મને ચક્કર આવે છે અને ઉભા પણ રહેવાતું નથી. જો દયા કરીને તમે મને કાંઈ ખાવાનું આપશો તો પરમેશ્વર તમારું ભલું કરશે."

સંન્યાસીનું આ બોલવું સાંભળીને જ્યેષ્ઠ ભ્રાતાએ મિષ્ટ ભાષામાં કહ્યું: "ઠાકુર! જો કે અમે ગરીબ છીએ તોપણ અમારી શક્તિ પ્રમાણે અતિથિનો સત્કાર કરીએ છીએ. આવો, મહારાજ! અમારા કુટીરમાં આવો. અમારી પાસે જે ખાદ્ય અત્યારે પ્રસ્તુત છે તે આપની ક્ષુધાની તૃપ્તિમાટે આપવા અમે તૈયાર છીએ."

મોટા ભાઇના આ શબ્દો સાંભળીને તથા તેણે જે ઉદારતા દર્શાવી હતી તેથી સંન્યાસી ઘણો સંતુષ્ટ થઈ ગયો. તેણે તેને પ્રચુર ધનસંપત્તિ આપી, રાજમહાલય જેવું એક મકાન તેના નિવાસમાટે આપ્યું અને તેની પાસે એક મોટો બાગ અને તળાવ કરી આપી સંન્યાસી ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.

જ્યેષ્ઠ ભ્રાતા એક રાજાના જેટલો ધનવાન્ થઈ ગયો હતો અને તે પોતાના ધનનો ઘણો સારો વ્યય કરતો હતો. તેના ગૃહ આગળ જે અતિથિ આવતા તેમને તે કદાપિ વિમુખ જવા દેતો નહિ. લોકો તેને દાતા કહીને બોલાવવા લાગ્યા. ગરીબાઇમાં તે જેવી રીતે રહેતો હતો તેવી જ રીતે હાલમાં પણ તે સાદાઇમાં રહેતો હતો. ધનના મદથી તે છકી ગયો નહોતો. તે એમ ધારતો કે પરમેશ્વરે તેને જે ધન આપ્યું છે તે તેના મોજ શોકના માટે આપ્યું નથી પરંતુ લોકોનું ભલું કરવામાટે જ તે આપ્યું છે. આ પ્રમાણે તે, તેની સ્ત્રી, પુત્ર અને કન્યા પૂર્ણ સુખમાં

પોતાનું જીવન વ્યતીત કરતાં હતાં. વચ્ચે વચ્ચે તે પોતાના ભ્રાતાઓને યથેચ્છ સાહાય્ય આપતો પણ સંન્યાસીનો શાપ હોવાથી તેમની દીનદશા ટળી શકતી નહોતી.

## દુ:ખિની રાજકન્યા

કોઈ એક દેશમાં એક રાજા હતો. તેને બે કુંવર હતા. તે બંને કુંવરો ઉપર રાજાની સમાન પ્રીતિ હતી. મોટો રાજપુત્ર ભવિષ્યમાં ગાદીપર આવશે માટે નાના રાજપુત્રને વ્યાપાર ધંધે વળગાડવો એવો રાજાએ વિચાર કર્યો. આ વિચારથી તેણે ઘણા પૈસા ખર્ચીને પોતાના દેશમાંથી માલ ખરીદ્યો અને વહાણુ તૈયાર કરાવી તેને વિદેશમાં સોદાગરી કરવા મોકલ્યો.

નાનો રાજપુત્ર બહુ જ દયાળુ સ્વભાવનો હતો. તે બીજા માણસનું દુ:ખ જોઈ શકતો નહોતો. કોઈ પણ માણુસને તે દુ:ખમાં જોતો તો તેના દુ:ખનો નાશ કરવાને તે હમેશાં ચેષ્ટા કરતો હતો અને તેથી મોટા રાજકુંવર કરતાં નાના રાજકુંવરને પ્રજા બહુ જ ચહાતી હતી.

નાનો રાજકુંવર વહાણ લઇને રાજધાનીમાંથી નીકળ્યો. બે દિવસ સુધી સફર કર્યાં પછી તે એક બંદરમાં જઈ પહોંચ્યો. ત્યાં તેણે કેટલાક બન્દીવાન જોયા. તેમની અવસ્થા જોઇને નાના રાજપુત્રને ઘણી જ દયા આવી. જે લોકો તે બંદીવાનોને લઈ જતા હતા તેમને તેણે પૂછ્યું: "ભાઇઓ! તમે આમને કેમ કેદ કર્યાં છે?" તે લોકોએ રાજકુંવરને કહ્યું: "મહાશય! આ લોકોએ રાજાનો કર આપ્યો નથી માટે એમને કેદ કરવામાં આવ્યા છે."

નાના રાજપુત્રે પોતાના વહાણુમાંનો તમામ માલ ધૂળના ભાવે વેચી નાખ્યો અને તેથી જે પૈસા આવ્યા તે તે કેદીઓના ઉદ્ધારમાટે આપ્યા. તે કેદીઓમાંથી એક જણુની સાથે એક ઘણી સ્વરૂપવતી બાળા હતી. રાજાનાં માણસોએ જ્યારે તે માણસને કેદ કર્યો ત્યારે તે બાળા રોતી રોતી તેની સાથે સાથે ચાલી આવી હતી. પ્રહરીએ તેને સાથે ન આવવાને ઘણીએ સમજાવી પણ તેણે માન્યું નહિ.

તે સ્વરૂપવતી બાળાને જોઇને રાજપુત્ર તેનાપર મોહી પડ્યો. તેનો ભાવ તે બાળાના પિતાના જાણુવામાં આવ્યો તેથી તેણે તે બાળાના વિવાહનો પ્રસ્તાવ કર્યો. રાજપુત્ર તેની સાથે પરણુવા રાજી હતો એટલે તેણે તેની સાથે લગ્ન કરવા કબૂલ કર્યું. તે બાળાના બાપે તેને રાજપુત્ર સાથે પરણાવી એટલે તેને લઇને રાજપુત્ર પોતાના પિતાની રાજધાની તરફ ચાલ્યો.

પુત્રને ત્વર પાછો આવેલો જોઇને રાજાને ઘણો આનંદ થયો. તેની પાસે જઇને તેણે પૂછ્યું: "ભાઈ, તું અહીંથી જે માલ લઇને ગયો હતો તે સર્વ વેચીને જ આવ્યો છે ને? તે માલ તેં કેટલે વેચ્યો છે અને તને કેટલો નફો રહેલો છે?"

નાના રાજપુત્રે બનેલી સર્વ વાત પોતાના પિતાને કહી. તે સાંભળીને રાજાને ઘણો જ ક્રોધ ચઢ્યો. તે સ્વરૂપવતી બાળાને સર્વ અનર્થનું મૂળ સમજીને તેણે તેને રાજમહાલયમાં દાસી તરીકે રાખી અને રાજકુંવરને દેશવટો આપ્યો.

કેટલાક દિવસ પછી રાજાનો મોટો કુંવર મૃત્યુ પામ્યો. રાજાને બંને કુંવરપર ઘણું હેત હતું. થોડા દિવસમાં બંને કુંવરોનો વિયોગ થઈ જવાથી રાજા શોકાન્વિત થઈ ગયો. તેણે નાના રાજપુત્રને બોલાવી લાવવાને માણસો મોકલ્યાં અને તે આવ્યો એટલે તેને સમજાવીને પુનઃ વાણિજ્યમાટે વિદેશમાં મોકલ્યો.

વહાણ લઇને નાનો રાજકુંવર રાજધાનીમાંથી નીકળ્યો. ત્રણ દિવસની સફર પછી તે એક ગામ આગળ જઈ પહોંચ્યો. તે ગામનાં સર્વ માણસોને તેણે ચીત્કાર કરીને રોતાં જોયાં. જમીનપર ઉતરીને તેણે તે લોકોને પૂછ્યું: "ભાઇઓ, તમે આટલો બધો આક્રંદ કેમ કરી રહ્યા છો? તમને શું દુઃખ છે તે તમે મને કહો:" તે ગામનાં માણસોમાંથી એક જણે કહ્યું: "મહાશય! કાલ રાત્રિએ આ ગામમાં પ્રચંડ આગ લાગી હતી અને તેમાં આખા ગામનો નાશ થઈ ગયો છે. અમારી સર્વ માલમિલ્કત બળીને ભસ્મીભૂત થઈ ગઈ છે. મૂળમાં તો અમે સર્વ ગરીબ હતાં અને અગ્નિએ અમારી માલમત્તા બાળી નાખી છે એટલે અમે સર્વ ઘરબાર વિનાનાં થઈ ગયાં છીએ અને તેથી જ અમે રોઇએ છીએ.

તે ગ્રામ્ય લોકોની દુઃખવાર્ત્તા સાંભળીને નાના રાજપુત્રના મનમાં દયાનો સંચાર થયો. પોતાના વહાણનો માલ વેચી નાખવાનો તેણે બંદોબસ્ત કર્યો અને માલના વેચાણના જે પૈસા આવ્યા તેથી તેણે તેમને ઘર બંધાવી આપ્યાં. તેની આ ઉદારતાથી ગ્રામ્યના લોકો તેને દેવતાની માફક પૂજવા લાગ્યા. પછી ખાલી વહાણ લઇને રાજકુંવર પોતાના પિતાની રાજધાની તરફ ચાલ્યો.

રાજકુંવર રાજધાનીમાં પહોંચ્યો એટલે રાજાએ તેની પાસે જઇને વ્યાપારના સમાચાર પૂછ્યા. રાજકુંવરે સર્વ વાત તેને કહી તે સાંભળીને રાજાને ઘણો જ ક્રોધ ચઢ્યો. તેણે રાજકુંવરને ઘણો જ ધિક્કાર આપ્યો અને તેને પોતાના રાજ્યમાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી.

રાજકુંવરની પત્નીને તેણે રાજમહાલયમાં દાસી તરીકે રાખી અને તેને જેમ બને તેમ દુઃખ દેવાની અન્ય દાસીઓને આજ્ઞા આપી દીધી. રાજકુંવરની પત્ની–રાજરાણી થવાને નિર્માણ થયેલી બાળા–રાજમહાલયમાં દાસીત્વ કરવા લાગી અને અન્ય દાસીઓ તેનાપર જે જુલ્મ ગુજારતી તે તે શાંતિથી સહન કરતી. વિના અપરાધે રાજા તેને ઘણું દુઃખ દેતો તોપણ તે મુખમાંથી ચકાર સુદ્ધાં કાઢતી નહોતી. તેનાપર જે દુઃખ પડતું હતું તે માટે તે પોતાના નસીબને જ દોષ આપતી હતી.

આ પ્રમાણે છ માસ વ્યતીત થઈ ગયા. રાજાનો મનઃશોક દિનપ્રતિદિન વધવા લાગ્યો. પુત્રના વિયોગથી તેનું મન અસ્થિર થઈ ગયું. તેણે પુનઃ રાજકુંવરને રાજધાનીમાં બોલાવી મંગાવ્યો.

રાજકુંવર આવ્યો એટલે રાજાએ તેને કહ્યું: "જો, ભાઈ! અત્યાર સુધીના તારા સર્વ અપરાધોની હું તને ક્ષમા આપું છું. વિચાર કરીને જો કે તું મારો એકનો એક કુંવર અને મારા પછી મારી ગાદીનો વારસ છે. મારી અભિલાષા એવી છે કે ગાદીએ આવતાં પહેલાં એક સારા સોદાગર તરીકે તારે નામ કાઢવું જોઇએ. બબ્બે વખત મેં તને વહાણ આપીને વિદેશમાં મોકલ્યો હતો પણ મારી અભિલાષાપર તેં પાણી ફેરવ્યું છે. હજી એકવાર વધારે હું તને તારી બુદ્ધિ બતાવવાનો પ્રસંગ આપું છું. પૂર્વની માફક આ વખત પણ જો તું મૂર્ખતા કરીશ તો પછી ભવિષ્યમાં હું તારું મુખ પણ નહિ જોઉં અને મારા પછી તને ગાદી ન મળે એવો બંદોબસ્ત કરી દઇશ."

આમ બોલીને તેણે નાનાવિધ દ્રવ્યાદિનો ક્રય કરીને કેટલાંક વહાણ ભરાવી રાજકુંવરને વાણિજ્ય કરવામાટે વિદેશમાં મોકલ્યો.

નાનો રાજકુંવર પોતાની સ્ત્રીને બહુ જ ચહાતો હતો. તેને પરણ્યા પછી તે તેને સુખ આપી શકતો નહોતો તેમાટે તેના મનમાં ઘણું દુઃખ થતું હતું. જ્યારે તે સ્વદેશમાં રહેતો હતો ત્યારે છુપી રીતે દિવસમાં એક વાર પોતાની પત્નીને મળી આવતો પણ વિદેશમાં જતાં તેને મળી શકાય તેમ નહોતું તેથી રાજપુત્રને ઘણું દુઃખ થતું હતું. ત્રીજી વખત તેના પિતાએ જ્યારે તેને વિદેશમાં મોકલ્યો ત્યારે તેણે પોતાની પત્નીની એક મોટી છબી તૈયાર કરાવરાવી અને તેને વહાણમાં રાખી. અવસર મળતો ત્યારે રાજકુંવર તે છબી પાસે જઇને બેસતો અને જાણે પોતાની પ્રિયા પાસે બેઠો હોયની! તેમ એકી ટસે તેની તરફ જોઈ રહેતો.

આ પ્રમાણે કેટલાક દિવસ સૂધી દરિયાની સફર કર્યાં પછી રાજકુંવરનું વહાણ એક બંદરમાં આવ્યું. બંદરમાં ઘણા રાજકર્મચારીઓ

ચોકી કરતા હતા. રાજકુંવરનું વહાણુ અને તેની અંદરની તેની પત્નીની પ્રસ્તરમૂર્તિ જોઇને એક કર્મચારીને ઘણું જ આશ્ચર્ય થયું. એકદમ તે રાજા પાસે ગયો અને હસ્ત જોડીને તેને કહ્યું: "મહારાજ! આટલા બધા દિવસ પછી આજ રાજકન્યાનો પત્તો લાગ્યો છે. આજ બંદરમાં કેટલાંક વહાણુ આવ્યાં છે અને તેમાંના એક વહાણુમાં રાજકન્યાની છબી છે. એ વહાણુના માલિક પાસેથી રાજકન્યા વિશેના સમાચાર આપને મળશે એવી આ સેવકની ખાતરી છે."

કર્મચારીના મુખથી આ વચન સાંભળતાં જ રાજા પોતાનું લશ્કર લઇને બંદરપર ગયો અને રાજકુંવરના વહાણુમાં જઇને તેની સાથે તે છબી વિશે વાત કરી. રાજપુત્રે તેને તે કન્યા વિશેની સર્વ વાત કહી અને પછી કહ્યું કે: "જે માણુસની સાથે મારી પત્ની હતી તે માણુસ તે તેની પોતાની કન્યા છે એમ કહેતો હતો; કિન્તુ તેનું સ્વરૂપ જોઇને અને તે માણુસના હાલહવાલ જોઇને મારા મનનો નિશ્ચય થઈ ગયો હતો કે તેનું બોલવું સત્ય નહોતું. આ ઉપરાંત મારી પ્રાણુવલ્લભા પાસેથી એક પોશાક મને મળી આવ્યો છે અને તેથી મારા મનની ખાતરી થઈ છે કે તે કોઈ રાજકન્યા છે અને તેથી જ મેં તેની સાથે લગ્ન કર્યું છે."

રાજપુત્રે પોતાની હૃદયેશ્વરી વિશેની સર્વ વાર્ત્તા કહી સંભળાવી પણ તેની સાથે લગ્ન કર્યા પછી હાલમાં તે તેના પિતાના મહાલયમાં દાસીત્વ કરે છે એ વાત તેને કહી નહિ. તેની વાર્ત્તા સાંભળ્યા પછી રાજાએ તેને કહ્યું કે: "આ છબીવાળી બાળા મારી કુંવરી છે. તેણે તમારા જેવા એક રાજપુત્ર સાથે લગ્ન કર્યું છે એ સંવાદ સાંભળીને મને ઘણો જ આનંદ થાય છે. તમે મારા જમાઈ છો માટે મારી રાજધાનીમાં પધારીને મારા રાજમહાલયને પાવન કરો." આમ કહીને રાજા તેને પોતાના પ્રાસાદમાં લઈ ગયો અને કુંવરીના સમાચાર મળ્યા માટે કેટલાક દિવસ સુધી રાજ્યમાં ઉત્સવ ઉજવવાની તેણે આજ્ઞા ફરમાવી.

રાજકુંવર કેટલાક દિવસ સુધી રાજાને ત્યાં મેહમાન દાખલ રહ્યો. પછી એક દિવસ રાજાએ કહ્યું: "જમાઇરાજ! મારે એક પુત્રી વિના અન્ય કાંઈ સંતાન નથી. કેટલાક દુષ્ટ માણુસો તેને અહીંથી ચોરી ગયા હતા અને તેમના હાથમાંથી તમે તેને બચાવી લઈ તેની સાથે લગ્ન કર્યું છે એટલે તમે અમારા જમાઈ થયા છો. હું હવે ઘરડો થયો છું અને મારી કુંવરીના વિયોગથી મારા શરીરપર ઘણી જ ખરાબ અસર થયેલી છે. મારું શરીર હવે જીર્ણ થઈ ગયું છે એટલે મારાથી રાજકાર્ય બરાબર થઈ શકતું નથી. આ રાજ્યના ઉત્તરાધિકારી તમે જ

હોવાથી રાજપાટ તમને સોંપી દઇને તીર્થસ્થાનમાં રહીને મારું બાકી રહેલું જીવન ઇશ્વિરભક્તિમાં ગાળવાનો મેં નિશ્ચય કર્યો છે; માટે તમે સ્વદેશમાં જઇને તમારાં માતા પિતા અને મારી પુત્રીને લઈ આવો એટલે તેમને સર્વને મળીને તેમના સમક્ષ તમારો રાજ્યાભિષેક કરી હું તીર્થ-સ્થાનમાં ચાલ્યો જઇશ."

રાજાનું આ કથન સાંભળીને ઉલ્લસિત થઇને રાજપુત્ર પોતાના દેશ તરફ ચાલ્યો. તેણે પોતાના પિતાની રાજધાનીમાં જઇને પિતાને સર્વ વાર્ત્તા કહી. રાજા તેની વાર્ત્તા સાંભળીને અત્યન્ત આહ્લાદિત થયો. રાજમહાલયમાંથી રાજકન્યાને બોલાવીને તેણે તેને દુઃખ દીધું હતું તે માટે તેની પાસે ક્ષમા માગી. પછી તેને બહુમૂલ્ય વસ્ત્રાભૂષણથી શણ-ગારીને રાજા, રાણી, રાજકુંવર અને તેની પત્ની તે રાજકન્યાના પિતાના દેશમાં જવાને નીકળ્યાં. રસ્તામાં રાજાએ રાજપુત્રને પોતાની પાસે બોલા-વીને કહ્યું; "કુંવર! અજ્ઞાનતામાં મેં તને અને રાજકન્યાને અનેક દુઃખ દીધાં છે. હવે મારા જાણવામાં આવ્યું છે કે સત્કર્મનું ફળ કોઇને કોઈ દિવસ અવશ્ય પ્રાપ્ત થાય છે જ. જો તેં દયા કરીને રાજકન્યાને તે લોકોના હાથમાંથી છોડાવી ન હોત તો આવા સૌભાગ્યનું મુખ જોવાનો અવ-સર પ્રાપ્ત ન જ થાત. પરોપકાર પરમધર્મ છે એ વાત મેં ઘણી વખત સાંભળી હતી કિન્તુ તેનો સાક્ષાત્ અનુભવ પહેલાં મને કદાપિ થયો નહોતો. તારા દાખલાથી તે ઉક્તિની સત્યતા પૂરેપૂરી રીતે સાબિત થાય છે."

પિતાના ઉપલા શબ્દો સાંભળીને રાજપુત્ર પરમ સંતુષ્ટ થયો. યથાસમય તેઓ બધાં રાજકન્યાના પિતાના રાજ્યમાં ગયાં. રાજકન્યાના પિતાએ પરમ આદરથી તેમનો સત્કાર કર્યો. રાજકન્યાના આગમનથી દેશમાં કેટલાક દિવસ સુધી આનંદોત્સવ ચાલ્યો.

કેટલાક દિવસ પછી રાજકન્યાના પિતાએ મોટો સમારંભ કરીને પોતાના જમાઇને સિંહાસનપર બેસાડ્યો અને પછી પોતે તીર્થસ્થાનમાં જઇને રહ્યો. કેટલાક દિવસ સુધી સસરાના રાજ્યમાં રાજ્ય કરીને રાજ-કુંવર પોતાના પિતાના દેશમાં ગયો. વર્ષમાં અમુક વખત સુધી તે પોતાના પિતાના રાજ્યમાં રહેતો અને અમુક વખત સુધી પોતાના સસરાના રાજ્યમાં નિવાસ કરતો. આ પ્રમાણે પરમ આનંદમાં તે પોતાના દિવસો ગાળવા લાગ્યો. યથાસમય રાજકન્યાને બે કુંવર અને એક કુંવરી જન્મ્યાં. તેમને રમાડતાં રાજકુંવર અને રાજકન્યા સ્વર્ગના સુખનો અનુભવ કરવા લાગ્યાં.



# ભૂતોની ગાડી

કોઈ એક ગામમાં એક ઘણી ગરીબ ડોસી રહેતી હતી. એક પુત્રસંતાન વિના તેને અન્ય કોઈ નહોતું. બીજાને ઘેર દાસીવૃત્તિ કરીને તે પોતાનું અને તે પુત્રનું ગુજરાન ચલાવતી હતી. તે ડોસીના પુત્રની ઉમર આશરે અગીઆર વર્ષની હતી. ડોસીએ તેને ખેડૂતનું કામ શીખવવા ધાર્યું હતું તેથી તે તેને દરરોજ સવારમાં એક પાડોશી ખેડૂતના ખેતરમાં કામ શીખવાને મોકલતી. તે સવારથી ખેતરમાં જતો તે ઠેઠ સાંઝે ઘેર આવતો. મધ્યાહ્ન સમયે ડોસી તેનું ભાતું લઇને ખેતરમાં જતી અને તેને ખવડાવી આવતી.

આ પ્રમાણે દિવસો જતા હતા એવામાં એક દિવસ ડોસી માંદી પડી. માતાની પીડા જોઇને બાળક ઘણો ગભરાઈ ગયો. જે પાડોશીઓ તેને ચહાતાં હતાં તેમની પાસે જઇને તેણે પોતાની માતાના મંદવાડના સમાચાર કહ્યા. ડોસી જેને ઘેર કામ કરતી હતી તેને પણ તેના માંદા પડ્યાની ખબર પડી. ગામમાં એક વૈદ્ય હતો તેના જાણવામાં પણ આ વાત આવી. તેણે આવીને ડોસીને દવા આપી પણ ટૂટીને બૂટી શું કરે? મંદવાડ વધવા લાગ્યો અને બે ત્રણ દિવસનો મંદવાડ ભોગવીને પોતાના અસહાય બાળકને રડતો મૂકી તે આ લોકમાંથી પરલોકમાં સંચરી ગઈ. માતાના મૃત્યુથી છોકરો ઉચ્ચ સ્વરથી બૂમો મારી મારીને રોવા લાગ્યો.

ડોસીનો એક પાડોશી તેને ચહાતો હતો. તે પોતે ગરીબ હોવાથી ગરીબાઇનું દુઃખ કેવું અસહ્ય હોય છે તેનું તેને સારું જ્ઞાન હતું. ડોસીને બીજાને ઘેર દાસીવૃત્તિ કરીને પોતાનું પેટ ભરતી જોઇને તેને ઘણી દયા આવતી. કોઈ કોઈ વખત તેના ઘરમાં રાંધેલું વધેલું હોય અથવા વાર તહેવાર હોય અને પોતે કાંઈ સારું ખાવાનું કર્યું હોય તો તે તે ડોસીને ઘેર મોકલી આપતો. પણ તેની પોતાની દશા ગરીબ હતી તેથી તે તે ડોસીનું દુઃખ દૂર કરી શકતો નહોતો.

તે પાડોશીને થોડીક જમીન હતી. તે જમીન તે જાતે ખેડતો અને ખેતી કરવાથી જે ઉપાર્જન થતું તેથી મહામુસીબતે તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેના પરિવારમાં તેની એક સ્ત્રી વિના અન્ય કોઇ નહોતું. તે સ્ત્રી બંને આંખે આંધળી હતી. ખેડૂતની સ્ત્રીને ડોસી કોઈ કોઈ વાર સાહાય્ય કરતી અને તે ખેડૂતની સાથે જ ડોસીનો છોકરો ખેતીનું કામ શીખવાને જતો હતો.

છોકરાને પોક પોક રોતો જોઇને ગામનાં લોકો ભેગાં થઈ ગયાં અને તેને આશ્વાસન આપવા લાગ્યાં. બધાંએ ભેગાં મળીને ડોસીને લાકડાં ભેગી કરી દેવાનો બંદોબસ્ત કરી દીધો.

માતાને અગ્નિ ભેગી કરી છોકરો ખિન્નવદનથી પોતાના કુટીરમાં આવ્યો. લોકોએ તેને સમજાવીને થોડુંક ...વ્યું. પછી લોકો પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. છોકરો હતાશ થઇને શય્યામા સૂઈ રહ્યો. કેટલાંક પાડોશી તેની પાસે રહ્યાં હતાં તેપણ તેને સાન્ત્વન આપી નિજ ગૃહે ચાલ્યાં ગયાં. જતી વખતે તેમણે તેને કહ્યું કે સવારમાં તેઓ તેની પાસે આવશે.

આખો દિવસ કઠિન પરિશ્રમ કરવાથી અને માતાના શોકથી નિતાન્ત કાતર થવાથી છોકરો ઘણો જ કલાંત થઈ ગયો હતો. ફક્ત બે કોળીઆ ખાઇને જ તે સૂઈ રહ્યો હતો. પડ્યા પડ્યા તેના મનમાં નાના પ્રકારના વિચાર આવતા હતા.

અત્યાર સુધી તેના ભરણપોષણને માટે તેને કાંઈ પણ વિચાર આવતો નહોતો; કારણ કે, તેની સ્નેહમયી માતા પોતાના પેટે પાટા બાંધીને પણ તેનું ભરણ પોષણ કરતી હતી. એટલી બધી વૃદ્ધાવસ્થામાં પણ તે પારકું કામ કરીને ધન ઉપાર્જન કરતી અને તેનો વ્યય પોતાના છોકરાના ભલામાટે કરતી. ડોસી મરી ગઈ ત્યારે તેના ઘરમાં કાંઈ પૂંજી નહોતી એટલે હવે પોતાનું ગુજરાન કેવી રીતે ચલાવવું? જો પોતે કામ નહિ કરે તો અથવા પોતે માંદો પડ્યો તો તેની સેવા કોણ કરશે અને તેનું ગુજરાન કેવી રીતે ચાલશે? તેમ જ તેનું ઔષધ આ। સેવા ચાકરી કોણ કરશે? એ વિશેના વિચાર તેના મગજને વ્યગ્ર કરી રહ્યા હતા. માતા જીવતી હતી ત્યાં સુધી તેને આ બાબતની કાંઈ ચિન્તા નહોતી; પણ હવે તેના મનમાં એ વિચાર આવવાથી તે માતાને સંભારી સંભારીને અજસ્ર અશ્રુ વર્ષાવીને રડવા લાગ્યો. તેનાં ચક્ષુમાંથી અનર્ગલ બાષ્પવારિ વિગલિત થતું હતું.

કેટલોક વખત સુધી રોવા પછી તે છોકરો પોતાની મેળે જ શાન્ત થઈ ગયો. તેની માએ કહેલી એક વાત એકાએક તેને સાંભરી આવી. એક દિવસ વાતની વાતમાં તેની માતાએ તેને કહ્યું હતું કે તેને એક વિધવા બહેન હતી, તેની પાસે ઘ. જ દ્રવ્ય હતું અને તેને કોઈ સંતાન કે સગું વહાલું કોઈ નહોતું તેથી તે। તમામ મિલ્કતનો વારસ તે જ હતો.

એકાએક તેના મનમાં આ વાર્ત્તા સાંભરી આવવાથી તે છોકરાના નિરાશાના સમુદ્રમાં ડૂબી ગયેલા હૃદયમાં આશારૂપી સૂર્યનાં કિરણો દેખાવા લાગ્યાં. તેણે પોતાના મનમાં વિચારવા માંડયું કેઃ "જો કોઈ પણ પ્રકારે હું શહેરમાં જઈ શકું તો મારી માસીનું ઘર હું અવશ્ય ખોળી કાઢી શકીશ. તે ઘણી દોલતની માલિક હોવાથી તે કોઈ મોટી

હવેલીમાં રહેતી હોવી જોઇએ. એક વખત જો હું તેને ઘેર જઈ શકું તો પછી મારે કોઈ પણ રીતનું દુ:ખ રહેશે નહિ. પણ માસીના શહેરમાં જવું કેવી રીતે? મેં એક વખત સાંભળ્યું છે કે ગાડીમાં બેસીને શહેરમાં જવાય છે. અહીંથી બીજા ગામમાં હું એક વખત ગાડીમાં બેસીને ગયો હતો પણ તે વખતે માતાને ગાડીવાળાને બહુ પૈસા આપવા પડ્યા હતા. પૈસા લીધા વિના ગાડીવાળા કોઇને ગાડીમાં બેસવા દેતા નથી. મારે શહેરમાં જવું છે માટે ગાડીમાં બેસવામાટે કેટલાક પૈસા મારી પાસે હોવા જોઇએ; પણ એ પૈસા મારે ક્યાંથી મેળવવા?"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે છોકરાની આંખો ઘેરાવા લાગી, તેને તંદ્રા આવી ગઈ અને થોડીવાર પછી તે ગાઢ નિદ્રામાં નિદ્રિત થઈ ગયો. તેના પાડોશી ગયાં તે વખતે તેના કુટીરનું બારણું ઉઘાડું મૂકી ગયાં હતાં એટલે તે તેમનું તેમ ઉઘાડું જ પડેલું હતું. તે તરફ તેની નજર પણ ગઈ નહોતી.

તે છોકરો નિદ્રામાં પડ્યો હતો એવામાં એકાએક મનુષ્યનો કંઠસ્વર તેના કાને પડ્યો. તેણે આંખો ઉઘાડીને જોયું તો ત્રણ ચાર નાનાં અદ્દ્ભુત આકૃતિનાં માણસો તેની શય્યા પાસે ઉભેલાં તેના દૃષ્ટિએ પડ્યાં. તે છોકરો બીકણ નહોતો. તે સાહસી હતો તેથી તે અદ્દ્ભુત આકૃતિવાળાં નાનાં નાનાં માણસોને જોઇને તે બીન્યો નહિ. તે માણસો અંદર અંદર કાંઈ વાર્ત્તાલાપ કરી રહ્યાં હતાં એટલે તેમની વાતચીત તે ધ્યાન દઇને સાંભળવા લાગ્યો.

તે માણસોમાંથી એક જણે કહ્યું: "મારું એવું ધારવું છે કે આ છોકરાદ્વારા આપણું કામ થશે."

તેનું આ બોલવું સાંભળીને એક બીજા માણસે કહ્યું: "ત્યારે, વાટ કોની જુઓ છો? ઉઠાડો એને!"

એક ત્રીજા માણસે છોકરાના કાન આગળ પોતાનું મુખ લઈ જઇને બૂમ મારીને કહ્યું: "અરે, ઓ છોકરા! તું ઉઠ; જલ્દી ઉઠ."

તે માણસનું આ બોલવું સાંભળીને તે છોકરો વિસ્મિત થયો. આંખો ઉઘાડીને તેમની તરફ જોઇને તેણે કહ્યું: "તમે કોણ છો? મને કેમ બોલાવો છો?"

તેના મુખમાંથી આ શબ્દ પૂરેપૂરા નીકળ્યા નહોતા એટલામાં આશ્ચર્યચકિત થઈ જઇને તે છોકરાએ જોયું તો તેણે તેને પોતાને એક અદ્દ્ભુત વનમાં ઉભેલો દીઠો. તેની આસપાસ અસંખ્ય ક્ષુદ્રાકૃતિવાળાં માણસોને નૃત્ય કરતાં તથા કૂદતાં તેણે જોયાં અને થોડેક દૂર એક

મોટી ગાડી તેને માટે રાહ જોતી ઉભી હોય એમ તેને જણાયું. તે ગાડીમાં ચાર તેજદાર ઘોડા જોડેલા હતા.

આ દૃશ્યને જોઇને તે છોકરો આશ્ચર્ય પામ્યો. આ સર્વ શું હશે તે તે સમજી શક્યો નહિ. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળે તે પહેલાં તે અદ્ભુત માણસોનું ટોળું તેની પાસે આવી પહોંચ્યું. ધક્કા મારીને તે લોકો તેને ગાડી પાસે લઇ ગયાં અને તેમણે તેને ગાડીમાં નાખ્યો.

તે છોકરો ગાડીમાં પડ્યો કે તરત જ ઘોડાએ લાંબી લાંબી ફલંગો મારીને વાયુવેગે દોડવાનો આરંભ કરી દીધો. તે ઘોડા એટલા બધા વેગથી દોડતા હતા કે પહેલ વહેલાં તો તે છોકરો ગભરાઇ ગયો. પણ થોડેક દૂર જવા પછી તેનો ભય દૂર થયો. તે વન ઘણું જ શોભાયમાન હતું તેથી આશ્ચર્યચકિત ચક્ષુએ તે તે વનની શોભાનું નિરીક્ષણ કરવા લાગ્યો. ચાર ઘોડાની ગાડીમાં બેસીને તે તે શોભાયમાન વનપ્રદેશમાંથી જતો હતો.

કેટલીકવારે તે ગાડી તે વનને પસાર કરી ગઇ. તે છોકરાએ હવે પોતાની બંને બાજૂએ એટલા બધા અદ્ભુત જીવ અને એટલા બધા આશ્ચર્યપૂર્ણ દેખાવ જોયા કે તે હતબુદ્ધિ થઇ ગયો. અત્યાર પહેલાં તે ભૂતથી બીતો નહોતો. જંગલમાંથી વાંસના ઝાડ પાસે થઇને અંધારી રાત્રિએ તે ઘણીએ વખત ગયો હતો પણ કોઇ વખત તેના હૃદયમાં કોઇ પણ પ્રકારની ભીતિ થઇ નહોતી. પણ આજ તે ભૂતના હાથમાં પડ્યો હતો એ વિશે તેની ખાતરી થઇ ગઇ. તોપણ મુખપર ગભરાટનાં કાંઇ પણ ચિહ્ન ન બતાવતાં ધીરજ ધારી તે ગાડીમાં શાન્ત બેઠો.

કેટલીકવાર સૂધી ગાડી જાણે આકાશમાં ઉડતી હોયની! તેમ દેખાયું અને પછી તે ભૂમિપર ભયંકર શબ્દ કરતી ચાલતી ન હોય તેમ જણાવા લાગ્યું. તે ગાડીનો ભયંકર શબ્દ સાંભળીને તે છોકરાના કાન બહેર મારી ગયા. એક બે વખત તો તે બૂમ પણ પાડી ઉઠ્યો પણ તેની બૂમનો અવાજ કોઇએ સાંભળ્યો નહિ. તે કયારથી તે ગાડીમાં બેઠો હતો તેનું તેને કાંઇ સ્મરણ કે ભાન નહેતું. કેટલીકવારે તેની ગાડી એક અતિ સુસજ્જિત અને પ્રકાશિત વનમાં થઇને જવા લાગી.

કેટલોક વખત સૂધી તે ગાડી આ પ્રમાણે ચાલ્યા પછી એક સ્થળે તે ઉભી રહી એટલે જે ચાર માણસો તે ગાડીને હાંકતા હતા તે કૂદકો મારી જમીનપર ઉતરી ગયા અને નિમેષ માત્રમાં ચાર ઘોડાને છોડી લઇને કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઇ ગયા. જે માણસો ગાડીમાં તે છોકરા જોડે બેઠેલા હતા તેઓ પણ જોરથી ગાડીનું દ્વાર

ઉપાડીને નીચે ઉતર્યાં અને તેમણે તે છોકરાને ધક્કા મારી મારીને નીચે ઉતાર્યો.

જે સ્થળે ગાડી ઉભી રહી હતી તે સ્થળ એવું સુસજ્જિત અને રમણીય હતું કે તેવું સ્થળ તેણે પહેલાં કોઈ વખતે જોયું નહોતું. તે તે વનની શોભા જોવામાં એવો તલ્લીન થઈ ગયો હતો કે ગાડીમાં બેઠેલાં નાનાં નાનાં પ્રાણીઓએ તેને ધક્કા મારી મારીને નીચે નાખ્યો ત્યારે જ તેને ભાન આવ્યું; કિન્તુ તે વખતે પણ તે કેવી રીતે ક્યાંથી, અને શામાટે ત્યાં આવ્યો હતો એનું તેને કાંઈ ભાન નહોતું. તે ક્ષુદ્રાકૃતિવાળાં માણસોએ તેને કેટલુંય બોલાવ્યો પણ તે છોકરો વનની શોભા જોવામાં એટલો બધો તલ્લીન થઈ ગયો હતો કે તે પોતાના મુખમાંથી એક શબ્દ પણ બોલી શકયો નહિ. તે વનમાં એક બાજૂનાં વૃક્ષપર ઘણાં જ સુંદર ફૂલ આવેલાં હતાં. પ્રત્યેક ફૂલ એક બીજાથી સ્વતંત્ર હતું અને શોભામાં તો તે ફૂલનો જોટો જડે તેમ નહોતું. તે ઉભો હતો તેની બીજી બાજૂનાં વૃક્ષપર સુપકવ ફળ લટકી રહ્યાં હતાં. તે ફૂલ અને ફળ જેવાં ફૂલ ફળ પહેલાં તેણે કદાપિ જોયાં નહોતાં. દરેક ફૂલઝાડ ઉપર એક એક કાગળનું ફાનસ મૂકવામાં આવેલું હતું અને તેમાં ઘણા તેજદાર દીવા બળતા હતા.

આ સમસ્ત વ્યાપાર જોઇને તે છોકરો હતબુદ્ધિ થઈ ગયો હતો. જે માણસોએ તેને ધક્કા મારીને નીચે નાખી દીધો હતો તે તેની આસપાસ ફરીવળીને કાંઇક બોલ બોલ કરતા હતા પણ તે છોકરાનું તેમના તરફ મુદ્દલ ધ્યાન નહોતું. આશ્ચર્યચકિત દૃષ્ટિથી તે તે વનની સુંદર શોભાને એકીટસે જોઈ રહ્યો હતો.

સહસા ચાર અદ્‌ભુત માણસોએ તે છોકરાનો હસ્ત પકડ્યો એટલે તે એકદમ ચમકયો અને તેના હાથ પકડનાર માણસ તરફ તેણે જોયું તો ભારે અજાયબીની વચ્ચે તેને જણાયું કે તે માણસો તેના પૂર્વપરિચિત હતાં. જે માણસો તેને તેના કુટીરમાંથી વનમાં લાવ્યાં હતાં તે માણસો જ તે હતાં. તેમને પુનઃ જોઇને તે છોકરાએ સાહસ ધારણ કર્યું અને તે તેમના અદ્‌ભુત મુખ તરફ એકીટસે જોવા લાગ્યો.

તે છોકરાને પોતાની તરફ તાકીને જોતો જોઇને તે અદ્‌ભુત પ્રાણીઓ હસી પડ્યાં. એક બાજૂએ આંગળી કરીને તેમણે કહ્યું: "છોકરા! તું આ જુએ છે કે?"

તે અદ્‌ભુત જીવોએ જે બાજૂએ અંગુલીનિર્દેશ કર્યો હતો તે તરફ તેણે નજર કરી તો તે અદ્‌ભુત માણસોએ વિચિત્ર વસ્ત્રોથી

પોતાના દેહોને આવૃત્ત કરી દીધા હતા અને બંને હાથ જોડીને તેને પ્રણામ કરતા હતા, એમ તેના જોવામાં આવ્યું.

આ બધું શું હતું તે તે છોકરો પહેલાં તો સમજી શક્યો નહિ; પરન્તુ થોડીવાર પછી તેને જણાયું કે એક ગુલાબની કળી જેવી સુંદર યુવતી આંખો મીંચીને એક વિચિત્ર સિંહાસનપર બેઠેલી હતી. તે સુંદરી જેવી સ્વરૂપવતી લલના તે છોકરાએ કોઈ દિવસ જોઈ નહોતી. મનુષ્યમાં એટલા બધા રૂપની સંભાવના હોઈ શકે નહિ. તે ભૂતોની રાણી હતી. પણ તેની આંખો મીચેલી કેમ હતી?

તેના મનમાં આ વિચાર આવતાં તેની પાસે ઉભેલા ચાર માણસોને તેણે પૂછ્યું: "આ શું તમારી રાણી છે કે?"

તે છોકરાના મુખમાંથી ઉપલો પ્રશ્ન પૂરેપૂરો નીકળ્યો નહોતો એવામાં ચીત્કાર કરી સમસ્વરથી તેઓ બોલી ઉઠ્યા: "હા, હા. તારું બોલવું ખરું છે. તે અમારી રાણી છે. એને તારે આ સિંહાસનથી નીચે ઉતારવાની છે. આ કામમાટે ખાસ અમે આટલું બધું કષ્ટ વેઠીને તને અહીં લાવ્યા છીએ. ચાલ, તું એને સત્વર સિંહાસનપરથી નીચે ઉતાર."

તે છોકરાએ તેમને પૂછ્યું: "તમે મને અહીં શું કરવા લાવ્યા છો? તમારી પોતાની રાણીને તમે પોતે નીચે કેમ નથી ઉતારતા? એ કામ કરવામાટે તમે મને ખાસ પકડીને અહીં કેમ લાવ્યા છો?"

તે અદ્‌ભુત આકૃતિવાળા માણસોએ પોતાના દાંત બહાર કાઢી વિકટ હાસ્ય કરીને કહ્યું: "આટલું બધું દુ:ખ વેઠીને અમે તને અહીં લાવ્યા છીએ એમાં ખાસ હેતુ હશે જ એટલે તું અમે કહીએ છીએ તે કામ કર; કારણ કે, તેથી તારું ભલું થશે. એ કામ કરીશ તો તને રાજા બનાવવામાં આવશે. રાજસુખ ભોગવવાની શું તને ઇચ્છા નથી? જો એવી ઇચ્છા તારા હૃદયમાં હોય તો એકદમ આ રાણીને એના સિંહાસનપરથી નીચે ઉતાર."

તેમનું આ કથન સાંભળીને તે છોકરાને ભારે આનંદ થયો; તેમના કહેવાનો અમલ નહિ કરતાં તેણે પુન: પૂછ્યું: "પણ તમે મને ખાસ અહીં કેમ લાવ્યા છો? તમે પોતે તમારી રાણીને સિંહાસનપરથી નીચે કેમ નથી ઉતારી શકતા?"

તે છોકરાના આ પ્રશ્નો સાંભળીને વિરક્ત થઇને તેમણે કહ્યું: "અમે માણસો નથી. માણસ વિના અન્ય કોઈ એને સિંહાસનપરથી નીચે ઉતારી શકે તેમ નથી. અમારો રાજા એને આ સ્થળે કેદ કરીને ચાલ્યો ગયો છે."

તેમનું આ કથન સાંભળીને તે છોકરાએ કહ્યું: "હું એ રાણીની પોતાની ઇચ્છા જાણ્યા વિના એને સિંહાસનપરથી નીચે ઉતારીશ નહિ. મને એમ લાગે છે કે તમારી પાસે આવવાની એ બાઇની ઇચ્છા નથી."

આમ કહીને તે છોકરાએ તે બાઇના સિંહાસન પાસે જઇને તે યુવતીના કાન આગળ ઉચ્ચ સ્વરથી બૂમ મારીને પૂછ્યું: "રાણી! શું હું તમને સિંહાસનપરથી નીચે ઉતારું? આ લોકોની પાસે જવાની શું તમારી મરજી છે? શું હું તમારા હાથ બાંધ્યા છે તે છોડી દઉં?"

તે છોકરાનું આ કથન તે રાણીએ સાંભળ્યું હોય તેમ જણાયું. આંખો ઉઘાડ્યા વિના તેણે પોતાનું ડોકું ધૂણાવી એવી ઇશારત કરી કે જેથી તે છોકરાને જણાયું કે સિંહાસનપરથી તેને તેણે ન ઉતારવી એવી તેની ઇચ્છા હતી. તેની આ ઇચ્છા જાણી લઇને તે અદ્ભુત આકૃતિવાળાં માણસો તરફ જોઇને તે ચીત્કાર કરીને બોલ્યો: "નહિ, નહિ; હું તમારી રાણીને તેના સિંહાસનપરથી નીચે ઉતારી શકીશ નહિ. તમારી પાસે આવવાની તેની ઇચ્છા જણાતી નથી. તમે સારાં માણસો દેખાતાં નથી. મારી પાસે તેને તેના સ્થાનપરથી નીચે ઉતરાવીને તમે તેને દુ:ખ દેવા ઇચ્છો છો."

તે છોકરાના મુખમાંથી આ શબ્દો નીકળ્યા એટલે એકાએક તે સુંદરીએ પોતાની આંખો ઉઘાડી. તેણે તે છોકરા તરફ જોયું અને તે છોકરો તેની તરફ જોવા લાગ્યો. ચારે આંખો એક થતાં બંનેએ મંદ સ્મિત કરીને પોતાનાં મસ્તક નીચે નમાવ્યાં.

કેટલાક વખત પછી તે યુવતીએ અતિ મિષ્ટ ભાષામાં કહ્યું: "યુવક! મેં તમારું બોલવું સાંભળ્યું છે. તમે મારા વહાલેશરી છો, એ વીશે મારી ખાતરી થઈ ગઈ છે. હું ઘણી જ હતભાગિની છું. મારા સ્વામી મને આમ બંદિની કરીને જતા રહ્યા છે અને આ માણસોને તેમણે મને દુ:ખ દેવામાટે નિયુક્ત કર્યાં છે. આ માણસો દરરોજ એક માણસને પકડી લાવીને મને સિંહાસનપરથી નીચે ઉતરાવે છે અને પછી તેઓ મને નાના પ્રકારનું દુ:ખ દઇને પાછી સિંહાસનપર બેસાડી દે છે. કોણ જાણે કેટલાય દિવસથી આ પ્રમાણે એઓ મને દુ:ખ દે છે. કર્મયોગે આજે જ તમારા જેવા ભલા માણસ અહીં આવ્યા છે તેથી હું તેમના જુલ્મમાંથી મુક્ત થઇશ. આજ તમે મારાપર ઘણો જ મોટો ઉપકાર કર્યો છે તેનો બદલો હું તમને અવશ્ય આપીશ. બોલો, હું તમારું શું ભલું કરું? કહો, તમારે શું જોઇએ છે?"

તે રાણીનું આ બોલવું સાંભળીને તે છોકરાને ઘણો જ આનંદ થયો. બંને હાથ જોડીને ઘણા વિનીત ભાવથી તેણે કહ્યું; "રાણી! જો

તમે પોતાના હાથે મારું કાંઈ ભલું કરવાની ઇચ્છા રાખતા હો તો મને પ્રચુર ધન આપો કે જેથી મને કોઈ રીતનું દુઃખ રહે નહિ અને હું એક રાજાની માફક રહી શકું. આ ભયા સ... મને મારો કહીને બોલાવે એવું એક પણ માણસ નથી. ...ર ફક્ત એક વૃદ્ધ માતા હતાં પણ તે મને આ જગત્‌માં એકલો મૂકીને સ્વર્ગમાં સંચરી ગયાં છે."

તે છોકરાનું આ કથન સાંભળીને ભૂતોની રાણીએ તેની તરફ દૃષ્ટિનિક્ષેપ કર્યો અને તેને પગથી તે માથા સુધી જોઇને તેણે કહ્યું: "હે છોકરા! હું તારાપર સંતુષ્ટ થઈ ગઈ છું એટલે આજથી તારી ગરીબાઇનો નાશ થઈ ગયો છે. જે કુટીરમાં તું નિવાસ કરે છે તે સ્થાનમાં એક પ્રચંડ અટ્ટાલિકા થઈ ગઈ છે અને તે અટ્ટાલિકાનો આજથી તું માલિક છે. તે અટ્ટાલિકામાં તારા સુખમાટે અનેક દાસદાસીઓ અને પ્રચુર ધન રાખવામાં આવ્યું છે. તું તે અટ્ટાલિકામાં જઇશ કે તરત જ તે દાસદાસીઓ તારી તહેનાતમાં હાજર થઈ જશે. તું તારા ગામમાં એક રાજા સમાન થઈ પડીશ. પણ ભાઈ! મારી એક શીખામણ તું લક્ષમાં રાખજે. કોઈ પણ માણસને વિના કારણ તું દુઃખ દેતો નહિ. જે વખતે અન્યાય કરી તું કોઇનો તિરસ્કાર અથવા કોઇને તાડન કરીશ, તે વખતે તારાં ઘર, ધન, દોલત અને દાસદાસીઓ સર્વ અદૃશ્ય થઈ જશે."

ભૂતોની રાણીનું આ કથન સાંભળીને તે છોકરાના મનમાં ઘણો જ આનંદ થયો. તેના મનમાં એવો વિચાર આવ્યો કે રાણીના કહેવા પ્રમાણે ખરેખર તેનું ભાગ્યું તૂટ્યું ઝૂંપડું જો એક પ્રકાંડ અટ્ટાલિકામાં પરિણત થયું હશે તો તેના પાડોશીઓ તેના માટે શું ધારશે? તે સર્વ તેનાથી ભય પામીને પોતાનાં ઘરબાર છોડીને નાસી તો નહિ જાય કે? આ આશ્ચર્ય ભરેલી વાત દેશના રાજાના કાન સુધી તો નહિ પહોંચે અને તે આવીને તેને કેદ તો નહિ કરે ને? અથવા રાજા તેને માયાવી ધારીને જીવતો ભોંયમાં દટાવી તો નહિ ?

આ વિચાર આવતાં રાણી તરફ જોઇને તેણે કહ્યું: "હે રાણી! મારી સ્થિતિમાં એકાએક અદ્ભુત પરિવર્ત્તન થયેલું જોઇને મારાં પાડોશીઓ તેમના મનમાં શું ધારશે? મારાથી ભડકીને તેઓ ગામ છોડીને જતાં તો નહિ રહે ને! જો તે સર્વ મને ત્યજીને ચાલ્યાં જશે તો હું એકલો તમારી નિર્માણ કરેલી અટ્ટાલિકામાં કઈ રીતે રહી શકીશ?"

તે છોકરાનું આ કથન સાંભળીને હસતાં હસતાં રાણીએ કહ્યું: "હે છોકરા! એ વિશેનો તું તારા મનમાં કાંઈ પણ ભય રાખીશ

નહિ. તારાથી ... પામીને તારાં પાડોશીઓ તને ત્યજીને જતાં રહેશે નહિ પરંતુ તા... જોઇને તારી મેહરબાની મેળવવામાટે તેઓ પ્રસ્તુત થઈ જશે. તું ગરીબ હતો તે વાત તેમના સ્મરણમાં પણ આવશે નહિ. તે સર્વ તને એક રાજા પ્રમાણે માન આપશે અને આશ્ચર્યની વાત તો એ થશે કે તું પોતે પણ તારા પૂર્વ ઇતિહાસને ભૂલી જઇશ."

રાણીનું આ કહેવું સાંભળીને તે છોકરાને અત્યન્ત આનંદ થયો. સાહસ કરીને તેણે પુનઃ કહ્યું: "એ બધી વાત તો ખરી; પણ હું અહીંથી મારી અટ્ટાલિકામાં પહોંચીશ શી રીતે? જે લોકો મને અહીં લાવ્યા છે તેમણે મને પુનઃ મારે ઘેર પહોંચાડી દેવાની મારા આગળ પ્રતિજ્ઞા કરી હતી તથાપિ તેમના કહેવા પ્રમાણે તેમનું કામ મેં કર્યું નથી તેથી તેઓ મારાપર ગુસ્સે થયેલા છે એટલે હવે તેઓ મને મારે ઘેર પહોંચાડશે કે કેમ, એ વિશે મને શક છે. જ્યારે તમે મારાપર આટલી બધી દયા કરી છે ત્યારે મને મારે ઘેર પહોંચાડવા જેટલો વધારે ઉપકાર કરો એવી મારી પ્રાર્થના છે."

તે છોકરાનું આ બોલવું સાંભળી મૃદુ હાસ્ય કરીને ભૂતોની રાણીએ કહ્યું: "છોકરા! તારું બોલવું ખરું છે. પણ એ ચિન્તાથી પણ તું તારા હૃદયમાં ભયને સ્થાન આપતો નહિ. જે ગાડીમાં એ લોકો તને અહીં લાવ્યા છે તેના કરતાં લાખ દરજ્જે સારી ગાડી મારી પાસે છે. તે ગાડીમાં બેસાડીને હું તને તારા ગામમાં પહોંચાડી દઇશ, એમાટે તું બેફિકર રહેજે."

રાણી આ શબ્દો ... રહી નહોતી એટલામાં ત્યાં એક અતિ સુંદર અને મોટી ગાડી આવીને ઉભી રહેલી તે છોકરાના જોવામાં આવી. તે ગાડીમાં અતિ તેજદાર સો ઘોડા જોડેલા હતા અને સોળ ક્ષુદ્રાકૃતિવાળાં માણસો તે ગાડીને હાંકવાને બેઠાં હતાં. તેણે તે ગાડી તરફ જોયું તે ... માણસો તેની પાસે આવ્યાં અને અતિશય વિનીત ભાવથી તેનો હસ્ત પકડી... ગાડીમાં બેસાર્યો. તે છોકરો તે ગાડીમાં જઇને બેઠો કે તરત જ ... ચાર માણસો તેની આસપાસ બેઠાં અને ગાડી ચાલવા લાગી.

તે છોકરો ઘણો ગરીબ હતો તેથી ઘણી ઝડપથી ચાલનાર એવી ગાડીમાં કોઈ દિવસ તે બેઠો નહોતો પણ તે એવી ગાડીઓ કેટલી ઝડપથી દોડે છે એ વિશેની વાર્તા તેણે સાંભળી હતી. રાણીની ગાડી એટલા બધા વેગમાં ચાલતી હતી કે તે વેગ તે છોકરાથી સહન થઈ શક્યો નહિ. તેના શરીરમાં યથેચ્છ બળ હતું તેમ જ તેનામાં યથેચ્છ સાહસ અને

સહિષ્ણુતા હતાં તોપણ તે ભૂતની ગાડીના વિદ્યુત્વેગ તે સહન કરી શક્યો નહિ અને તેથી તેનાથી બૂમ પડાઈ ગઈ.

જે ક્ષુદ્રઆકૃતિવાળાં માણસો તે છોકરાની સાથે બેઠાં હતાં તે છોકરાનો મનોગત અભિપ્રાય જાણી ગયાં તેથી તેમણે ગાડી હાંકનારાને સંકેત કર્યો કે તરત જ તેમણે ગાડીને આકાશમાં ઉડાડી અને પછી ગાડી એવી રીતે ચાલવા લાગી કે જેથી તે છોકરાને કાંઈ પણ કષ્ટ થયું નહિ.

થોડીવાર પછી ગાડી નીચે ઉતરી અને એક સ્થળે ઉભી રહી. તે છોકરાએ ચારે તરફ આંખો ફેરવીને જોયું તો તેને જણાયું કે તે તેના ઘરની પાસે જ આવ્યો હતો. કિન્તુ તે કાંઈ સવાલ પૂછે તે પહેલાં તો ગાડીમાં બેઠેલાં માણસોએ ગાડીનાં બારણાં ઉઘાડી દીધાં અને તેને નીચે ઉતરી જવાને નમ્ર ભાષામાં કહ્યું.

કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તે છોકરો ગાડીમાંથી નીચે ઉતરી ગયો. નિમેષ માત્રમાં ગાડી, ઘોડા અને તે માણસો કોણ જાણે ક્યાંય ચાલ્યાં ગયાં. તે વિશે તે છોકરાને કાંઈ ખબર રહી નહિ.

જેટલો વખત તે ગાડીમાં હતો તેટલો વખત તે મોહપ્રાપ્ત-સ્થિતિમાં હતો. તે જમીનપર ઉતર્યો ત્યારે તેના ઉપરના મોહનો નાશ થઇ ગયો. તેણે આંખો ખોલીને જોયું તો રાત્રિ પૂરી થઈ જવા આવી હતી. આકાશમાં એકલો શુક્રનો તારો દેખાતો હતો. તે જે સ્થળે ગાડીમાંથી ઉતર્યો હતો તે સ્થળથી તેનું ઘર દૂર નહોતું. ઉતાવળા પગલે તે પોતાના ઘર તરફ ચાલવા લાગ્યો.

અલ્પ સમયમાં જ જે સ્થાને તેનું કુટીર આવેલું હતું ત્યાં તે જઈ પહોંચ્યો. ત્યાં જઇને તેણે જોયું તો આશ્ચર્ય! ત્યાં તેના કુટીરનું કાંઈ પણ ચિહ્ન નહોતું. કુટીરને બદલે ત્યા એક પ્રકાંડ અટ્ટાલિકા ઉભેલી હતી. છોકરાએ સાહસ કરીને તેમાં પ્રવેશ કર્યો. તે અટ્ટાલિકામાં તે વખતે કોઈ માણુસ નહોતું પણ તેમાં જૂદા જૂદા ખંડ હતા અને દરેક ખંડમાં કાંઈ ને કાંઈ બહુમૂલ્ય ચીજો હતી જ. એક ખંડમાં સોનાના મોહોરો ભરેલી હતી, બીજો ખંડ રૂપિયાથી પરિપૂર્ણ હતો અને ત્રીજામાં જાત જાતની મોજ શોકની ચીજો હતી. આ સર્વ દશ્ય જોઇને તે છોકરો પોતાના મનમાં આનંદિત તેમ જ ઉલ્લસિત થયો. હજી કેટલીક રાત્રિ બાકી રહેલી હતી તેથી તે શયનાગારમાં જઇને સોનાના પલંગપર સૂઈ રહ્યો. થોડીવારમાં જ તેને નિદ્રા આવી ગઈ અને તે ગાઢ નિદ્રામાં પડી ગયો.

જે સમયે તે છોકરાની નિદ્રાનો ભંગ થયો ત્યારે તેને જણાયું કે તેના ઘરમાં અનેક માણુસો વિચરી રહ્યાં છે! તે સર્વ તેની પાસે આવ્યાં અને તેને પોતાનો શેઠ કહીને બોલાવવા તથા નમન કરવા લાગ્યાં.

તેનાં સઘળાં પ [illegible] ોતપોતાના ઘરમાં જ હતાં. તે છોકરો જાગ્યો એટલે એક પ [illegible] ાશીઓ તેની પાસે આવવા લાગ્યાં અને તેઓ તેની સાથે મધુર વ [illegible] ાલાપ કરવા લાગ્યાં. એક રાત્રિ પૂર્વે તે છોકરો નિતાન્ત દીન હતો એ વાત [illegible]ઈ પાડોશી તેને કહી શક્યું નહિ. તેણે તેની માતાનું ખર્ચ પાણી સારી રીતે કરવું જોઇએ અને બ્રાહ્મણોને તથા ગરીબોને સારાં સારાં દાન આપવાં જોઇએ એવી શીખામણ તેઓ તેને આપવા લાગ્યાં.

તે છોકરા પાસે લક્ષ્મીનો કાંઈ ટોટો નહોતો. પાડોશીઓના કહેવા પ્રમાણે કરવાનું તેણે તેમને વચન આપ્યું. તે છોકરાએ પોતાની માતાની બધી ઉત્તરક્રિયાઓ મોટી ધામધૂમથી કરી. દેશનાં ગરીબ ગુરબાં અને બ્રાહ્મણ શ્રમણને તેણે ઘણું દાન આપ્યું. તે લઇને હાથ ઉંચા કરીને તે છોકરાને આશીર્વાદ આપતા આપતા તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

એક વર્ષ પછી પાડોશીઓ તેનામાટે એક મોટા જમીનદારની દીકરીને પસંદ કરી આવ્યાં અને તેની સાથે તેનો વિવાહ કર્યો. તે છોકરો ઘણી ધામધૂમથી જમીનદારની કન્યા સાથે પરણ્યો. સુશીલા સ્ત્રી અને પ્રચુર ધનસંપત્તિ પ્રાપ્ત થવાથી તે છોકરો પૂર્ણ આનંદમાં પોતાની સંસારયાત્રા કરવા લાગ્યો.



**ભારતલોકકથા**, ભાગ ૩ જો, બંગાળાની જૂની વાર્તાઓ, પ્રથમ ખણ્ડ; ૨૮ વાત.

૧ કર્મસૂત્ર, ૨ ... ગુ અને કાયસ્થ, ૩ બ્રાહ્મણનું ભાગ્ય, ૪ દેવભક્ષક બ્રાહ્મણ, ૫ બ્રાહ્મણની કવિતા, ૬ ... રને પોટલે ધૂળની ધૂળ, ૭ કુલટા કાજી અને ભામટો ભત્રીજો, ૮ દેવી ઇતુ, ૯ ઘટમંગલા પર્વણી, ૧૦ ચાર કવિરાજ, ૧૧ બે પગના પશુ, ૧૨ કંગાળની કળા, ૧૩ સંપ ત્યાં સિદ્ધિ, ૧૪ મૌનવાદ, ૧૫ શેઠ અને વાણોતર, ૧૬ મૂર્ખ રાજા અને તેનો મૂર્ખ પ્રધાન, ૧૭ કાનો માળી, ૧૮ ધૂર્ત શૃગાલ, ૧૯ ભાગ્યશાળી ભામટો, ૨૦ ત્રેવડી ચોરી, ૨૧ ડાકિની ભોજન, ૨૨ રાજપુત્ર અને કોટવાલપુત્ર, ૨૩ તિલભૂશકી અને ચલભૂશકી અથવા બે નવવધૂ, ૨૪ બે વરરાજા, ૨૫ રાજા વિક્રમાદિત્ય અને તેની વધૂ, ૨૬ વિદ્યા અને ચાતુર્ય, ૨૭ કોટવાલની કન્યા, અને ૨૮ બકરાં, વ્યાઘ્ર અને વાનર. પૃષ્ઠ ૨૫૭ કીં૦ ૧-૪-૦

**ભારતલોકકથા**, ભાગ ૪ થો, બંગાળાની જૂની વાર્તાઓ, દ્વિતીય ખણ્ડ; ૧૭ વાર્તાઓ.

૧ જીવનરહસ્ય, ૨ ફકીરચંદ, ૩ દરિદ્ર બ્રાહ્મણ અથવા વસ્તુ વિના નરપશુ, ૪ હીરામણ પોપટ, ૫ ઉદારાત્મા બ્રહ્મરાક્ષસ, ૬ બે ચોર અને તેમના બે પુત્રો, ૭ રાજનન્દિની કેશવતી, ૮ હજામ અને ભૂત, ૯ પત્ની કે ચુડેલ ?, ૧૦ કુમાર ભાલચન્દ્ર, ૧૧ સાત માતાનો પુત્ર, ૧૨ સ્વતન્ત્રભાગ્યા વૈશ્યદુહિતા, ૧૩ અફીણની ઉત્પત્તિ, ૧૪ શ્વેત વસન્ત, ૧૫ શિક્ષા અને શાન્તિ, ૧૬ ભૂત બ્રાહ્મણ, અને ૧૭ ખાડો ખોદે તે પડે. પૃષ્ઠ ૨૩૯ કીં. ૧-૪-૦

**ભારતલોકકથા**, ભાગ ૫ મો, બેગમબાજાર, પ્રથમ ખણ્ડ; ૫ વાર્તાઓ.

૧ જહીમા બેગમ, ૨ સલીમા બેગમ, ૩ ગુલ્નાર બેગમ, ૪ રોશન બેગમ, અને ૫ જન્નતઆરા અને જહાનઆરા. પૃષ્ઠ ૨૪૦ કીં. ૧-૪-૦

**ભારતલોકકથા**, ભાગ ૬ ઠ્ઠો, બેગમ બાજાર, દ્વિતીય ખણ્ડ; ૧૬ વાર્તાઓ.

૧ આયેષા બેગમ અથવા મરુભૂમિમાં જલબિન્દુ !, ૨ શાહજાદી જેબુન્નિસા, ૩ જમીલા અને ...મા અથવા પ્રેમની પ્રતિસ્પર્ધા, ૪ હશમતઆરા બેગમ, ૫ જીનતમહાલ બેગમ, ૬ ...ના અને જહીમા, ૭ શાહજાદી રામસુલ્લકા, ૮ પ્રેમપ્રતિમા લયલા બેગમ અથવા પ્રેમયજ્ઞમાં પ્રાણાહુતિ, ૯ સમરૂ બેગમ, ૧૦ જીનતુન્નિસા બેગમ, ૧૧ અલીવર્દીખાનની બેગમ, ૧૨ ઘસીટી બેગમ, ૧૩ અમીના બેગમ, ૧૪ લુત્કુન્નિસા બેગમ, ૧૫ રબિયા બેગમ, અને ૧૬ મુન્ની બેગમ. પૃષ્ઠ ૨૫૦ કીં. ૨-૦-૦

